

ભગવાન શ્રી સ્વામીનારાયણ

# નિવેદન

આ પુસ્તકની પહેલી આવૃત્તિ જલદી ખલાસ થતાં આ બીજી આવૃત્તિ સુધારા-વધારા સાથે પ્રસિદ્ધ થાય છે.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ ભાઈ શંકરદત્ત શાસ્ત્રીએ અગાઉ તૈયાર કરી આપેલી. તેમાં જરૂરી સુધારા-વધારા કરી, શ્રી. મણિલાલ લક્ષ્મીદાસ ભાલજાએ આનું નવેસરથી સંપાદન કરી આપ્યું છે; એટલું જ નહિ, પરંતુ સ્વામી સહજાનંદજીના ઉપદેશગ્રંથોમાંથી ઘણા ઉપયોગી ઉપદેશો તેમના જ શબ્દોમાં સારરૂપે તારવી આપ્યા છે, તે 'સ્વામી સહજાનંદના સદુપદેશો' એ મથાળા નીચે આમાં ઉમેરી લેવાયા છે. આ રીતે આ ગ્રંથને બને તેટલો સંપૂર્ણ બનાવવામાં તેમણે નિષ્કામભાવે સેવા આપી છે, જે માટે સંસ્થાનું ટ્રસ્ટીમંડળ તેમનો આભાર માને છે.

સ્વામી સહજાનંદે મહાગુજરાતના પ્રજાજીવનમાં એક અણીને પ્રસંગે આવીને અદ્ભુત ક્રાંતિ પ્રકટાવી છે. અંધેર, અવ્યવસ્થા અને શિથિલતા એ બધાંને દૂર કરી એમણે પોતાના ચમત્કારી જીવનથી પ્રજામાં શ્રદ્ધા, શૂરવીરતા, ત્યાગ, ભક્તિ, એકતા અને આધ્યાત્મિકતા પ્રકટાવ્યાં છે. ઠેઠ નીચલા થરો સુધી એમણે સત્ય અને સદાચારનાં અમૃત સિંચ્યાં છે. આમ, સ્વામી સહજાનંદ એક મહાન સુધારક છે, ધર્મચક્રના પ્રવર્તક છે અને ઉજ્જવલ રાષ્ટ્રવિધાનના પયગંબર છે. સાંપ્રદાયિક તત્ત્વોનો પરિચય લેતી વખતે પણ સ્વામીના આ ભવ્ય જીવનકાર્યને અને ઉદાત્ત જીવન-સંદેશને જ લક્ષમાં રાખવાં ઘટે છે. આ જ દૃષ્ટિએ જીવનચરિત્રનું આલેખન કર્યું છે.

જીવનચરિત્રમા ચમત્કારોના આલેખનમાં ઇરાદાપૂર્વક સંયમ રાખ્યો છે. આ જીવનચરિત્રનાં વાચકો પોતે જ એનું કારણ સહેજે સમજી શકશે. આમ છતાં, સંપ્રદાયની કેટલીક વાતો સમજવા માટે ભક્તિમયી દૃષ્ટિ રાખી છે, એ વાત ખાસ કહેવી યોગ્ય છે. બાકી,

સ્વામીના જીવનના સાચા ને મહાન ચમત્કારો તો સૌ કોઈના હૃદયને હલાવી નાખે એવા છે, અને તેમનુ તો અહી યથાર્થ વર્ણન કર્યુ જ છે

એ અ ધારયુગ સમા દિવસોમા પરપ્રાતમાથી આવીને કાઠિયાવાડ-ગુજરાતમા તેમણે ખાસ કરીને નીચના થરના લોકોમા સુધારો જન્માવી તેમની વૃત્તિનો પનટો કરી નાખ્યો અને પરિણામે સમાજ-જીવન જીવવાયોગ્ય-મીઠુ બન્યુ તે આજે લાગે છે તેટની સરળ વાત ત્યારે ન હતી. કોઈ વ્યક્તિવિશેષના હાથે જ એ બની શકે, તે માટે હિમ્મત, ધીરજ, કુનેહ, સ્વસ્થતા, આર્ષદૃષ્ટિ, પવિત્રતા અને સહાનુભૂતિ આવશ્યક છે સ્વામી સહજાનદને પ્રભુ કે પયગબર નહી માનનાર વ્યક્તિએ પણ તેમના વ્યવહારબુદ્ધિના, યોજનાશક્તિના, માનસ-સ્વાસ્થ્યના અને પ્રેરણા-પ્રચારના ગુણો મૂનવવા ધારે છે એ દૃષ્ટિએ તેમને વિચારી જોશો, તો પણ એમના જીવનચરિત્ર તથા સદુપદેશો નવુ વિચારબિન્દુ બક્ષશે

આ જીવનચરિત્ર તથા સદુપદેશો લખવામા ઘણા પુસ્તકોમા થી વિગતો મેળવી છે જે મુખ્ય પુસ્તકો જોવામા આવ્યા છે, તે આ પ્રમાણે છે-(૧) "સહજાનદ સ્વામી" શ્રી કિશોરલાલ મશરૂવાળા, "નવજીવન કાર્યાલય," અમદાવાદ, (૨) "શ્રી સ્વામીનારાયણ" (અગ્રેજી) ભાઈ મણિલાલ પારેખ, રાજકોટ, (૩) "વૈષ્ણવ ધર્મનો સક્ષિપ્ત ઇતિહાસ" શ્રી દુર્ગાશકર શાસ્ત્રી, મુબઈ; (૪) "વચનામૃત" (વડતાલ તથા અમદાવાદની આવૃત્તિ), (૫) "શિક્ષાપત્રી" (વડતાલની આવૃત્તિ), (૬) "સત્સગી જીવન" (વડતાલની આવૃત્તિ) (૭) ભક્તચિતામણિ તથા (૮) પીસગ્રથી (બન્નેના કર્તા નિષ્કુળાનદ સ્વામી) વગેરે

આ પછી પાન ૬ ઉપર શુદ્ધિપત્ર આપ્યુ છે તે મુજબ ગ્રથ સુધારીને વાચવા વાચકબધુઓને વિનતી છે.

મુબઈ
તા ૨-૧૧-'૪૫

'સસ્તુ સાહિત્ય મુદ્રણાલય'ના ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦ | ૧ | આથમણાં | આથમતાં |
| ૧૯ | ૭ | ત્યાં તોતાદ્રિમાં | ત્યાંથી શ્રીરંગક્ષેત્રમાં |
| ૧૯ | ૨૪ | પે'લે | પેલે |
| ૨૩ | ૧૮ | જાણ્યું, કે | જાણ્યું કે |
| ૨૪ | ૩ | કૃપા કરશો નહિ, | કૃપા કરશો, નહિ તો |
| ૨૬ | ૫ | પે'લી | પેલી |
| ૨૬ | ૨૭ | 'નારણ મુનિ' | 'નારાયણ મુનિ' |
| ૨૮ | ૭ | 'હું' | હું |
| ૩૧ | ૯ | આહંસામય | અહિંસામય |
| ૩૨ | ૫ | એના | એવા |
| ૩૬ | ૨ | કારયાણીથી | કારિયાણીથી |
| ૩૭ | ૨૦ | સૂઝી | સૂઝે |
| ૫૫ | ૨૩ | કૃષ્ણાજી | કૃષ્ણજી |
| ૭૩ | ૬ | રાખો | કરીશું |
| ૭૬ | ૧ | રહેતો | વહેતો |
| ૧૦૬ | ૧૧ | શક્તિની મૂર્તિ | શ્રીહરિની મૂર્તિ |
| ૧૧૦ | ૧૨ | અથને | અર્થને |
| ૧૧૬ | ૧૦ | ભગવાન સ્વરૂપ | ભગવાનનું સ્વરૂપ |
| ૧૨૫ | ૯ | હોઈ | હોય |
| ૧૨૬ | ૧૭ | સત્સંગજીવનના | સત્સંગી જીવનના |

| | | | |
|---|---|---|---|
| ૧૪૦ | ફૂ. નો. | વચનામૃત, ગઢડા, ૭૭ પ્રકરણ ૭૭ | વચનામૃત, ગઢડા, પ્ર૦ પ્ર૦-૩૮ |
| ૧૪૭ | ૯ | ભક્તિસહ વર્તમાન | ભક્તિ સહવર્તમાન |
| ૧૬૪ | ૯ | શિક્ષપત્રી | 'શિક્ષાપત્રી' |
| ૧૬૬ | ૧૦ | સર્વ સાધન થકી | સર્વ સાધન થકી અધિક |
| ૧૭૦ | ૧૧-૧૨ | જુએ છે; તેથી | જુએ છે તેથી; |
| ૧૭૩ | ૧૮ | તેમ શ્રુતિમાં કહ્યું છે | તે શ્રુતિમાં કહ્યું છે |
| ૧૮૦ | ૧૧ | નિત્ય કે | નિત્યે |
| ૧૮૨ | ૮ | ઊદર ફૂકી | ઊંદર ફૂંકી |
| ૧૮૨ | ૧૪ | ચામ-ચામ | દામ-ચામ |
| ૧૯૫ | ૭ | साम्यमुपेति | साम्यमुपैति |
| ૧૯૬ | ૨૦ | અંધારણ | અંધાણ |
| ૧૯૭ | ૧૭ | ગધને | ગંધને |
| ૧૯૭ | ૨૫ | નથી. | નથી." |
| ૨૦૪ | ૧૧ | થાય જ નહિ | થાય નહિ |
| ૨૧૧ | ૭ | પધાનપણે | પ્રધાનપણે |
| ૨૧૨ | ફૂ. નો. | ÷વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૧૬૯ | વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૬૯ |
| ૨૨૧ | ૬ | પ્રજ્જવલિત | પ્રજ્વલિત |
| ૨૨૧ | ૮ | " | " |
| ૨૩૫ | ૯ | ધમ | ધર્મ |
| ૨૩૯ | ૨૩ | सर्वैवर्णाथिमाचितः | सर्वैर्वर्णाश्रमोचितः |
| ૨૪૦ | ૫ | मुक्तेरपि | मुक्तैरपि |
| ૨૪૪ | ૧૫ | શુભ કર્મ છે; અને તે | શુભ કર્મ છે તે |

| | | | |
|---|---|---|---|
| ૨૫૨ | ૧૩ | ભગવાનનું | "ભગવાનનું |
| ૨૫૩ | ૭ | "હે જનાર્દન, | 'હે જનાર્દન, |
| ૨૫૩ | ૮ | પામ્યો છું; | પામ્યો છું;' |
| ૨૫૩ | ૨૫ | સદાકાર | સદાસાકાર |
| ૨૫૪ | ૧૪ | તે કોઈ | તે કાઈ |
| ૨૫૬ | ૨૫ | ગાન કરે, તેમ જ | ગાન કરે; અને જેમ ભગવાનનું યોગ્ય ચરિત્ર હોય તેનું ગાન કરે તેમ જ |
| ૨૬૦ | ૮ | ભસે છે | ભાસે છે |
| ૨૬૦ | ૧૮ | અગે | અ ગે |
| ૨૬૪ | ૧૦ | "તે | તે |
| ૨૬૫ | ૨૧ | માયા ને પરબ્રહ્મ | માયા, બ્રહ્મ ને પરબ્રહ્મ |
| ૨૬૯ | ૬ | એક કળાવચ્છિન્ન | એકકળાવચ્છિન્ન |
| ૨૭૮ | ૧૬ | स्यांम | स्यां |
| ૨૮૧ | ૩ | કહ્યા છે | કહી છે |
| ૨૮૭ | ૬ | તેનો (ઠેકાણું) | તેનો ઠા' (ઠેકાણું) |
| ૨૮૮ | ૧૯ | આધકું | અધિકું |
| ૨૮૯ | ૧૭ | તે વહે છે. જે | તે રહે છે જે |
| ૨૯૫ | ૫ | मति र्भ भगवान | मतिर्भगवान |
| ૩૦૯ | ૬ | કરેલી | કરવી |

# અનુક્રમ

# સ્વામી સહજાનંદ

પ્રજામાં વહેમનાં જાળાં બંધાઈ ગયાં હોય, ભૂંડા આચાર-વિચારોથી પ્રજાની નાડીઓ તૂટી ગઈ હોય, અજ્ઞાન ને નિરક્ષરતાએ પ્રજાના મોટા ભાગને પોતાના પંજામાં પકડી રાખ્યો હોય, રાજકાજમાં અંધેર વર્તી રહ્યું હોય, પ્રજામાં પ્રાણ જેવો ધબકારો નહિ જેવો થઈ ગયો હોય, અને:એમ આખો સમાજ ધર્મ તથા સંસ્કારિતાની નીચલી ગતિએ ગબડી ચૂક્યો હોય, ત્યારે આશ્ચર્યની છતાં સાચેસાચી વાત છે, કે કોઈ ને કોઈ ઝંડાધારી આ સંસારમાં પ્રકટે છે અને પોતાના જીવનકાર્યથી પ્રજાના પ્રાણમાં ચેતના જગાવે છે. કદીક એવી વ્યક્તિ ક્ષાત્ર-વીર હોય છે, તો કદીક તે ધર્મવીર હોય છે. તે વીરતા ને ત્યાગની પરાકાષ્ઠા સાધે છે અને પ્રજામાં આદર્શની સિદ્ધિને અર્થે સર્વસ્વ ન્યોછાવર કરવાની તમન્ના પ્રકટાવે છે. અને ક્યારેક એવે સમયે કોઈ પરમ પ્રતિભાશાળી પુરુષ પ્રકટે છે: તે પયગમ્બર હોય છે, ધર્મસંસ્થાપક હોય છે અને સમગ્ર સંસારની સિકલને તે ફેરવી નાખે છે. ખરેખર, કાદવમાં કમળ ઊગે છે અને લોકની આથમણી ગતિમાં એની ઊગમણી ગતિનો ધક્કો મળે છે.

તે વખતે, એટલે કે વિક્રમની ઓગણીસમી સદીના ત્રીજા-ચોથા દાયકામાં, ભારતવર્ષમાં અંગ્રેજી સત્તાનો પાયો નખાઈ ગયો હતો, પણ હજુ એને તીવ્ર રાજ્યાભિલાષ જાગ્યો નહોતો. હજુ અંગ્રેજોનું ધ્યાન વેપારમાં લાગી રહ્યું હતું અને ઇંગ્લંડથી કંપનીના અમલદારો ઉપર રાજ્યવિસ્તાર સામે અંકુશો મેલાયે જતા હતા. ત્યારે અંગ્રેજોએ બંગાળમાં જ રાજ્ય માંડ્યું હતું. મહીસૂરના હૈદર ટીપુ તેમને દક્ષિણમાં જામતાં પડકારતા હતા

અને મરાઠી સત્તાનાં આથમણાં તેજ પણ અંગ્રેજોની આંખને આંજી રહ્યાં હતાં. તે વખતે પંજાબમાં શીખસત્તાનો સ્થાપક રણજિતસિંહ પારણે ઝૂલતો હતો. ગુજરાતમાં તો ત્યારે જાણે કોઈ ધણીરણી નહોતું. પેશવા અને ગાયકવાડ મન ફાવે તેમ ગુજરાત ઉપર સપાટો મારી જતા હતા. એ અવ્યવસ્થામાં કોળી, કાઠી અને ગરાસિયાઓ ધાડપાડુનો ધંધો લઈ બેઠા હતા અને પોતાના જ ગુજરાતને લૂંટી રંજાડતા હતા. ત્યારે નાનાં નાનાં અનેક રજવાડાં અંધેર ને અવ્યવસ્થામાં ઉમેરો કરતાં હતાં; તો બીજી બાજુ કૂડાપંથી, કૌલ, શાક્ત, વામ-માર્ગીઓ અને શુષ્ક વેદાંતીઓ વગેરેના નાનામોટા સંપ્રદાયો સમાજમાં વહેમ, ત્રાસ, હિંસા અને અજ્ઞાન વર્તાવી રહ્યા હતા. સતી, બાળહત્યા, કુલીનશાહી અને ધર્મને નામે અનાચાર એ ત્યારે અતિ સામાન્ય થઈ પડ્યાં હતાં.

આમ, આખો દેશ જીવનની અધોગતિ તરફ ધસી રહ્યો હતો. થોડા જ વખતમાં, ૬૦૦૦ માઇલથી આવેલા મૂઠીભર પરદેશી વેપારીઓ આ વિશાળ ખંડને પોતાની ચપટીમાં લઈ શક્યા, એ જ તે વખતની પરિસ્થિતિનું સાચું સૂચન છે; પણ એ જ વિષમ કાળમાં, ભારતવર્ષે રાજા રામમોહનરાય અને સ્વામી સહજાનંદના ધર્મમંગલ જીવન–પ્રકાશ મેળવ્યા. ગુજરાતમાં તે વખતે જાણે નવજીવનનું પરોઢ થવાને માટે અંધકારનાં વલોવણાં ચાલી રહ્યાં હતાં. ધીરો, રણછોડ, ભોજો, નિરાંત અને એવા બીજા અનેક ભક્તરાજો ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છમાં સમાજને ઢંઢોળી રહ્યા હતા. તેમાં સ્વામી રામાનંદ અને તેમના શિષ્યો મુકુંદદાસ (મુક્તાનંદ) તથા લાલજી સુતાર (નિષ્કુલાનંદ) ઉદ્ધવ–સંપ્રદાયનો પાયો નાખી રહ્યા હતા. સ્વામી રામાનંદનું મંડળ તો ભક્તોની શાળા જ થઈ રહ્યું હતું. એમના એક શિષ્ય ગોવિંદદાસે 'કલિયુગના ગરબા' માં

સંવત ૧૮૩૭માં જાણે ભવિષ્ય ભાખ્યું હતું: 'કરુણા કરીને કૃષ્ણ કલિમાં પ્રકટ થશે' તે 'પુરુષોત્તમ ભગવાન કામ, ક્રોધ, મદ, લોભના ત્યાગી સાધુ કરશે અપારજી'. વળી તે 'ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય સૌની ભક્તિ કરશે વિસ્તાર' ખરેખર! સંવત ૧૮૩૭ની ચૈત્ર સુદ નોમને દિવસે, રામનવમીને પવિત્ર દિવસે, અયોધ્યાના છપૈયા ગામમાં સ્વામીનારાયણનો જન્મ થયો.

૨

લખનૌથી ગોરખપુર જતી ગાડી પર 'છપૈયા સ્વામીનારાયણ' નામનું નાનકડું સ્ટેશન છે. અયોધ્યાથી સાત ગાઉ દૂર તે આવેલું છે. ત્યાં હરિપ્રસાદ પાંડે અને પ્રેમવતી એ બ્રાહ્મણ દંપતી છે. તેઓ શ્રીકૃષ્ણના અનન્ય ભક્ત છે અને સદાચારી છે. એમને રામપ્રતાપ નામનો એક પુત્ર છે. કુટુંબની સ્થિતિ અત્યંત દુર્બળ છે; તેથી રામપ્રતાપને મામાને સોંપી તે પતિ-પત્ની યાત્રાએ નીકળે છે. ગોકુળ-વૃન્દાવનમાં થઈ તેઓ આગળ ચાલે છે, તો અરણ્યમાં ભૂલાં પડે છે. તેઓ પાછાં છપૈયા આવે છે. ત્યાં સંવત ૧૮૩૭ની રામનવમીને દિને રાતના દસ વાગે ઉદ્ધવ-સંપ્રદાયના ઇષ્ટદેવ સ્વામી સહજાનંદનો જન્મ થાય છે. સ્વામી પોતે કહે છે: 'તે અમારી જન્મભૂમિ, અયોધ્યાથી ઉત્તર દિશામાં સરવર દેશ છે. તે દેશમાં મનોરમા નદી છે. તે નદીને વિષે મખોડા નામે તીર્થ છે. તે તીર્થથી ઉત્તર દિશામાં એક મજલને છેટે છપૈયા નામે ગામ છે. તે ગામ અમારા મામાના ગરાસનો છે. તે ગામને વિષે સરવરિયા બ્રાહ્મણ હરિપ્રસાદ પાંડે એવે નામે છે. તે બ્રાહ્મણ સામવેદી છે અને સાવર્ણ્ય ગોત્રી છે. તેમની કૌથુમી શાખા છે અને ભાર્ગવ, વૈતહવ્ય, સાવેતસ, એ નામે તેમના ત્રણ પ્રવર છે. અમારા પિતાના પિતાને શિરનેત્ર રાજાએ ઈટાર ગામ આપ્યું હતું, તે માટે ઈટારના પાંડે એવી અમારી અટક છે.'

રામજયંતીને દિવસે અવતરેલા એ બાળકનું નામ 'ઘનશ્યામ' પાડવામાં આવ્યું હતું. એ વચેટ પુત્ર હતા, અને એમનાથી નાનાનું નામ ઇચ્છારામ હતું. ઘનશ્યામ હજી છ જ દિવસના થયા હતા, ત્યારે કોઈ કાલિદત્તે–કોટરા વગેરે કૃત્યાગણને મોકલી અભિચાર પ્રયોગ કરવાની ઇચ્છા કરેલી; પરંતુ તે બાળ ઘનશ્યામ આગળ ફાવી શક્યો નહિ. ત્યારબાદ ઘનશ્યામ સવા બે વર્ષના થયા તે વખતે એ જ કાલિદત્ત આસુરી માયા વિસ્તારી બગીચામાં ક્રીડા કરતા ઘનશ્યામને ઉપાડી ગયો અને પ્રચંડવાયુ મુશળધાર વરસાદ ને ઘોર અંધકારમાં ઘનશ્યામનો નાશ કરવા વિવિધ અભિચાર પ્રયત્નો કરવાનો વૃથા ઉદ્યમ કરી અંતે મરણ પામ્યો.

આ બનાવ પછી હરિપ્રસાદ પાંડે ને પ્રેમવતી (ભક્તિમાતા) છપૈયામાંથી અયોધ્યા રહેવા ગયાં, જ્યાં એમની વિશેષ આર્થિક ઉન્નતિ થઈ. અયોધ્યામાં ઘનશ્યામને પોતાના પિતા હરિપ્રસાદ પાંડેએ (ધર્મદેવે) જન્મથી પાંચમા વર્ષમાં વેદ વેદાંગ ઇત્યાદિ સર્વ સચ્છાસ્ત્રનો અભ્યાસ કરાવ્યો. યોગ્ય કાળે ઘનશ્યામને જનોઈ આપવામાં આવી હતી અને એ અગિયાર વર્ષના થયા ત્યારે એમનાં માતા પ્રેમવતી અવસાન પામ્યાં. બાળપણથી તેમને તપનો જ 'ઇશ્ક' હતો. વ્રતનિયમો કરવાં, દેવદર્શને જવું અને કથાવાર્તા સાંભળવી એ બધાં ઉપર એમને અત્યંત શ્રદ્ધા હતી. વળી, તે અખાડામાં જતા, ખૂબ કસરત કરતા અને એમનાથી મોટી વયના છોકરાઓને પણ કુસ્તીમાં હરાવતા. પિતા હરિપ્રસાદ ઘનશ્યામનાં તપવૈરાગ્યને જાણી ગયા હતા, એથી એમણે ઇચ્છારામનું સગપણ કરી દીધું હતું અને રામપ્રતાપનાં તો લગ્ન પણ કરી નાખ્યાં હતાં; પણ ઘનશ્યામ વિષે એમણે પોતાના અંતકાળે બીજા બે પુત્રોને ભલામણ કરી: "તમે ઘનશ્યામની સંભાળ રાખજો. એ ઘર માંડશે નહિ.

સરયુ નદી તરી પાર ઊતરી ઉત્તર દિશામા હિમાલયની વાટ લીધી મુક્તનાથ આવી, ચાર માસ રહી, સૂર્યનારાયણને પ્રસન્ન કરી હિમાલયની તળેટીમા દક્ષિણ તરફ પ્રયાણ કર્યું તે પછી બુટોલ-નગરને પામી આગળ ગતિ કરી

હવે નીલકંઠ એક વિશાળ અરણ્યમા પેસે છે, ત્યા ગોપાળ યોગીના તેમને દર્શન થાય છે ગોપાળ યોગી પાસે નીલકંઠ લગભગ વરસેક રહે છે, અને એ યોગી એમને યોગ શીખવે છે આ ગોપાળ યોગીએ નીલકંઠને ગીતાની હાથપ્રત આપી આમ, યોગનુ પ્રત્યક્ષ શિક્ષણ અને ગીતાજીનો જીવનપ્રદીપ–એમ બે વસ્તુઓ નીલકંઠને પ્રસાદીમા મળી યોગ કંઈ જેવા તેવા માણસનુ કામ નથી એને માટે શ્રદ્ધા જોઈએ છે અને ઈશ્વરમા અનન્ય નિષ્ઠાની આવશ્યકતા છે ચારિત્ર્યનો સુદૃઢ પાયો ન હોય, ને સાધ્યને માટે સર્વ પ્રકારની કસોટીમાથી પાર થવાની તાલાવેલી ન હોય, તો આધ્યાત્મિક જીવનના વિકાસને અવકાશ જ ન રહે, પણ નીલકંઠને તો આ સમૃદ્ધિ મળી જ હતી, અને તેમા ગીતા એમના જીવનદર્શનની પરમ ઉજ્જવલ પ્રકાશક થાય છે આશ્ચર્યની વાત એ છે, કે ગોપાળ યોગી પણ જાણે નીલકંઠને યોગ-દીક્ષા આપવા અને તેમના સ્વરૂપનું પ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવા પૂરતા જ જીવી રહ્યા હતા, કારણકે એક બાજુ નીલકંઠનું યોગ–શિક્ષણ પૂરુ થયુ, અને બીજી બાજુ ગોપાળ યોગીએ દેહ છોડ્યો હવે એ યોગીની ઉત્તરક્રિયા કરીને નીલકંઠે પૂર્વ તરફ ચાલવા માંડ્યુ

આદિવરાહ અને પછી પૂર્વ બંગાળમા તે આવ્યા રસ્તામા સિરપુર ગામમા સિદ્ધવલ્લભે એમને ચાતુર્માસ રાખી સત્કાર કર્યો બંગાળમા જ તંત્રમંત્રનુ જોર ખૂબ હતુ, તેથી નીલકંઠે તે ઉપરની શ્રદ્ધા ઉઠાવવાનુ કાર્ય કર્યું આથી સિરપુરમાં તેમ જ કામાક્ષી દેવીના ગામમા નીલકંઠે મંત્રવાદી સિદ્ધાભિમાનીઓનુ

માન ઉતારી પ્રચલિત વામમાર્ગનું ખંડન કર્યું. ત્યાંથી તે જગન્નાથપુરી તરફ વળ્યા. રસ્તામાં તેમણે નવલખા પર્વત, ખાલવાકુંડ અને કપિલાશ્રમ તીર્થોનાં દર્શન કર્યાં. આ વખતે નીલકંઠની કોમળ વૃત્તિઓ અત્યંત જોરથી વિકસી રહી હતી– ત્યાં સુધી કે લીલી ભાજીને તોડતાં પણ એમને કંપારી છૂટતી! જગન્નાથમાં કેટલાક વૈરાગીઓએ તલવારની ધમકી આપીને એમને ભાજી તોડી લાવવા કહ્યું; પણ જેના દિલમાં અલ્પ જીવની ઉપર પણ અતિશય દયા રહી હતી, જે રખે કાંઈ અપરાધ થઈ બેસે એ ખાતર પેખી પેખીને પગલાં ભરતા હતા, જે પશુપંખી પ્રાણધારી પર પણ કરડાં નેણ કરતા નહોતા અને એમ સ્થાવર-જંગમ સકલ જીવના જે 'સુખદેણ' હતા, તે આવી ધમકીથી ડરીને ડગી જાય એમ નહોતું. તેમણે ભાજી ન તોડી એટલે વૈરાગીઓએ એમને અત્યંત ત્રાસ આપ્યો–અરે, એમનો જીવ પણ જોખમમાં આવી પડ્યો હતો; પરંતુ નીલકંઠના પ્રભાવથી દસ હજાર અસુરો પરસ્પર લડી મૃત્યુશરણ થયા!'

પણ આ કરુણ–કઠોર પ્રસંગની સાથે બીજો પ્રેમ–કરુણ પ્રસંગ પણ બન્યો હતો. નીલકંઠ જગન્નાથપુરીને રસ્તે ચાલી રહ્યા હતા. રસ્તામાં એક ગામમાં એમને એક ઘરમાં પ્રેમભર્યો આવકાર મળ્યો. ઘરમાં માતા અને એનો એકનો એક પુત્ર જયરામદાસ હતાં. માતાએ નીલકંઠ ઉપર જાણે જનનીનો સર્વ પ્રેમ ઢાલવ્યો. નીલકંઠને તે ત્યાંથી જવા દેવા બિલકુલ નારાજ હતી, પણ નીલકંઠ તો એક રાતે ત્યાંથી પણ ચાલી નીકળ્યા; એટલે માતાએ જયરામદાસને નીલકંઠની પાછળ મોકલ્યો. જયરામદાસે માતા તરફથી અને પોતા તરફથી નીલકંઠને ફરી ઘેર આવવા અનેક વિનતિઓ કરી, પણ નીલકંઠ પાછા ન જ ફર્યા. આમ જયરામદાસ પાછો ફર્યો, પણ રસ્તામાં એ માંદો પડ્યો. સાજો થયા પછી એ ફરી નીલકંઠની શોધમાં નીકળ્યો, વર્ષો

પછી, કાઠિયાવાડમાં જયરામદાસને સહજાનંદ થયેલા નીલકંઠનો મેળાપ થાય છે, અને તે ઘેર ન જતાં સત્સંગમાં સાધુ થઈ રહે છે!

પુરીથી નીકળી નીલકંઠ આદિકર્મ, માનસપુર, વેંકટાદ્રિ, શિવકાંચી, વિષ્ણુકાંચી, શ્રીરંગ, રામેશ્વર, ધનુષ્કોટિ વગેરે તીર્થોમાં ગયા. સેતુબંધ રામેશ્વર જતાં એમને એક સેવકરામ નામનો સાધુ રસ્તામાં જોવા મળે છે. આ સેવકરામ સાધુ બીમાર પડયો હતો. દુખને લીધે તે ચીસ પાડતો હતો. નીલકંઠને દયા આવી અને તેમણે તેને માટે એક વડની છાયામાં કેળની પથારી કરી અને બે મહિના સુધી એની 'કડીનોડ' ચાકરી કરી. સેવકરામ પાસે હજારેક રૂપિયા હતા. સાજો થયા પછી તે એ રૂપિયામાંથી ઘી, ખાંડ વગેરે મગાવીને ઝાપટતો હતો. આમ શેર ઘી પચાવી શકે એવો એ બળવાન થયો હતો, પણ નીલકંઠને તો એ પોતાના ખાવામાંથી કશુ ય આપતો નહોતો. તે તો વસતિમાંથી અન્ન માગી લાવીને જમતા હતા અને કદીક ઉપવાસ પણ કરતા હતા. હવે સેવકરામે મુકામ ઉઠાવ્યો, તો મણનો બોજો પણ નીલકંઠ પાસે ઉંચકાવ્યો! આવા કૃતઘ્ન માણસ સાથે કેટલું રહેવાય? અને નીલકંઠે એનો સાથ છોડયો.

નીલકંઠે પશ્ચિમ કિનારેથી પાછું ઉત્તર તરફ ચાલવા માંડયું. રસ્તામાં પાંચપાંચ દિવસના ઉપવાસ થયા. સુંદરરાજ, ભૂતપુરી, પદ્મનાભ અને સાક્ષીગોપાળ વગેરે દક્ષિણનાં તીર્થો કરી નીલકંઠ પંઢરપુરમાં આવ્યા અને ત્યાં બે માસ રહ્યા. ત્યાંથી નાસિક થઈ, તેમણે ગુજરાતનો માર્ગ લીધો અને છેવટે કાઠિયાવાડમાં પ્રથમ પગ મૂકયો સંવત ૧૮૫૬ ના શ્રાવણ વદિ ૬ ને દિવસે નીલકંઠ માંગરોળ બંદરથી બેત્રણ ગાઉ દૂર આવેલા લોજ ગામે આવ્યા. સાત વર્ષ, એક માસ ને અગિયાર દિવસ પ્રકૃતિ અને જનસમાજની મહાશાળામાં

શિક્ષણ પામી નીલકંઠ જાણે પોતાના ધામે આવ્યા.

આ યાત્રાએ એમને માનવસ્વભાવની પરીક્ષા કરવાની ઊંડી દૃષ્ટિ આપી. જનસમાજની વાસ્તવિક સ્થિતિ વિષે પણ તે પૂરેપૂરા જાગ્રત થયા. દુનિયાદારી બાબતોમાં એમની ખંત ને કુનેહ પાછળથી જોવામાં આવે છે, તેનો પાયો પણ આ જ ગુરુકુલવાસમાં નખાયો. એમણે એકાકી યાત્રા કરી હતી અને પોતાની જાત ઉપર એમણે અનેકાનેક કઠોરતાઓ નોતરી હતી. હિંદના ધાર્મિક ઇતિહાસમાં અદ્ભુત એવો એ ઓગણીસ વર્ષનો જુવાન મહાન આચાર્યપદને પામવા માટે અને એક સમર્થ સત્સંગને સુદૃઢ ને સુવ્યવસ્થિત કરવાને માટે લોજમાં આવ્યો !

ત્યારે સાત વર્ષની તપશ્ચર્યાથી નીલકંઠનો દેહ તદ્દન સુકાઈ ગયો હતો. તે વખતને ઉદ્દેશીને સ્વામી પોતે જ કહે છે: 'મને સ્વામી કાર્તિકની પેઠે એવો જ વિચાર ઊપન્યો, જે મારે મારા શરીરમાં માતાનો ભાગ જે રુધિર અને માંસ તે રહેવા દેવું નથી; માટે ઘણેક પ્રયત્ને કરીને શરીરને એવું સૂકવી નાખ્યું, જે શરીરમાં કંઈક વાગે તો પાણીનું ટીપું નીસરે, પણ રુધિર તો નીસરે જ નહિ.' વળી, તેમણે તે ગાળામાં પરસેવો ન વળે એવાં આસનો પણ સાધ્યાં હતાં. આવા નીલકંઠ પેલા મંગળ દિને કાઠિયાવાડમાં આવ્યા અને લોજ ગામની બહાર એક વાવમાં સ્નાન કરી પૂજા કરવા બેઠા.

## ૪

તે વખતે લોજમાં સ્વામી રામાનંદનું મુખ્ય સ્થાનક હતું. મુક્તાનંદ અને બીજા શિષ્યો ત્યાં રહેતા હતા. નીલકંઠને વાવ ઉપર બેઠેલા જોઈને મુક્તાનંદના હાથ તળેના એક સાધુ સુખાનંદે અવર્ણ્ય સ્નેહની લાગણી અનુભવી. એમણે નીલકંઠને

ક્યાંથી આવ્યા છો વગેરે પ્રશ્નો પૂછયા. ત્યારે નીલકંઠે કહ્યું: 'બ્રહ્મપુરથી આવ્યા છીએ; બ્રહ્મપુર જવું છે; અને જે ત્યાં લઈ જાય, તે જ ખરાં માબાપ છે.' સુખાનંદ આ ઉત્તરથી અત્યંત પ્રસન્ન થયા, અને નીલકંઠ પણ એ સાધુથી રાજીપો અનુભવવા લાગ્યા. હવે નીલકંઠ સ્વામી મુક્તાનંદ પાસે ગયા, અને થોડા વખતમાં બંને વચ્ચે નિર્મળ સ્નેહની અતૂટ ગાંઠ બંધાઈ ગઈ. ત્યાં નીલકંઠને સ્વામી રામાનંદને મળવાની અતિશય તાલાવેલી થઈ.

કચ્છ-કાઠિયાવાડમાં આટલી જબરદસ્ત ધર્મજાગૃતિ લાવનાર એ રામાનંદ સ્વામીમાં એવું તે શું આકર્ષણ હતું, કે આટઆટલી યાત્રાઓ અને આટઆટલાં ઊંડાં જીવનશોધનો છતાં નીલકંઠને જે ખીજે મળ્યું નહોતું તે એ સ્વામીમાં મળી આવ્યું ?

અયોધ્યામાં અજયપ્રસાદ અને સુમતિ નામે એક બ્રાહ્મણ-દંપતીને ત્યાં સંવત ૧૭૯૫ની જન્માષ્ટમીને દિવસે રામશર્મા નામના એક પુત્રનો જન્મ થયો હતો. બાળપણથી જ એ ભક્તિનિષ્ઠ હતા. બારેક વર્ષના થયા ત્યાં સુધી એમણે વિદ્યાભ્યાસ કર્યો; અને પછી ઘેરથી કાયમને માટે નીકળી પડ્યા ! તીર્થયાત્રાઓ કરતાં કરતાં તે કાઠિયાવાડમાં આવ્યા. અહીં તળાજા ગામમાં કોઈ કાશીરામ શાસ્ત્રીને ત્યાં રહી એમણે સંસ્કૃત ગ્રંથોના એક મહાન સંગ્રહનો અભ્યાસ કર્યો. પછી એ દ્વારકાની યાત્રાએ ગયા. ત્યાં એમણે ગિરનાર પાસે ત્રાંબામાં રહેતા સ્વામી આત્માનંદ વિષે સાંભળ્યું. રામશર્મા એ આત્માનંદ પાસે આવી રહ્યા અને તેમના શિષ્ય થયા. અહીં એમણે રામાનંદ નામ ધારણ કર્યું. આત્માનંદ કેવલાદ્વૈતી હતા અને નિર્ગુણ બ્રહ્મના ઉપાસક હતા. રામાનંદ સ્વામીને એમની

પાસેથી ઘણું જ્ઞાન થયું; પણ એમના હૃદયને શાંતિ લાધી નહિ. એમનું હૃદય તો બાળપણથી ભક્તિભીનું હતું. એમને શ્રીકૃષ્ણમાં દૃઢ નિષ્ઠા હતી; અને એમને તો શ્રીકૃષ્ણનાં સાક્ષાત્ દર્શન કરવાં હતાં. આત્માનંદ આ દર્શન કરાવી શકે, એમ એમને લાગ્યું નહિ. એટલે કોઈ બીજા ગુરુની શોધમાં એ નીકળી પડ્યા. ચાલતાં ચાલતાં તે દક્ષિણમાં રામાનુજાચાર્યની જન્મભૂમિમાં આવ્યા. ત્યાં તોતાદ્રિમાં જઈ એમણે રામાનુજની ભક્તિ આરંભી. રામાનુજે એમને સ્વપ્નામાં દર્શન આપ્યાં; અને શ્રીકૃષ્ણનાં દર્શન થાય એવું સાધન બતાવ્યું. આ સાધન કરવાથી રામાનંદને શ્રીકૃષ્ણનાં દર્શન થયાં. આમ રામાનંદે વૈષ્ણવદીક્ષા મેળવી અને પોતાને મળેલા સત્યનો પ્રજામાં પ્રચાર કરવા માટે એ ફરીથી યાત્રાએ ઊપડ્યા. ગોકુળ–મથુરાની યાત્રા કરી તે ફરતા ફરતા પાછા કાઠિયાવાડમાં આવ્યા અને પોતાના ગુરુ સ્વામી આત્માનંદને મળ્યા. ગુરુશિષ્યને ખૂબ ચર્ચા થઈ, અને છેવટે ગુરુ શિષ્યના મતના થઈ ગયા. થોડાક વખત પછી ગુરુ દેવલોક પામ્યા, અને સર્વ શિષ્યોએ રામાનંદને ગુરુપદ આપ્યું.

રામાનંદને શ્રીકૃષ્ણનાં દર્શન થયાં હતાં, ત્યારે શ્રીકૃષ્ણે તેમને વચન આપ્યું હતું કે પોતે જલદીથી પ્રકટ થઈ એમને મળશે. આમ,-પોતાના ઇષ્ટદેવ પ્રકટ થશે, એ શ્રદ્ધાથી એમણે પોતાનું કાર્ય આરંભ્યું. જ્યાં ત્યાં રામાનંદ શ્રીકૃષ્ણના ભાવિ–પ્રાકટ્યની વાત કરતા હતા. પોતે કહેતા: 'હું તો ભાવિ–નટના આગમનની ડુગડુગી બજાવું છું.'

ત્યાં પોષે મંગળ દિવસે નીલકંઠ લોજમાં આવ્યા. થોડાક દિવસ પછી મુક્તાનંદે અને નીલકંઠે–બન્નેએ સ્વામી રામાનંદને પત્રો લખ્યા અને લોજ પધારવા વિનંતિ કરી. એ પત્રો સ્વામી

રામાનંદને કચ્છમાં પહોંચ્યા; એટલે નીલકંઠની ઈશ્વરપ્રાપ્તિ માટેની વ્યાકુળતા, એમની સાધના અને એમનો ઉત્સાહ જોઈને સ્વામી રામાનંદ સભા વચ્ચે બોલી ઊઠ્યા: 'જેની હું વાટ જોતો હતો, તે આવી પહોંચ્યા છે.' ત્યારે લાલજી સુતારે પૂછ્યું: 'તો, એ નવા આવનાર આપણા સંપ્રદાયના સ્વામી રામદાસ જેવા છે?' રામાનન્દ કહે: 'અરે! રામદાસ તે શું? એથી બહુ મોટા એ છે.' 'ત્યારે,' લાલજી સુતારે ફરી પૂછ્યું: 'મુક્તાનંદ સ્વામી જેવા છે?' 'એથી ય ઘણા મોટા,' રામાનંદે ઉત્તર આપ્યો. 'તો તો આપ જેવા છે ને?' લાલજીએ છેલ્લું કહ્યું. એટલે સ્વામીએ જવાબ આપ્યો: 'ભાઈ! અમે પણ શુ એમની આગળ? અમારાથી ય ઘણા મોટા એ છે.' પણ આ વાતની લાલજી સુતારને વર્ષો પછી જ ખાતરી થઈ હતી અને ત્યારે તે બોલ્યા હતા: 'આજે એ વાત સમજાઈ.' એ લાલજી સુતાર એ જ સ્વામી નિષ્કુળાનંદ–'ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના' એ અમર પંક્તિના ગાનાર!

## ૫

સ્વામી રામાનંદને સ્વામીનારાયણ સંપ્રદાયમાં ઉદ્ધવના અવતાર માનવામાં આવ્યા છે. રામાનંદના ઉપદેશોમાં એમના સુદઢ ચારિત્ર્યની છાપ સ્પષ્ટ રહેતી હતી. ભક્તિ એમનો પ્રાણ હતો, છતાં ત્યાગ અને વૈરાગ્ય જ એમનું અવલંબન હતું. નીતિના એ ચુસ્ત હિમાયતી હતા અને એ વખતના વૈષ્ણવ જગતમાં એમનું જીવનકાર્ય અનોખું જ પ્રકાશી ઊઠ્યું હતું. એક રીતે એમણે તે જમાનાને જાણે નીતિમયતાનું પ્રાણબળ પ્રેર્યું હતું. સ્વામી સહજાનંદ પોતાના એ ગુરુ વિષે કહેતા હતા, કે એમનામાં રામના જેવી દઢ કર્તવ્યનિષ્ઠા હતી.

કચ્છનો કોઈએક વેરાગી જગન્નાથપુરી સુધી ગંગાજલની

કાવડો ભરીને જા–આવ કરતો હતો. એકવાર કોઈએ એને બે મહોર આપી. એ મહોર સાથે એણે એક સંબંધીને ત્યાં રાતવાસો કર્યો. જમવાટાણે એ બેસવાની જગા ઉપર પાણી છાંટીને બેઠો. આ ઉપરથી ઘરની પુત્રવધૂએ એને કહ્યું: 'તમે આ જમવાને સ્થળે ચોકો કરીને બેઠા છો, પણ તમે તમારા હૃદયનો ચોકો કર્યો છે કે?' આ ઉપરથી વૈરાગીએ પૂછ્યું: 'આનો શો અર્થ?' એટલે તે પુત્રવધૂએ કહ્યું: 'એનો ઉત્તર મારા સસરા આપશે. હું અજાણ્યા માણસ સાથે ઝાઝી વાત ન કરી શકું.' પછી, જમી રહ્યા બાદ, એ વૈરાગી પેલા ઘરડા સસરાને મળ્યો. એ વૃદ્ધ પુરુષ સ્વામી રામાનંદનો શિષ્ય હતો. તેણે કહ્યું: 'મોક્ષને માટે તો ઈશ્વરના અવતારમાં શ્રદ્ધા રાખવી જોઈએ; મન, વચન અને કર્મમાં પવિત્રતા રાખવી જોઈએ અને મારાતારાના સર્વ સ્વાર્થી વિચારોનો ત્યાગ કરવો જોઈએ. આ ચોકો કરવો, પાણી છાંટવું, એ ખરું તો નકામું છે.' 'પણ,' વૈરાગીએ કહ્યું: 'એવા ઈશ્વરના અવતાર મળે ક્યાંથી?' એટલે તે વૃદ્ધે કહ્યું: 'રામાનંદ સ્વામી એવા છે.' પછી, એ વૈરાગીને રામાનંદ પાસે લઈ જવામાં આવ્યો, અને એને મોક્ષની ઇચ્છા છે એમ જણાવવામાં આવ્યું. એટલે રામાનંદે વૈરાગીને કહ્યું: 'આ તું પાપનો પોટલો લઈને ફરી રહ્યો છું, ને મારો ઉપદેશ લેવા ઇચ્છે છે?' તરત જ વૈરાગીએ પેલી બે સોનામહોરો ફેંકી દીધી અને તે રામાનંદના સત્સંગમાં સાધુ થઈ રહ્યો.

હવે એક બીજો મહત્ત્વનો પ્રસંગ લઈશું. મૂળદાસ કરીને એક વૈરાગ્યમય વૃત્તિનો જુવાન હતો. તે ઘેરથી નીકળી પડ્યો હતો અને કાઠિયાવાડમાં આવેલા અનેક મઠોમાં આંટા ખાતો હતો. એક મઠાધીશે એને પોતાના સંપ્રદાયનો સાધુ કરી દીધો. ત્યાં એનું નામ મુકુંદદાસ રાખવામાં આવ્યુ. હવે, એક વાર સ્વામી રામાનંદ એ સરધાર ગામમાં આવી પહોંચ્યા. મુકુંદ-

દાસ સ્નાનાદિથી પરવારીને મઠમાં આવતો હતો, ત્યાં રામાનંદની કથા થતી એણે સાંભળી. એ ત્યાં ઊભો રહ્યો. બ્રહ્મચર્ય ઉપર રામાનંદજી બોલી રહ્યા હતા અને મુકુંદદાસને જાણે કે હૃદયમાં ખાતરી ઊગવા લાગી કે પોતાના સર્વ વિકારો ઓગળી ગયા છે. મઠમાં જઈને એણે મઠાધિપતિને વાત કરી. તેને તો આ વસ્તુ અકારી લાગી. તેને થયું: 'આ ચેલો ચાલ્યો જશે તો?' એટલે તેણે મુકુંદદાસને રામાનંદની સભામાં જવાની મનાઈ કરી અને મઠમાં જ પુસ્તકો વાંચવાની સલાહ આપી! આમ છતાં, મુકુંદદાસને રામાનંદની કથાનું આકર્ષણ રહ્યું જ. વરસતા વરસાદમાં ઘરની પાછળના સાંકડા વાડામાં બેસીને એણે રામાનંદની કથા સાંભળ્યા કરી, એટલે મઠાધીશ તુલસીદાસે મુકુંદદાસને માથે મઠનું અધિપતિપદ ઓઢાડી દીધું. પણ મુકુંદદાસ આમ બંધાઈ જાય એવો નહોતો તે તો રામાનંદ પાસે પહોંચી ગયો અને એમનું શિષ્યત્વ સ્વીકારવા તલપાપડ બની ગયો. રામાનંદે કહ્યું: 'તારા ગુરુ પાસેથી અનુજ્ઞાપત્ર લઈ આવ.' પણ ગુરુ એવી રજા આપે એમ નહોતું. એટલે મુકુંદદાસે પોતાના મઠની બધી માલમતા દાનમાં આપી દેવા માંડી. આથી તુલસીદાસ ગભરાયો અને તેણે મુકુંદદાસને અનુજ્ઞાપત્ર લખી આપ્યો. આમ છૂટીને મુકુંદદાસે ગુરુ રામાનંદનું શરણ લીધું. પણ ગુરુ કહે: 'ઠીક, મારો શિષ્ય થવું છે ને? તો તો હું કહું તેમ કરવું પડશે.' 'સારું, ગુરુજી!' મુકુન્દદાસે કહ્યું, અને સ્વામી રામાનંદે તેને ખેડૂતનાં કપડાં પહેરાવ્યાં, હળ સેવરાવ્યું અને પોતાના એક બીજા શિષ્ય મૂળજીભાઈને ખેતીમાં મદદગાર થવા એને મોકલ્યો! મુકુંદદાસે આ બધું પ્રસન્ન ચિત્તે કર્યું; અને તે હવે 'મુક્તાનંદ' થયા!

મુક્તાનંદે રામાનંદને ભુજ મુકામે જે પત્ર મોકલ્યો હતો, તેની મતલબ જોઈએ :

એક નીલકંઠ નામે બ્રહ્મચારી આવ્યો છે. હિંદુસ્થાનના ઘણા ભાગોમાં એણે યાત્રા કરી છે. એને જોતાં જ અમારું ચિત્ત શાંતિ અનુભવી રહ્યું છે. એ છે તો હજી જુવાન પણ યોગમાં ભારે નિષ્ણાત છે. એના સવાલોના જવાબ આપવાની અમારી ગુંજાશ નથી. એ જીવન્મુક્ત આપને મળવા ઉત્સુક છે, અને અહીં રહેવા ઇચ્છા કરતો નથી. તો આપ અહીં વેળાસર પધારશો. નહિ તો આ બ્રહ્મચારી અહીં રહેશે નહિ. આમ તો, આ નીલકંઠ–અમે એને હવે સરજુદાસ કહીએ છીએ–કશું ભારે ખાતો નથી. એની એકે એક નસ લીલી થઈ ગઈ છે અને ઉપર ઉપસી આવી છે. શરીરમાં જાણે એને લોહી જ નથી અને સ્ત્રીનો ઓળો સરખો પડતાં ય એને ઊલટી થઈ આવે છે. આવા ને બીજા અનેક ગુણોથી એ ભરેલો છે.

તો, નીલકંઠે રામાનંદજીને આવું લખ્યું હતું :

"વિશેષ લખવા કારણ એ છે, કે હું ઈશ્વરેચ્છાથી ચાર ધામની યાત્રા કરી અત્રે–આ દેશમાં આવ્યો છું. અહીં આપનું નામ સાંભળ્યું. જાણ્યું, કે પશ્ચિમ દેશમાં જીવન્મુક્ત પ્રકટ થયા છે. વનમાં ગોપાળ યોગીની પાસે રહીને અષ્ટાંગ યોગ મેં સિદ્ધ કર્યો છે; તે વખતે તેમણે મને કહેલું, કે 'ગિરનારની છાયામાં તમને સિદ્ધ મળશે.' ત્યાર બાદ વાયુભક્ષણ કરીને ઘણા દિવસ વ્યતીત કર્યા; પરંતુ પ્રકટ કૃષ્ણનાં દર્શન થયાં નહિ. અહીં પવિત્ર ભૂમિ જાણી રહ્યો છું. તો આપ અત્રે પધારી મને પ્રકટ કૃષ્ણનાં દર્શન કરાવવા કૃપા કરશો. આપ ધારણામાં દર્શન કરાવો છો, એવું મુક્તાનંદ સ્વામી પાસેથી જાણીને આપના સર્વે

સાધુઓને નિષ્કપટ સમજીને હું અત્રે રહ્યો છું. જેમ ચકોર પક્ષી ચંદ્રની રાહ જુએ છે, તેમ હું આપના દર્શનની રાહ જોઉં છું. તો તરત દર્શન દેવા કૃપા કરશો નહિ, તો આપની સેવામાં ત્યાં આવીશ."

આ પત્રના જવાબમાં રામાનંદે સંદેશો મોકલાવ્યો: 'જો મોક્ષનો ખપ હોય, તો થાંભલે બાથ ભીડીને પણ રહેવું પડશે.' સાથે સાથે સ્વામીએ નીલકંઠને મુક્તાનંદની આજ્ઞામાં રહેવા કહેવડાવ્યું અને લોકહિતાર્થે શરીરની સંભાળ લેવા પણ ભલામણ કરી. જેવો આ સંદેશો નીલકંઠને મળ્યો, કે તરત જ તે ઊઠ્યા અને થાંભલે બાથ ભીડીને ઊભા રહ્યા! મુક્તાનંદે બાથ છોડવાની આજ્ઞા આપી, ત્યારે જ નીલકંઠે તે થાંભલો છોડયો. આમ, મુક્તાનંદની આજ્ઞામાં રહી નીલકંઠે—સરજુદાસે—રામાનન્દના આગમનની પ્રતીક્ષા કરી. એ વખતે નીલકંઠ છાણ ભેગું કરવાથી માંડીને સર્વ કામો કરતા હતા, અને મુક્તાનંદને ભક્તિપૂર્વક અનુસરતા હતા.

હજી રામાનંદ આવ્યા નથી, ત્યાં તો નીલકંઠે જાણે પોતાનો પ્રભાવ પાડવા માંડયો. ઉદ્ધવસંપ્રદાયમાં સ્ત્રીપુરુષોની ભેળી સભાઓ થતી હતી. નીલકંઠને લાગ્યું, કે ત્યાગીઓએ તો અષ્ટાંગ બ્રહ્મચર્ય પાળવાનું છે. તેઓ આ રીતે સ્ત્રીઓનાં દર્શન કરે એ પણ બરાબર નથી. આથી, સ્ત્રી અને પુરુષોની સભાઓ જુદી જ થવી જોઈએ. એમણે મર્યાદા બાંધી અને સ્ત્રીપુરુષોને જુદાં જુદાં બેસવાની એમણે વ્યવસ્થા કરી. હવે સ્ત્રીઓને એવી રીતે બેસવાનું આવ્યું, કે સંન્યાસીઓની દૃષ્ટિ સ્ત્રીઓ ઉપર પડે જ નહિ, અને કથાકાર પુરુષોમાં જ બેઠા હોય. પાછળથી દેવમંદિરો થયાં, ત્યારે પણ સ્ત્રીઓ માટે જુદા દરવાજો રખાયો, અને મંદિરોમાં સ્ત્રીપુરુષોના પરસ્પર -સ્પર્શની સખ્ત મનાઈ કરવામાં આવી

આ ધર્મરક્ષક મર્યાદા સ્વચ્છંદી જીવન અને સ્વૈર વિહાર ઉપર અંકુશ મૂકે છે તેથી આરંભમાં તે સામે વિરોધના સૂર ઊઠે એ સ્વાભાવિક છે. સ્વામી મુક્તાનંદે શરૂઆતમાં આ મર્યાદાને 'અતિ વૈરાગ્યવાળી' કહી હસી કાઢી હતી. હરબાઈ અને વાલબાઈ, જે પ્રથમ આત્માનંદની ને પછી સ્વામી રામાનંદની શિષ્યાઓ થયેલી, તે બંનેએ અસંમતિના સૂર કાઢ્યા હતા; ને સિદ્ધપણાના અભિમાનથી આ ધર્મરક્ષક મર્યાદામાં રહેવા ના પાડી, જેથી તેમને સ્વામીનારાયણ ભગવાને સત્સંગમાંથી વિમુખ કરેલાં.

આ સ્રીપુરુષોની ધર્મમર્યાદા તો સનાતન ધર્મશાસ્ત્ર સંમત છે–એમાં જ ધર્મરક્ષણ રહેલું છે. આ ધર્મ મર્યાદામાં રહી સંયમ કેળવવો એ નાનીસૂની વાત નથી. આ સંબંધમાં શ્રીસ્વામીનારાયણ ભગવાનના સમયમાં એક વેરાગીએ પૂછેલું: 'સ્વામીનારાયણ, તમે બધું ઠીક કર્યું પણ એક વાત બહુ ભૂંડી કરી!' પોતે કહ્યું–'કયી વાત, બાવાજી?' વેરાગીએ જવાબ વાળ્યો: 'સ્રીપુરુષોની સભા જુદી કરીને બ્રહ્મમાં ભેદ પાડયો એ.' સ્વામીનારાયણે કહ્યું: 'ભાઈ, એ તો વસ્તુ જ એવી છે, કે ભેળાં થઈ જાય. એ તો અમે અક્ષરધામથી એવા સૂગાળા આવ્યા છીએ; તે અમારી સૂગ જયાં સુધી રહેશે, ત્યાં સુધી જુદાં રહેશે. પછી એક તો છે જ!'

આમ, ઉદ્ધવસંપ્રદાયમાં નીલકંઠે યોજેલી આ મર્યાદાનો હેતુ શુદ્ધ જ હતો, અને એમાં પ્રયોગ પરની ચોકસાઈ પણ હતી. બીજી બાજુ, આ મર્યાદાથી સંપ્રદાયને એક બીજો લાભ થયો છે તે ખાસ નોંધપાત્ર છે. સ્રીઓને માટે અલાયદી વ્યવસ્થા થઈ અને તેમાં સ્રીઓએ જ કામ કરવાનું ઠર્યું, તેથી સ્રીઓમાં સહેજે જ્ઞાનપ્રચાર થયો અને નિરક્ષરતા તો લગભગ ટળી જ ગઈ. વળી, સ્રીસમાજને પોતાની ઉન્નતિને માટે એમાં જ

અને ચોક્કસ સ્થાન મળી આવ્યા

આ જ અરસામા આ એક બીજો પ્રસગ બન્યો હતો મુક્તાનદ સ્વામી કૃષ્ણનુ ચિતવન કરતા બેઠા હતા એમની તુબડી બહાર આસરીમા રહી હતી સ્વામી ધ્યાનમા બેઠા, છતા એમના ચિત્તે પે'લી તુબડીમા જ દોડયા કર્યું નીલકઠનું અતર્જ્ઞાન ઐશ્વર્યવાળુ હતુ તેમણે આ વાત જાણી લીધી પછી, સ્વામી ધ્યાનમાથી પરવારીને આ યા, ત્યારે નીલકઠે તેમને પૂછ્યુ 'તુબડીમા હૈવત છે કે ધ્યાનમા ? અથવા તુબડીમા વધારે હૈવત છે કે બેઉમા સરખુ હૈવત છે ?' મુક્તાનદ સ્વામી આ સાભળી લજવાઈ ગયા, પણ મનમા જરા ય ખોટુ ન લગાડતા એ નિરભિમાની પુરુષે ચિત્તની સ્થિરતા યાચી

હજી તો જુવાની યે ફૂટી રહી છે એવા નીલકઠ આમ ઘરડા થવા આવેલા સાધુઓ ઉપર આવો પ્રભાવ પાડી શકે છે, અને એ સાધુઓ કશી ય શકા રાખ્યા વિના અને અભિમાન કર્યા વિના નીલકઠને અનુસરી રહે છે, એ નીલકઠ અને સાધુમડળ બનેની મહત્તાનુ ઉજ્જ્વલ દષ્ટાત છે એટલામા સ્વામી રામાનદ ગિરનાર પાસે પીપલાણા ગામમા આવી પહોચ્યા અને તેમણે નીલક૰ તથા મુક્તાનદને પોતાની પાસે તેડાવી લીધા. અત્યાર સુધી રામાનદ કહ્યા કરતા હતા 'આ તો મે સાતમજલાના મહોલના પાયા માટે માત્ર બે ઈંટો જ ભેગી કરી મૂકી છે મહોલનો બાધનારો તો હવે આવશે ' અને એ મહોલનો બાધનારો એમની સામે આવી ઊભો, ત્યારે સ્વાભાવિક રીતે એમના હર્ષનો પાર રહ્યો જ નહિ નીલકંઠ પણ રામાનદના દર્શનસમાગમથી જાણે કે તૃપ્ત થઈ ગયા ! ત્યારબાદ સવત ૧૮૫૭ ના કારતક સુદિ અગિયારસે નીલકઠે રામાનદ સ્વામીના હસ્તે ઉદ્ધવ સપ્રદાયની મહાદીક્ષા ગ્રહણ કરી જે સમયે 'સહજાનદ' અને 'નારણમુનિ' એવા બે નામ

રામાનંદ સ્વામીએ પાડયાં !

સ્વામી રામાનંદ આ નવજુવાનની સંભાળ એક પુત્રની જેમ લેવા લાગ્યા.

આ પછી રામાનંદજી સ્વામી સહજાનંદને આધ્યાત્મિક સાધનામાં સાથે રાખવા લાગ્યા. લગભગ બે વરસ જેટલા સમય સુધી બંને ગુરુશિષ્ય યાત્રામાં અને ઉપદેશમાં સાથે વિચર્યા.

૭

'તમારા ભક્તને એક વીંછીનું દુઃખ થવાનું હોય તેને બદલે એ દુઃખ મને રૂંવાડે રૂંવાડે ભલે થાઓ; પણ તમારા ભક્તને તે ન થાઓ. અને તમારા ભક્તના કર્મમાં રામપાત્ર આવવાનું લખ્યું હોય, તે રામપાત્ર મને આવો; પણ તમારો ભક્ત અન્નવસ્ત્રે દુઃખી ન થાઓ.' આ કોણ કહેતું હશે, તે તો સહેજે કળી શકાય એમ છે. વીસ વરસના જુવાન, હજી હમણાં જ સત્સંગમાં આવેલા. અને વારે વારે વનમાં ચાલી જવાની ઊર્મિવાળા સહજાનંદ ગુરુ રામાનંદને હાથે આચાર્યપદનો વારસો પામે છે, ત્યારે ગુરુ પાસે તે ઉપરનાં બે વરદાનો માગે છે. સત્સંગમાં મુક્તાનંદ જેવા મહાન સાધુ છે, વૃદ્ધ સંતો છે, અને છતાં સ્વામી રામાનંદ સહજાનંદને ધર્મધુરા સોંપે છે, તે આશ્ચર્ય જેવું લાગે એમ છે. છતાં સૌ ગુરુ રામાનંદના આદેશને ઝીલી લે છે, અને સ્વામી સહજાનંદને સદ્ગુરુપદે સ્થાપે છે. તે વખતે વિરોધ આવે છે, પણ તે બીજા શિષ્યોનો નહિ, પરંતુ સ્વામી સહજાનંદનો પોતાનો !

ગુરુ રામાનંદસ્વામીએ પોતાનું આચાર્યપદ–ધર્મધુરા–સહજાનંદને સોંપવાની ઇચ્છા દર્શાવી, ત્યારે સહજાનંદે કહ્યું: 'હે ગુરુદેવ ! આપ ધર્મ–રક્ષક છો. સર્વ આશ્રિતોને ધર્મમાં સ્થાપન કરવા સમર્થ છો. તેમ છતાં બ્રહ્મચર્યવ્રતમાં રહેલા

મને, સ્ત્રીઆદિક પદાર્થના સંબંધ જેમાં મુખ્ય છે એવું–આશ્રિત સ્ત્રીપુરુષોના ધર્મરક્ષણનું કાર્ય સોંપો છો તેથી મારું મન અતિખેદ પામે છે. સ્ત્રીઆદિક પદાર્થના સંબંધથી તો મુમુક્ષુ તેમ જ મુક્ત સર્વને બંધન થાય છે, જો કે ગુરુ–આજ્ઞાનું પાલન શિષ્યે અવશ્ય કરવું જ જોઈએ:—

"પણ બ્રહ્મચર્ય વ્રત જેહ રે,
તેને પાળતો એવો 'હું નેહ રે,
તેને માનવુ આવું વચન રે?
નથી સમર્થ હું, ભગવન્ રે!

× × × ×

જેની ગંધ સુધી ન સહેવાય રે,
તેને પાસે મે કેમ જવાય રે?

× × × ×

માટે અગ્નિમાંહી બળી જાવું રે,
સારુ વિષ હળાહળ ખાવું રે,
પણ નારી તણો પ્રસંગ રે
અતિભૂંડો લાગે મને અંગ રે!"

—નિષ્કુળાનંદસ્વામી

આવા પરમસિદ્ધાંતવાળાં અને રહસ્યમય વચનો સાંભળી ગુરુદેવ પ્રસન્ન થયા ને બોલ્યા: 'સચ્છાસ્ત્રનો સિદ્ધાંત તો તમારા કહેવા પ્રમાણે જ છે; પણ તમે તો સાક્ષાત્ નારાયણ છો, જેથી સર્વપ્રકારે નિર્બંધ ને નિર્વિકાર છો.

"માટે માનો વચન, વર્ણિરાય રે!
તમને બંધન નહિ થાય રે;
સદા રહેશો તમે નિર્લેપ રે;
બીજાને તો બોલ્યે ચડે કેફ રે!

× × × ×

બીજા સર્વે સંત છે આ સારા રે,
પણ એને તો રાખવા ન્યારા રે;
બીજા બ્રહ્મચારી સંત સોઈ રે
નારી વાત સાંભળશે કોઈ રે
થાશે ભ્રષ્ટ—જાશે નરકમાંઈ રે,
તેમાં ફેર મ જાણજ્યો કાંઈ રે!"
—નિષ્કુળાનંદસ્વામી

આ પ્રમાણે અતિ આગ્રહ પૂર્વક રામાનંદસ્વામીએ ધર્મધુરા સોંપી, જે કેવળ જીવોપર કૃપા કરી સહજાનંદે સ્વીકારી. ગુરુ-આજ્ઞાનો સ્વીકાર કરી જેતપુરમાં આચાર્યપદે સહજાનંદ આવ્યા.ત્યાર પછી સંવત ૧૮૫૮ ના માગશરની સુદિ તેરસે ગુરુ રામાનંદનો દેહ પડયો, અને સ્વામી સહજાનંદને માથે સમસ્ત સત્સંગની જવાબદારી આવી. અઢાર વરસની ઉંમરે સત્સંગમાં આવવું, લગભગ અઢી વરસ તેમાં રહેવું, અને પાછી તેના આચાર્યપદે નિમાવું–એ ઘટના કોઈ પણ ધર્મસંપ્રદાયમાં વિરલ ને આશ્ચર્યકારી છે!

રામાનંદ સ્વામીની ઔર્ધ્વ દૈહિક ક્રિયા શાસ્ત્રવિધિપુરઃસર સમાપ્ત થયા પછી ચતુર્દશાહના દિવસે (ચૌદમાના દિવસે) નારાયણ મુનિએ (સહજાનંદે) ફણેણીમાં ધર્મસભા ભરી. તે વખતે રામાનંદસ્વામીના સર્વ શિષ્યોએ પ્રાર્થના કરી: "રામાનંદ સ્વામીના સ્થાને આપ વિરાજો છો, જેથી આપ અમારા ગુરુ છો; માટે અમારા ધર્મનો ઉપદેશ આપવા કૃપા કરો." તે સમયે 'ધર્મ'નું સ્વરૂપ સવિસ્તર નિરૂપણ કરી ધર્મ-સિદ્ધિના ઉપાય દર્શાવી સર્વ શિષ્યોને ધર્મોપદેશ આપ્યો. ત્યાંથી પોતે ધોરાજી, ભાડેર, માણાવદર પિપલાણા અગતરાઈ, કાલવાણી, માંગરોળ વગેરે સ્થળોમાં ધર્મસંસ્થાપનાર્થે વિચરણ કર્યું. ત્યાર બાદ સંતોનાં મંડળ બાંધી દેશાંતરમાં જીવોને

અભયદાન આપવા મોકલ્યા.

ભાગવતી પરમહંસોનાં જુદાં જુદાં મંડળ બંધાયાં. તે સર્વેને દેશદેશાંતરમાં ઉપદેશ આપવા-મુમુક્ષુઓને ‘ અભયદાન ’ આપવા-મોકલતી વખતે સહજાનંદે આજ્ઞા કરી, કે ‘ નિષ્કામ, નિર્લોભ, નિર્માન, નિઃસ્વાદ અને નિઃસ્નેહ એ પંચવ્રતમાં દઢતા-પૂર્વક રહી મુમુક્ષુ જીવોને સદુપદેશ આપજો. ’ આ સંતો-પુરુષોને જ ઉપદેશ આપતા, ભિક્ષા માગી દેહનિર્વાહ કરતા અને ભગવાનની નવધા ભક્તિ કરી કાળ નિર્ગમન કરતા. ‘ પ્રકટ ભગવાનના નિશ્ચયથી જ મોક્ષ થાય છે; માટે તેવા મનુષ્યરૂપે અવતાર ધારણ કરી, પૃથ્વી ઉપર પ્રકટ-પ્રમાણ વિચરતા ભગવાનના સ્વરૂપનો સત્સંગથી નિશ્ચય કરી, જે તે ભાવે તેમનો સમાશ્રય કરવો ’ એ એમના ઉપદેશનો પ્રધાન સૂર હતો. મુમુક્ષુઓને નીતિ, સદાચાર તથા ધર્મને માર્ગે ચડાવવા તરફ તે સાધુસંતો ખાસ લક્ષ્ય રાખતા. દારુ ન પીવો, માંસ ન ખાવું, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, અને વટલવું-વટલાવવું નહિ: એ પાંચ વ્રતો દરેક ગૃહસ્થાશ્રમી નવા મુમુક્ષુઓને આપવામાં આવતાં. આ સંતો ધન અને સ્ત્રીનો સંપૂર્ણ ત્યાગ રાખતા. ધનના ત્યાગમાં ધાતુમાત્રનો ત્યાગ આવી જતો. તેમના માટે આહાર સંબંધમાં પણ ઘણા કડક નિયમો હતા. વળી તેમણે ગમે તે સંજોગોમાં પણ ક્ષમા રાખવાની હતી-માર ખાઈને પણ મારનારને આશીર્વાદ આપવાના હતા.

મુમુક્ષુ જીવોને ‘અભયદાન’ આપવા સંતોને દેશદેશાંતરમાં મોકલ્યા પછી સહજાનંદે વળી વિચાર્યું: ‘ ઘણા જીવોનું કલ્યાણ થાય એવું વિશેષ કાંઇક કરવું જોઇએ.’ તે પછી પોતે અન્નક્ષેત્રો ખોલી મુમુક્ષુ જીવોને આકર્ષ્યા. લોજ, માંગરોળ, માણાવદર,

અગતરાઇ, સરધાર, ધોરાજી, ભાડિયોતર્ષાનગર, ભૂજ, ફણેણી, સાંકળી, જામવાળી, માણેકવાડ મેથાણ, કોટડા, કારિયાણી, ગઢડા, જેતપુર અમદાવાદ તથાં જેતલપુર ઇત્યાદિ સ્થળોમાં સદાવ્રતો બાંધી અનંત જીવોને પોતાના સ્વરૂપનો સંબંધ કરાવી પાવન કર્યા. સ્થળે સ્થળે સદાવ્રત–અન્નક્ષેત્રો ઉઘાડવા પાછળ એવો પવિત્ર હેતુ હતો, કે-સદાવ્રત લેવા નિમિત્તે ઘણાં મનુષ્યો આવે તેમાંથી જે મુમુક્ષુ હોય તેને પ્રકટ પ્રભુનો સંબંધ થતાં ક્રમશઃ તે પરમપદ પામે. સમાધિપ્રકરણ ચલાવવા પાછળ તેમ જ આહંસામય યજ્ઞો કરવા પાછળ પણ સહજાનંદનો આવો જ જીવોના તારણનો લોકોત્તર હેતુ સમાયેલો હતો.

આ પ્રમાણે સ્વામી સહજાનંદજી સત્સંગનું મહાન ભાવિ નિર્મી રહ્યા હતા; અને તે માટે અદ્દ્ભુત પ્રાણશક્તિની યોજના કરતા હતા. પોતે દૈવી વિભૂતિઓના સ્વામી હતા, યોગમાં પારંગત હતા, અને સકલ સંસારમાં દિવ્યતા ઊતરે એ માટે એમનો અવિરામ પુરુષાર્થ હતો. સ્વામી રામાનંદજીના પરલોકવાસ પછી થોડા જ દિવસમાં જે સમાધિપ્રકરણ ઊપડ્યું, તે સ્વામીની અદ્દ્ભુત શક્તિનું સૂચન કરે એવું છે. એમનાં દર્શન થતાં જ હજારો માણસોને સમાધિ લાગી જવા લાગી અને તેઓ તેમાં પોતપોતાના ઇષ્ટદેવોનાં દર્શન કરવા લાગ્યા. આમ તો, સહજાનંદજીની આંખમાં અપાર કરુણા હતી, એમની વાણીમાં અક્ષય અમૃત હતું, અને એમનું સમગ્ર જીવન પ્રેમ-ઝલકથી ઝળકી રહ્યું હતું. આવા વિભૂતિમાન પુરુષનું દર્શન થતાં ગમે તે માણસ એમના પ્રત્યે ખેંચાય એ સ્વાભાવિક છે. પ્રેમાનંદ સ્વામીના પ્રાણ એ કમળનયનના એક કટાક્ષમાં આકર્ષાયા હતા, તો એમનાં 'ચપળ નેણાં'એ ભૂમાનંદ સ્વામીનું ચિત્ત ચોરી લીધું હતું. આવી અત્યંત મોંઘી જીવન-સુવાસથી મઘમઘી રહેલા એ સહજાનંદ આ સમાધિ

કંઈ જાદુગરી કરતા હતા, એમ માનવાની ભૂલ કરવી જોઈએ નહિ.

આવી સમાધિની અનેક વાતોમાંથી થોડીકની અહીં નોંધ લઈશું. શીતળદાસ નામે એક બ્રાહ્મણ હતો. સદ્‌ગુરુરૂપી પરમાત્માની શોધમાં એ સંસારને છોડીને નીકળ્યો હતો. કોઈકે રામાનંદ એના સદ્‌ગુરુ છે, એવી એને ભાળ આપી હતી. તે ફરતો ફરતો ત્યાં આવ્યો, પણ તે દિવસે તો રામાનંદને પરલોકવાસી થયાનો તેરમો દિવસ હતો. આથી તે હતાશ થઈ ગયો; પણ સહજાનંદે બીજે દિવસે તેને કહ્યું: 'તમે સ્વામીનારાયણનો જપ કરો એટલે તમને રામાનંદનાં દર્શન કરાવીશ.' આ જાપ કરતાં એ શીતળદાસને સમાધિ ચડી ગઈ, અને એમાં એણે રામાનંદનાં દર્શન કર્યાં. પણ એ દર્શનમાં એણે એક અદ્‌ભુત વાત જોઈ. સ્વામી રામાનંદ સહજાનંદને વંદન કરી રહ્યા હતા! રામાનંદે એ શીતલદાસને કહ્યું, કે 'સહજાનંદ પરબ્રહ્મરૂપ છે, અને એમનામાં સર્વ અવતારો સમાયા છે.' સમાધિમાંથી ઊઠ્યા પછી તેણે આ સઘળી વાત સૌ કોઈને કહી; પણ સૌ કોઈ એ માનવાને તૈયાર નહોતા. આથી સહજાનંદે કહ્યું: 'તમે સૌ સ્વામીનારાયણનો જપ કરો, એટલે તમને ય એ દર્શન થશે.' અને એમ થયું. શીતલદાસ તો હવે ત્યાં જ 'વ્યાપકાનંદ' થઈ રહ્યા!

આવી સમાધિઓ કંઈ એકને જ થતી હતી એમ નહોતું, અનેકોને એ થતી; અને એમાં હિંદુઓ હતા, મુસલમાનો હતા, તેમ જ એમાં પાપીઓ પણ હતા!

સહજાનંદે સમાધિપ્રકરણ ચલાવ્યું તે જીવોને ચમત્કાર બતાવી સ્વસંપ્રદાયમાં ખેંચવા માટે નહિ, પરંતુ સ્વસ્વરૂપનો નિશ્ચય કરાવવા પૂરતું હતું. એમના સ્વરૂપનો મુક્તાનંદજીને યથાર્થ નિશ્ચય શરૂઆતમાં નહિ હોવાથી આ સમાધિને કેવળ

ચમત્કાર સમજી વિરોધનો સૂર કાઢેલો. એમને થયું: 'આ જુવાન સહજાનંદ ગુરુ રામાનંદના કાર્યને ભૂંસી નાખવા મંડયા છે શું? પોતે કચ્છમાં હતા, ત્યાંથી દોડીને કાઠિયાવાડમાં આવ્યા, અને સહજાનંદને મેઘપુરમાં મળ્યા. સ્વામીએ સહજાનંદને સમાધિનું 'પાખંડ' ચલાવવા માટે સખ્ત ઠપકો આપ્યો. સહજાનંદ મુક્તાનંદને સદા ગુરુ સમાન ગણતા. એ આવતા ત્યારે પોતે સામા જઈ એમને ભેટતા અને એમને બેસાડીને જ પોતે બેસતા. સહજાનંદ પછી સંપ્રદાયમાં મુક્તાનંદનું સ્થાન બીજું હતું, અને એ સંપ્રદાયના સુદૃઢ વિકાસમાં સ્વામી મુક્તાનંદનો ફાળો ચિરસ્મરણીય છે. આવા પુરુષે જ્યારે ઠપકો આપ્યો ત્યારે સહજાનંદે ધીરજ અને અદબ સાથે પોતાની નિર્દોષતા સમજાવી; છતાં સ્વામી મુક્તાનંદને શ્રદ્ધા બેઠી નહિ. એવામાં મુક્તાનંદનો એક શિષ્ય સહજાનંદને જોઇને સમાધિમાં પડી ગયો! મુક્તાનંદે તેના નાડીપ્રાણ તપાસ્યાં, તો તે ચેતના રહિત થઈ ગયાં હતાં. થોડી વારે એ શિષ્ય જાગ્યો; અને પોતે સમાધિમાં શું શું જોયું હતું, તે કહી ગયો. એણે પણ રામાનંદ સ્વામીને સહજાનંદની સેવામાં ઊભેલા જોયા હતા! વળી, એ શિષ્યે રામાનંદ સ્વામીએ એને કહેલો આ સંદેશો સંભળાવ્યો: 'મુક્તાનંદને કહેજે, કે હું તો ડુગડુગી વગાડવા-વાળો છું, અને ખેલાડી તો બીજા આવશે. આ વાત કેમ ભૂલી ગયા?' મુક્તાનંદ આ સંદેશો સાંભળ્યા છતાં અકળા-મણને સમાવી શકયા નહિ. તે ઉદાસ થઇને ત્યાંથી ચાલ્યા ગયા. સાંજે ગામ બહાર નાહીને પાછા આવતા હતા, ત્યાં એમને રામાનંદનાં દર્શન થયાં. એમને પ્રણામ કરી એ ખૂબ રડયા. રામાનંદ સ્વામીએ મુક્તાનંદને ધીરજઆપી અને સ્વામીનારાયણને પૂર્ણ શ્રદ્ધા તથા ભક્તિ અર્પણ કરવા ઉપદેશ કર્યો. પછી મુક્તાનંદના હૃદયમાં શાંતિ થઈ અને એમને પ્રસન્નતા

આવી. એમણે જંગલમાંથી ફૂલો વીણ્યાં, પોતાને હાથે હાર ગૂંથ્યો, સહજાનંદને ચરણે પડી તેમને તે હાર પહેરાવ્યો, અને ક્ષમા માગી.

સહજાનંદ પોતે આ સમાધિ સંબંધમાં આવું કહે છે: "જીવોના કલ્યાણને અર્થે આ ભરતખંડમાં ભગવાન અવતાર ધારે છે. તે ભગવાનની મૂર્તિ દેખવામાં તો મનુષ્ય સરખી આવતી હોય, પણ એ અતિશે અલૌકિક મૂર્તિ છે. જેમ પૃથ્વીને વિષે સર્વે પથરા છે તેમ ચમક-પાણ પણ પથરો છે. પણ ચમક-પાણમાં સહજે એવો ચમત્કાર રહ્યો છે જે ચમકના પર્વતને સમીપે વહાણ જાય ત્યારે તેના ખીલા ચમકના પાણા પાસે તણાઈ જાય છે. તેમ ભગવાનની જે મૂર્તિ રાજારૂપે છે ને સાધુરૂપે છે તે મૂર્તિનું જ્યારે જે જીવ શ્રદ્ધાએ કરીને દર્શન કરે છે, તેની ઇંદ્રિયો ભગવાન સામી તણાઈ જાય છે ત્યારે સમાધિ થાય છે. અને કોઈક સમયમાં ભગવાનને ઘણાક જીવને પોતાને સન્મુખ કરવા હોય, ત્યારે તો અભક્ત જીવ હોય અથવા પશુ હોય, તેને પણ ભગવાનને જોઈને સમાધિ થઈ જાય છે."

આ છેલ્લી વાત સંબંધમાં નીચેનો પ્રસંગ જાણવો બોધક થઈ પડશે. કોઇ એક બ્રાહ્મણે ધાર્મિક અને સામાજિક પ્રકારનું ભયંકર પાપ કર્યું હતું. આથી તેને વર્ણ બહાર કાઢવામાં આવ્યો હતો; વસતિથી એને દૂર રહેવું પડતું હતું. એવામાં સત્સંગના કેટલાક સાધુઓને કોઈકે સખ્ત માર માર્યો હતો અને આ બ્રાહ્મણે તેમને રક્ષણ આપ્યું હતું. સાધુઓએ એને કહ્યું: 'તું પ્રાયશ્ચિત કરે અને શ્રદ્ધા રાખે, તો મોક્ષ પામે.' પણ એ બ્રાહ્મણ કહે: 'હું તો ભયંકર પાપી છું. મારો તે મોક્ષ ક્યાંથી થાય?' આ ઉપરથી સાધુઓ એને સ્વામી બ્રહ્માનંદ પાસે લઈ આવ્યા. તે વખતે વડતાલનું મંદિર બંધાતું હતું, અને

સ્વામી બ્રહ્માનંદ ત્યાં દેખરેખ રાખતા હતા. સાધુઓ આવ્યા તે વખતે સ્વામી એક હાથે કોલની ચક્રીના બળદો હાંકતા હતા, અને બીજે હાથે પોતાના લખેલ પુસ્તકની પોથી પકડી વાંચતા હતા. સ્વામીએ બધી વાત સાંભળી કહ્યું: 'તેં સાધુઓને રક્ષણ આપ્યું છે, તેથી તારાં પાપ ધોવાઈ ગયાં છે. તું હવે સ્વામી સહેજાનંદમાં અને સત્સંગમાં શ્રદ્ધા રાખશે, તો તરી જશે.' પેલા બ્રાહ્મણે એ પ્રમાણે કર્યું અને એને સમાધિ લાગી ગઈ.

ત્યારે સમાધિ પાપીઓને પણ લાગે ખરી? સહજાનંદ કહે છે: "ધર્મશાસ્ત્રને વિષે જે વર્ણાશ્રમના ધર્મ કહ્યા છે, તે થકી જે બાહ્ય વર્તતો હોય તેને સર્વે લોક એમ જાણે જે આ કુપાત્ર માણસ છે. અને તે કુપાત્રને ભગવાન કે ભગવાનના સંતનો જો હૈયામાં ગુણ આવે તો એને એ મોટું પુણ્ય થાય છે અને વર્ણાશ્રમના ધર્મ લોપ્યા હતા તેનું જે પાપ લાગ્યું હતું, તે સર્વે નાશ થઈ જાય છે. અને તે જીવ અતિશે પવિત્ર થઈ જાય છે. માટે એને ભગવાનના સ્વરૂપમાં ચિત્ત ચોંટે છે ત્યારે સમાધિ થઈ જાય છે. અને જે પુરુષ ધર્મશાસ્ત્રે કહ્યા એવા જે વર્ણાશ્રમના ધર્મ તેને પાળતો હોય ત્યારે તેને સર્વે લોક ધર્મવાળો જાણે પણ ભગવાન ને ભગવાનના સાધુ તેનો જો તે દ્રોહ કરતો હોય તો તે સત્પુરુષના દ્રોહનું એવું પાપ લાગે છે જે વર્ણાશ્રમના ધર્મ પાળ્યાનું જે પુણ્ય તેને બાળીને ભસ્મ કરી નાખે છે. માટે સત્પુરુષના દ્રોહનો કરનારો તે તો પંચ મહાપાપનો કરનારો તેથી પણ વધુ પાપી છે. સત્પુરુષનો દ્રોહી હોય ને તે ગમે તેવો ધર્મવાળો જણાતો હોય તોપણ મહાપાપી છે, ને તેને કોઈ કાળે ભગવાનનાં દર્શન હૃદયને વિષે થાય જ નહિ માટે જેને વિમુખ જીવ પાપી જાણે છે, તે પાપી નથી; અને જેને વિમુખ ધર્મી જાણે છે, તે ધર્મી નથી.'

હવે એ જ અરસાની એક વધુ વાત લઈએ સંવત ૧૮૫૮મા મૂળજી શેઠે સ્વામીને કારયાણીથી મેમકા આમંત્ર્યા એ ગામમા મૂળજી શેઠ ઉપરાંત બીજા ત્રણ ભક્તો હતા બાકીનુ આખુ ગામ સ્વામીની વિરુદ્ધ હતુ ત્યારે સમાધિ પ્રકરણ પૂરજોશમા ચાલતુ હતુ અને રખે સહજાનંદના દર્શન થતા સમાધિમા બેચાઇ પડીએ, એવી લોકોમા ભીતિ હતી ! સ્વામી મેમકા ગામમા ત્રણ દિવસ રહ્યા જતી વખતે એ ચારે ભક્તો એમને વળાવવા માટે એક કોશ સુધી આવ્યા ત્યા સ્વામી-એ એમને કહ્યુ 'તમે આ ગામને છોડી જાઓ વીસ દિવસમા તમે બધી વખરી લઇને અહીથી ચાલી નીકળો મારા પગ પકડી તમે અહીથી જવાની પ્રતિજ્ઞા કરો ' અને એ ભક્તોએ એ પ્રમાણે જ કર્યું એક પખવાડિયુ થઈ ગયુ એકવીસમે દિવસે ગાયકવાડનુ લશ્કર લઇને બાબાજી એ ગામે આવ્યો વઢવાણની હકૂમતનુ જાણીને એણે એ ગામને આખુ લૂટ્યુ અને બાળ્યુ !

૮

આ સમયે સહજાનંદની શિષ્યમંડળી કૂદકે ને ભૂસકે વધતી જતી હતી, અને નવા નવા સાધુઓની ભરતી થયા કરતી હતી ઘરબાર અને સઘળો સાથ છોડીને એક ગુરુચરણે શિર સમર્પવુ, એ અદ્ભુત વીરતાનુ કાર્ય છે અને એવી વીરતાને માટે પ્રેરનાર સદ્ગુરુ કેટલા સમર્થ શક્તિશાળી હશે એ તો કલ્પી જ લેવાનું રહે છે સહજાનંદની શક્તિ અને આકર્ષણ આવા અદ્ભૂત હતા !

લાલજી સુતાર બાળપણથી સંતસમાગમના રસિયા હતા, અને રામાનંદના એક એકનિષ્ઠ ભક્ત હતા સંવત ૧૮૬૦ માં સહજાનંદે શેખપાટ ખાતે વસંતોત્સવમા ઉત્સાહપૂર્વક

માર્ગ લીધો અને પછી કચ્છ જવાની ઈચ્છા કરી. લાલજીને એમણે કહ્યું : 'કોઈ ભોમિયો શોધી કાઢજો.' લાલજીને થયું: 'હું જ ભોમિયો થાઉં, તો શું ખોટું ? મને સ્વામી સાથે રહેવાનો અવસર તો મળશે !' અને સ્વામી તથા લાલજી ત્યાંથી નીકળ્યા. રણવગડાનો એ ઉજ્જડ રસ્તો હતો. ચોરડાકુઓની બીક તો ડગલેપગલે લાગ્યા કરે. લાલજીએ થોડોક સામાન પોતાની સાથે રાખ્યો હતો. પાણીનો કુંજો હતો અને જોડામાં થોડું રૂપાનાણું સંતાડી રાખ્યું હતું. હજી થોડેક જ ગયા, તો રસ્તામાં એક ભિખારી મળ્યો. સહજાનંદ કહે: 'લાલજી ! આપણી પાસેનું બધું ખાવાનું આને જ આપી દો.' આગળ ચાલ્યા, તો ધાડપાડુઓની ટોળી સામી આવી. તેણે બંનેનાં અંગની ઝડતી લીધી, પણ તેને કંઈ લેવા જેવું મળ્યું નહિ એટલે સહજાનંદ એ ધાડપાડુઓને કહે: 'તમને ઝડતી લેતાં ને ચોરી કરતાં પણ ન જ આવડ્યું ! જુઓ, લાલજીના જોડામાં નાણું છે !' તેઓ એ નાણું લઈને ચાલતા થયા, તો આગળ કોઈ મળ્યું. તેને જોઈ સ્વામી કહે: 'લાલજી ! આ પાણી રહ્યું છે, તે આને આપી દો એટલે બસ.' પછી લાલજીને જ તરસ લાગી, એટલે ખારા રણમાં સ્વામીએ એને મીઠા પાણીનો વીરડો બતાવ્યો. જેમ તેમ કરીને તે બંને રણ ઓળંગીને એક ઝાડની છાયા તળે બેઠા. સ્વામીના પગ સૂઝી ગયા હતા અને લાલજી એમના પગમાંથી કાંટા કાઢવા મંડયા. ત્યાં સ્વામીના ચરણમાં સોળે શુભ ચિહ્નો જોઈને તેમને સ્વામીની લોકોત્તરતા વિષે સમજ પડી.

હવે તેઓ આધોઈ ગામે આવ્યા. સહજાનંદને ભૂખ લાગી હતી, એટલે લાલજીને ખાવાનું લઈ આવવા કહ્યું. લાલજી કહે: 'મારી પાસે જે કાંઈ હતું, તે તો તમે અપાવી દીધું છે. પેલા રૂપિયા હતા તે પણ તમે ખોવડાવ્યા છે. હવે હું ખા

લાવું કેવી રીતે ?' સ્વામી કહેઃ 'ગામમાંથી ભિક્ષા માગી લાવો.' 'એ તો કેમ થાય ?' લાલજીએ કહ્યું; 'આ ગામમાં મને ઘણા ઓળખે છે.' એટલે સ્વામીએ કહ્યુંઃ 'હું તમને એવા પલટી નાખીશ, કે ગામમાં તમને કોઈ ઓળખશે પણ નહિ !' કહેતાકને સ્વામીએ પરમહંસ દીક્ષા આપી સાધુવેશ પહેરાવી દીધો અને એમનું નામ નિષ્કુળાનંદ રાખ્યું. હવે નિષ્કુળાનંદ ગામમાંથી ભિક્ષા માગી લાવ્યા અને બંનેએ ભોજન કર્યું. પછી સ્વામી સહજાનંદ કહેઃ 'જુઓ, ગુરુ રામાનંદજીએ તમને કહ્યું જ હતું કે હું તને યોગ્ય વખતે સંસારમાંથી ખેંચી લઈશ. આ તે વચન પળ્યું.' નિષ્કુળાનંદે હવે સંસારમાંથી પગલાં પૂરી રીતે પાછાં ભર્યાં. સ્વામીને અનુસરવાને માટે આમ લાલજીએ પોતાની પત્નીને, બે બાળકોને, માલમતાને અને ધીકતા ધંધાને ઓવારી નાખ્યાં અને જે ચુમ્માળીશ વર્ષ તેમણે સ્વામીની અને સંપ્રદાયની સેવામાં ગાળ્યાં, તેમાં તેમણે ઊંચી પંક્તિના વીસ ઉપરાંત કાવ્યગ્રંથો લખ્યા. વળી, સુતાર તરીકે તેમને જે કુદરતી કલાશક્તિઓ વરી હતી, તે બધી તેમણે સત્સંગનાં મહાન મંદિરોને અને ભવનોને શણગારવામાં યોજી હતી. 'યમદંડ' નામનો તેમનો કાવ્યગ્રંથ સહજાનંદનું માનસ સમજવામાં ખૂબ ઉપયોગી થાય એવો છે. આ લાલજી સ્વામી સહજાનંદ કરતાં પંદર વર્ષે મોટા હતા, અને શરૂઆતમાં એમને સહજાનંદના આચાર્યપદ વિષે પૂરી શ્રદ્ધા નહોતી. આવા માણસને જ્ઞાન અને વૈરાગ્યે 'ગળે ઝાલ્યો' અને સહજાનંદ સિવાય બીજે ક્યાંય એનું ચિત્ત ચોંટ્યું નહિ.

એવો જ બીજો ચમત્કાર સ્વામી બ્રહ્માનંદ સંબંધમાં બન્યો હતો. પૂર્વાશ્રમમાં તેમનું નામ લાડુ હતું, અને જાતે તે બારોટ હતા. પોતાની કવિત્વશક્તિને લીધે એ લાડુ ઘણાં રજવાડાંમાં માનપાન પામતા હતા. સહજાનંદ કરતાં એ દસ

વર્ષે મોટા હતા; અને એમનાં દર્શન થતાં જ એમનું હૃદય નાચી ઊઠયું. એમણે ગાયું: 'આજની ઘડી ધન્ય છે. મેં આજે સહજાનંદને નીરખ્યા છે. કામ, ક્રોધ, લોભને વિષે હવે મને રસ પડી શકે એમ નથી; કારણ કે માવજીની મૂર્તિ મારા હૃદયમાં ખડી છે. જીવની બુદ્ધિ એ વસ્તુને જાણી શકે નહિ. એ વસ્તુ તો સદ્‌ગુરની દૃષ્ટિ જોતાં જડી છે. ગુરુગમથી જ્ઞાનની કૂંચી લાગતાં તાળાં ઊઘડી ગયાં છે. એ સહજાનંદને નિહાળતાં મારી આંખડી ઠરી છે.' એ બ્રહ્માનંદ ગુજરાતી પ્રજાને સુપરિચિત છે. 'શિર સાટે નટવરને વરિયે' એ ભક્તિની વીરતાથી ભરેલું ભજન અનેકે વાંચ્યું કે સાંભળ્યું હશે, અને એ ભજને અનેકને 'હરિને સારું માથું ઘોળવા' પ્રેર્યા હશે; પણ બ્રહ્માનંદે ત્યાં ચેતવણી આપી છે: 'જોજો, હોરેહોડે હુંશે નવ ચડિયે; અને ચડિયે તો કટકા થઈ પડિયે.' આમ, કટકા થઈ પડવાની પ્રતિજ્ઞાવાળો માણસ જ 'શિર કરમાં લઈને ચાલે છે, અને ત્યાં મરી મટે છે.' ભગવાનની હાક વાગ્યા કરે છે; એથી હરેકે જોવાનું રહે છે, કે તે પાછો તો નથી હઠતો? એ બ્રહ્માનંદ સહજાનંદના 'સખા' થયા હતા.

હવે એવો જ એક ત્રીજો પ્રસંગ જોઈએ. મગનીરામ કરીને એક દક્ષિણ તરફનો બ્રાહ્મણ હતો. તે પરમેશ્વરની શોધમાં નીકળ્યો હતો, પણ જઈ પડ્યો હતો સિદ્ધિની ફાંસમાં. એણે કાલિને ઉપાસી હતી; અને અનેક સાધુઓ એના શિષ્ય થઈ રહ્યા હતા. સાધુઓની આ પલટણ ગામડાંમાં જઈ ત્રાસ વર્તાવતી અને જેની તેની પાસે પૈસા પડાવતી. એ મગનીરામ કાઠિયાવાડમાં આવી ચડ્યો, અને દ્વારકાથી પાછા વળતાં માંગરોળમાં સહજાનંદને જોવા આવ્યો. સ્વામી પાસે આવીને એણે નજરાણું માગ્યું; પણ સ્વામીએ તે આપવા ના પાડી. આ ઉપરથી મગનીરામે એમને અનેક ધમકીઓ આપી અને

કાલિનો શાપ ઊતરશે એવી ડરામણી બતાવી; પણ સ્વામી તો અચળ જ રહ્યા અને મગનીરામ પાછો પોતાને ઉતારે ગયો; પણ બીજે દિવસે ચમત્કાર થયો. મગનીરામે સ્વામી પાસે આવીને સ્વામીનાં વાપરેલાં વાસણો ઉટકવા માંડ્યાં અને ચોક વાળવા માંડ્યો! દિવસ ચઢ્યો અને સ્વામીએ પોતાના હમેશના નિયમ પ્રમાણે કથા શરૂ કરી; એટલે મગનીરામ સ્વામી પાસે જઈ તેમના ચરણમાં લોટી પડયો! સ્વામીજીએ એને કહ્યું: 'ભાઈ! તું તો સાધુઓનો મુખી છું. તારા જેવાથી આ નવા સંપ્રદાયનો નમ્ર સાધુ કેમ કરીને થવાશે?' મગનીરામે ઉત્તર આપ્યો: 'આપ કહેશો તે બધું જ કરીશ–ગમે તેમ કરીને આપ મને આપનો કરો.' એટલે સહજાનંદે આજ્ઞા આપી: 'તો તો આ જટા ઉતારી નાખ, એટલે સાધુઓ ગર્વના એ ચિહ્નને પગતળે કરી ચાલે.' મગનીરામે એ પ્રમાણે કર્યું, અને એને 'અદ્વૈતાનંદ' નામ આપવામાં આવ્યું. એના કેટલાક શિષ્યો પણ સત્સંગના સાધુમંડળમાં આવ્યા.

ખરેખર! એ ધર્મકુંવર ઘનશ્યામ અનેકના પ્રાણના આધાર થઈ રહ્યા હતા; અને અનેકાનેક એમના ઉપર તન, મન તથા ધન ઓવારી નાખતા હતા. એમનાં પાંપણિયાં જોઈને અનેકો જોગીના ભેખ લેતા હતા.

## ૯

ત્યારે આવો અદ્ભુત ચમત્કાર ચાલી રહ્યો હતો. પુત્રો માતાને છોડી ચાલી નીકળતા હતા, પતિ પત્નીને મૂકી નીકળી પડતા હતા અને પિતા બાળકોને રાખી ચાલવા માંડતા હતા. વળી, અનેક વૈરાગીઓનાં માન મરડાતાં હતાં, અનેક સંપ્રદાયોને આઘાતો પડતા હતા અને જાણે સહજાનંદના ધર્મચક્રનું શાસન વર્તી રહ્યું હતું. તે વખતના બીજા વૈરાગીઓ

અને સ્વામીનારાયણ સંપ્રદાયના સાધુઓ વચ્ચે આસમાન-જમીનનો ફરક હતો. એ વેરાગીઓ સમાજના એક દૂઝતા ગૂમડા જેવા હતા. તેમનામાં જાતજાતના દુર્ગુણો અને વ્યસનો હતાં. તેઓ વહેમ ઉપર ચરી ખાતા, સ્ત્રીઓ રાખતા, ખાંડાં ખખડાવતા અને રાજારજવાડાંને ત્યાં વેચાતા. આ બાજુ, સહજાનંદના સાધુઓ શીલમાં, શિસ્તમાં, વૈરાગ્યમાં અને ત્યાગમાં ઉત્તમ સાધનવાળા હતા. આવા નિર્મળ સાધુઓ અને તેમના અવતારી આચાર્ય, પેલા વેરાગીઓને મન તો પોતાના રોટલા ઝૂંટવી લેનારા લાગતા. આથી એ વેરાગીઓ સત્સંગના સાધુઓને અનેક પ્રકારે ત્રાસ આપતા. તેઓ એ સાધુઓની હાંસી કરતા, તેમને લૂંટી લેતા અને સારી પેઠે માર મારતા. એટલેથી તેઓ ધરાતા નહોતા. તેઓ તેમની મૂર્તિઓ ભાંગી નાખતા, જનોઈ તોડી નાખતા, અને શિખાઓ ખેંચી કાઢતા. આથી એ સાધુઓને ઉપવાસો કરવા પડતા.

એ વેરાગીઓ આ સાધુઓની ભિક્ષામાં ઝેર નાખતા અને સ્વામીનારાયણનાં સદાવ્રતો લૂંટતા. એક મૂળજી લોહાણા નામનો સ્વામીનારાયણી ભક્ત વેરાગીઓને હાથે કપાઈ પણ મર્યો હતો; પણ આ સાધુઓ તો ક્ષમાપરાયણ હતા. આટ-આટલી રિબામણી છતાં તેમની આંખના એક નાના સરખા ખૂણામાં પણ ક્રોધની રતાશ ચડતી નહોતી.

એક વાર સ્વામી બ્રહ્માનંદ કથાઉપદેશ આપવાને જતા હતા. તેમની સાથે બીજા સાધુઓ પણ હતા. રસ્તામાં પેલા વેરાગીઓનું ઝુંડ આવી પડ્યું; અને તે બ્રહ્માનંદને તથા બીજા સાધુઓને ઢોરની જેમ મારવા મંડી પડ્યું. એવામાં કોઈએક વેરાગીએ પોતાની તલવાર ભોંય ઉપર મૂકી; એટલે બ્રહ્માનંદ બોલ્યા : 'ભાઈ! તું તલવારને આમ રાખીશ મા. જો, આ સાધુઓમાંના કેટલાક ગરાસિયા છે. સોદ્દું જોઈને એ ચમકી

ઊઠશે અને (કદાચ) ખદલો લેવા લલચાશે. આમ થશે, તો મારનારનો મરો થશે અને સાધુનો નિયમ તૂટશે.'

બીજી એક વાર સ્વામી મુક્તાનંદ અને બ્રહ્માનંદ ભેળા કોઈ ગામે જતા હતા. રસ્તામા વેરાગી લોકોએ આવીને તેમને બાધી દીધા અને કોઈ એકાન્ત જગ્યામા પૂરી દીધા. પછી એક વેરાગી છરો ઘસવા લાગ્યો અને બડબડ કરી રહ્યો: 'હું, હવે તમારા નાક-કાન કાપી નાખીશ.' આથી, બ્રહ્માનંદ જરા અકળાયા, પણ મુક્તાનંદ કહે: 'સ્વામી! ગભરાશો નહિ. ઘણા મનુષ્યોને પોતાના ખૂરા કામ માટે નાક-કાન ખોવા પડે છે, તો આ તો ભગવાનને માટે નાક-કાન ખોવાનો અવસર આવ્યો છે' અને પછી બને કીર્તન ગાવા લાગ્યા એક રાઘવજી જાટે એ સાભળ્યા, અને એણે બને સ્વામીઓને છોડાવ્યા, એટલે મુક્તાનદે કહ્યુ 'જુઓ, સ્વામી ભગવાન વહારે ધાયા!' વળી, એક વાર મુક્તાનંદને કોઈએ ઝેરમા ઘોળેલા ચંદનનું તિલક કર્યું હતું. એક બીજી વાર બ્રહ્માનંદને કોઈ વેરાગીઓએ સખ્ત માર્યા હતા—તે એટલે સુધી, કે મારનારની લાકડી સુદ્ધા ભાંગી ગઈ હતી કોઈકે આવી સ્વામીને છોડાવ્યા અને થયેલી ઈજાની ભાળ કાઢવા માડી, એટલે એ સ્વામી કહે: 'ભાઈ, મને વાગ્યું તેની તો ફિકર નથી, પણ આ મારા ગુરુ-ભાઈની લાકડી ભાગી ગઈ એ ખોટું થયું!'

અને વેરાગીઓ એકલા સાધુઓને જ મારતા ને ત્રાસ આપતા હતા એમ નહોતુ. તેઓ તો સહજાનદને પણ ઝપાટામા લેવાનો લાગ શોધ્યા કરતા હતા મોટી મોટી ડાગો ઠોકતા વેરાગીઓના લશ્કરો સહજાનદની સભા-ઉપર તૂટી પડતા અને તેમના દેહને જોખમમા મૂકતા. તે વખતે રાજનું અધેર એવું હતુ, કે કોઈ કોઈની દાદ સાભળે જ નહિ! રાજ્યના અધિકારીઓ તો 'ગાય ગાય લડે તેમા વચમા પડવાને' ના

જ પાડતા ! આથી સહજાનંદના અંગનું રક્ષણ કરવા માટે અનેક કાઠી–ગરાસિયાઓ પોતાનાં ઘરબાર છોડીને તેમની સાથે ને સાથે જ ફરતા રહેતા. સહજાનંદ જરા પણ એકલા પડતા, એટલે એ પાર્ષદો ને અંગરક્ષકો એમને વીંટાઈ રહેતા.

આટલે સુધી વૈરાગીઓએ ગુજારેલા અત્યાચારો આપણે જોયા. હવે એ જ સમયમાં કેટલાક શુષ્ક વેદાંતીઓ હતા, તેઓ પણ રંજાડ કરવામાં પછાત પડ્યા નહોતા. આવો એક પ્રસંગ જોઈએ. સ્વામી મુક્તાનંદ અને દોઢસો સાધુઓ અમદાવાદમાં આવ્યા હતા. તેમનો મુકામ દરિયાખાનના ઘૂમટમાં હતો. તેઓ શહેરમાં ભિક્ષા માગવા જતા, ત્યારે રસ્તામાં કેટલાક લોકો તેમની ભિક્ષામાં ધૂળ–કચરો નાખતા. સાધુઓ નદી ઉપર જઈ ભિક્ષાને શુદ્ધ કરતા અને એમ દરેકને ભાગે નવટાંક ખાવાનું મળતું. તેઓ આ પ્રમાણે ભિક્ષા માગવા જતા હતા, તેવામાં તેમને એક વાર પગે ફોલ્લા થઈ આવ્યા. અહીં અમદાવાદમાં સાધુઓને ફોલ્લા થયા, ત્યારે ત્યાં ભુજમાં રહેલા સહજાનંદને પણ એકાત્મભાવે કરીને ઝળેલા ઊઠી આવ્યા ! હવે સાધુઓ દોઢેક માસ અમદાવાદમાં રહ્યા એ દરમિયાન એમને શુદ્ધ ભિક્ષા મળતી નહિ. આથી તેમણે સહજાનંદને લખ્યું: 'અમે અહીં હોઈએ, ત્યાં સુધી આપ અમને ઉપવાસ કરવાની રજા આપો.' એટલે સ્વામીએ ઉત્તર મોકલ્યો: 'ભિક્ષાનું અન્ન તો યુગેયુગ પવિત્ર છે; માટે હે મહાત્માઓ ! કોઈ પણ સંજોગમાં તમે ખાવાનું છોડી દેશો મા. અમારે તો તમારી મારફત ઘણાં મોટાં કામ કરાવવાં છે.' એ પત્ર વાંચીને સાધુઓએ ઉપવાસ કરવાનો વિચાર બંધ રાખ્યો.

હવે આ પત્રને બીજે દિવસે કોઈ ધનવાન માણસ ગુજરી ગયો. હજારો લોકો એનો અગ્નિસંસ્કાર કરવા આવ્યા હતા. તેઓ આ સાધુઓને સવાલો પૂછવા લાગ્યા અને કહેવા માંડ્યા:

આવડતું નહોતું, અને ભજન પણ સંગીતની શાસ્ત્રીય પદ્ધતિએ કરી શકતા નહોતા. સહજાનંદે એ બંને ઊણપો પૂરી દીધી. એક વાર આત્માનંદ નામે એક જૂના સાધુ ઉપદેશ કરવા ગયા હતા. આમ તો તે બહુ ઓછું ભણ્યા હતા, પણ એમની ગુરુભક્તિ ઉત્તમ પ્રકારની હતી. એમને 'વચનમૂર્તિ' કહેવામાં આવતા. કોઈ ગામમાં કોઈક શાસ્ત્રીઓએ એમને પૂછયુ: 'તમારું સ્વરૂપ શું?' એટલે આત્માનંદ કહે: 'ગુરુનું વચન.' આ ઉત્તર ઉપર શાસ્ત્રીઓએ ફરી ફરીને ટકોર કરી, અને સ્વામી તો પોતાનું સર્વ વેદાંત 'ગુરુનું વચન' જ જણાવતા રહ્યા. આથી શાસ્ત્રીઓએ એમને મૂર્ખ ઠેરવ્યા અને એમનું અપમાન કર્યું. સહજાનંદને આ વાતની ખબર પડી. એમને આ સ્થિતિ શોકપાત્ર લાગી. એમણે તરત જ નાના-મોટા સર્વ સાધુઓને ભણવાની આજ્ઞા કરી. મુક્તાનંદ અને બ્રહ્માનંદ જેવા વૃદ્ધ સાધુઓ પણ આ આજ્ઞાને ઝીલી સૂરત ભણવા રહ્યા. તે જ્યારે ભણીને પાછા આવ્યા, ત્યારે એમને સભામાં દબદબાભર્યો સત્કાર આપવામાં આવ્યો. આમાં મુક્તાનંદ સ્વામીનો અભ્યાસ તો એટલો સરસ થયો, કે તેમણે એકલાએ વડોદરામાં પંડિતોના શાસ્ત્રાર્થમાં વિજય મેળવ્યો. આ સાથે સહજાનંદ બીજા અનેક નાના-મોટા સાધુઓને પ્રસાદી આપી ભણવામાં ઉત્તેજન આપતા હતા; અને જે ચારિત્ર્યવાન સાધુ વિદ્વાન થાય, તેને માન પણ મોટું દેતા હતા. પરિણામે, ગોપાળાનંદ, નિત્યાનંદ, શુકાનંદ અને વાસુદેવાનંદ જેવા સંસ્કૃત કવિઓ અને વેદાંત તથા ન્યાયના શાસ્ત્રીઓ તેમ જ ભાષ્યકારો ઉત્પન્ન થયા. સહજાનંદે દીનાનાથ ભટ્ટ નામના સંસ્કૃત શાસ્ત્રી અને કવિને ખાસ સંસ્કૃત પુસ્તકો લખવા માટે રોકયા. સ્વામી ગોપાળાનંદે સ્વામીનારાયણના સિદ્ધાંત પ્રમાણેનાં ગીતાભાષ્ય, સૂત્રભાષ્ય અને બીજાં કેટલાંક પુસ્તકો રચ્યાં. સ્વામી નિત્યાનંદે શ્રીહરિ–

દિગ્વિજય નામે ગ્રંથ રચી સ્વામીનારાયણના વેદાંત સિદ્ધાંતો સમજાવ્યા. આ ઉપરાંત તેમણે કેટલાંક પુસ્તકોની સંસ્કૃતમાં તેમ જ ગુજરાતીમાં ટીકાઓ લખી. શુક મુનિએ સંપ્રદાયના ગ્રંથોની ટીકા લખી, શતાનંદ મુનિએ ગુજરાતી 'વચનામૃતો'નો સંસ્કૃત અનુવાદ કર્યો તેમ જ તે ઉપર ભાષ્ય લખ્યું. શતાનંદ મુનિ અને વાસુદેવાનંદ બ્રહ્મચારીએ અનુક્રમે 'સત્સંગી જીવન' અને 'સત્સંગી ભૂષણ' એ બે મોટા ગ્રંથો રચ્યા.

તે વખતે વિદ્વાનવર્ગમાં પ્રવેશ પામવાને સંસ્કૃત ભાષા જ એક વાહન હતુ, અને સંસ્કૃત ભાષાની પ્રતિષ્ઠા પણ ભારતીય સંસ્કૃતિમાં અવિચલ છે. આથી જ સ્વામીએ આવી પ્રવૃત્તિ ચલાવી. સહજાનંદ સમર્થ દ્રષ્ટા હતા. તેમનો દૃઢ મત હતો, કે સંપ્રદાયનાં પુસ્તકો જ સંપ્રદાયની પુષ્ટિ કરે છે; આથી જનસમૂહમાં તો પ્રાકૃત ભાષાને જ મોખરાનું સ્થાન અપાવું જોઈએ આ હેતુથી સહજાનંદે સ્વામી મુક્તાનંદને ગુજરાતીમાં જ લખવાની આજ્ઞા કરી હતી, જે તેમણે અક્ષરશઃ પાળી હતી. એ સ્વામી ક્ષય રોગથી પીડાતા હતા, તો પણ, છેક પોતાના અવસાનના આગલા દિવસ સુધી એમણે કલમ ચલાવ્યા કીધી હતી; અને કલમ મૂકી તે પણ સ્વામી ગોપાલાનંદની આજ્ઞાથી જ. એ જ રીતે બ્રહ્માનંદ અને પ્રેમાનંદ વગેરે સાધુઓએ રોજ અમુક પદો લખ્યા વિના જમવું નહિ એવો નિયમ રાખ્યો હતો; અને નિષ્કુલાનંદ સ્વામીએ તો ત્યાગ ને વૈરાગ્યથી ભરેલાં પુસ્તકોમાં પોતાનો સમસ્ત પ્રાણ જ રેડી દીધો. આજે ગુજરાતી સાહિત્યનો ઉપરછલ્લો અભ્યાસ કરનાર પણ સ્વામીનારાયણ-સંપ્રદાયે સાહિત્યમાં આપેલા સંગીન ફાળાને સહેજે જોઈ શકે એમ છે.

પણ સહજાનંદ સાચી મોક્ષદાયિની વિદ્યાને જ મહત્ત્વની ગણતા હતા. આથી નરી પંડિતાઈ માટે તેમને જરા ય મોહ

નહોતો. વિદ્વત્તા કરતાં ચારિત્ર્ય જ તેમને વિશેષ આદરયોગ હતું. એક વાર એક સાધુને સહજાનંદે બુરાનપુરા જવા આજ્ઞા આપી. કોઈકે કહ્યું: 'મહારાજ ! આ સાધુ ભણેલા નથી, એટલે કોઈ સવાલ-જવાબ કરશે, તો મૂંઝાઈ જશે.' ત્યારે સહજાનંદે કહ્યું: 'એ ભણેલા નથી તેની ચિંતા નથી. એમનું વૃત્તાંત (ચારિત્ર્ય) શુદ્ધ છે અને ધન તથા સ્ત્રીથી એ સેવાય એમ નથી; એટલે એ જ વસ્તુ એમને સહાય કરશે.' એક બીજા નૃસિંહાનંદ નામે સાધુ હતા. સવારના ઊઠીને તે સહજાનંદ પાસે દીવો બળે તેને અજવાળે વાંચવા બેસતા; પણ સાધુને વાંચવાનાં પાનાં તો આઘાં જ રહી જતાં, અને પોતે સહજાનંદની મૂર્તિનું જ ધ્યાન રાખ્યા કરતા. આ જોઈ સ્વામી એમને ઠપકો આપતા, તો તે જરા પાનાં લેતા; પણ ફરી એક વૃત્તિથી એકીટશે સ્વામીને નીરખી રહેતા. એક દિવસ આમ નૃસિંહાનંદ સ્વામીની મૂર્તિના ધ્યાનમાં પડી ગયા હતા, ત્યાં પાસે રહેલી સગડીની ઝાળ લાગી અને હાથમાંનાં પાનાં સળગી ઊઠ્યાં. સહજાનંદે ધાર્યું, કે ઘણા સાધુઓને ભણવાનું ગમતું નથી તેમ આ પણ હશે; અને તેથી આણે આવો ફેલ કર્યો છે. આમ સ્વામીએ એમને 'ફેલી' કહીને ઠપકો આપ્યો; એટલે નૃસિંહાનંદ રોઈ પડ્યા. તે બોલ્યા: 'મહારાજ ! હું ફેલ કરતો નથી; પણ મારું ચિત્ત આપનામાં ખેંચાઈ જાય છે અને હું સ્થિર થઈ જાઉં છું.' ત્યારે સ્વામીનારાયણ અત્યંત પ્રસન્ન થયા અને બોલ્યા: 'તમે હવે બધું ભણી ચૂક્યા. ભણાવી ભણાવીને પરમેશ્વરમાં સ્થિર વૃત્તિ કરવી એ જ હેતુ છે.' એક વાર સ્વામીએ દીનાનાથ ભટ્ટને પૂછ્યું: 'તમને કેટલા શ્લોક મોઢે આવડે છે ?' દીનાનાથ કહે: '૧૮,૦૦૦.' 'તો એમાંથી તમે મોક્ષના કેટલા માન્યા છે ?' દીનાનાથે ઉત્તર આપ્યો: 'મહારાજ ! એનો તો મેં હિસાબ કર્યો નથી.'

'ત્યારે,' સહજાનંદે કહ્યું: 'એમ શ્લોક કંઠે કરીને શો દિવસ ઉજાળ્યો ?'

શિક્ષણ ને સાહિત્ય સંબંધીની ઊણપને સહજાનંદે ઉપર પ્રમાણે દૂર કરી, તો સંગીત સંબંધમાં પણ એમણે સરસ વ્યવસ્થા કરી. સ્વામી પ્રેમાનંદ અને સ્વામી દેવાનંદ બે ઉત્તમ સંગીતકાર હતા, અને સ્વામી પ્રેમાનંદને તો પૂર્વાશ્રમમાં પણ એનો સરસ અભ્યાસ હતો. એમના સંગીતથી મોટી મોટી સભાઓ પણ હાલી ઊઠતી. એમના સંગીતમાં પાર વિનાનો પ્રેમ ભરેલો રહેતો. સહજાનંદે પણ એમને માટે એક વાર કહ્યું હતું: 'એ સાધુને ઊઠીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીએ એવું મન થઈ જાય છે.' આજે પણ પ્રેમાનંદ સ્વામીનાં ભજનો વાંચતાં હૃદય હાલી ઊઠે એમ છે. આમ લેખકમંડળની જેમ સહજાનંદે ભજનમંડળ પણ ઊભું કર્યું.

## ૧૬

આમ સહજાનંદનું ધર્મચક્ર ચાલી રહ્યું. એમાં ત્યાગ ને વૈરાગ્યના જીવતા આદર્શસમા પરમહંસોનું મંડળ થયું, ગુરુવચને 'ચૂરેચૂરા' થઈ જનારા શૂરવીર શિષ્યસંઘો થયા, અહિંસક યજ્ઞો થયા, પતિતોના ઉદ્ધાર થયા, દીનોમાં દયા વિસ્તરી, સમૈયા થયા, મંદિરો થયાં, શિક્ષણ અને સાહિત્યની સુદૃઢ વ્યવસ્થા થઈ; અને ગુજરાતભરમાં તેમ જ પરપ્રાંતોમાં પણ સહજાનંદની ધર્મસંસ્કારની પ્રવૃત્તિઓએ ખૂણા ને ખંડ અજવાળી દીધા. પણ ત્યાં એક પ્રશ્ન ઊભો થયો. આજ સુધી સહજાનંદ પાસે કશો ય પરિગ્રહ નહોતો, પોતાને નામે એક પાઈની પણ મિલકત નહોતી. હવે મંદિરો થતાં સ્વાભાવિક રીતે પરિગ્રહ શરૂ થયો; એટલે સહજાનંદને આવી કંઈક વિચારણા જાગી: 'આ મોટાં મોટાં મંદિરો કરાવ્યાં છે અને તેમાં

સુધીર સંતોને રાખ્યા છે. એ સંતો છે તો ત્યાગી, પણ તેઓ સદા વીતરાગી કેવી રીતે રહેશે? વળી, મમત વિના મંદિર પણ કેમ રહેશે? આ બંને વાત કેમ કરીને બેસતી આવશે? ત્યાગીઓ તો ધન અને ત્રિયાને ત્યજીને બેઠા છે. તેમને દેહના સુખને વિષે કશી જ સ્પૃહા નથી. તેમનાથી આ જાયગા કેવી રીતે સચવાશે? માટે આ મંદિરોનો એક ધણી સ્થાપીએ અને તે આ બધા પરિગ્રહોની સંભાળ રાખે.'

આમાંથી મંદિરો માટે 'આચાર્ય'નીમવાનો વિચાર આવ્યો. એ આચાર્યની સ્થાપનામાં પણ સહજાનંદે નવો જ માર્ગ લીધો. એક બાજુ, ત્યાગીઓ સંસારની ખટપટથી વેગળા રહી શકે અને એમને નિર્વાહની નચિન્તાઈ રહે; બીજી બાજુ, તેઓ નિરંકુશ પણ ન બની જાય—એ સહજાનંદની વિચારણાના મુદ્દાઓ હતા. વળી ગૃહસ્થાશ્રમી તથા ત્યાગાશ્રમી એ બંને વચ્ચે એક ભાવના રહે, તેમ જ જુદાં જુદાં મંદિરોની વ્યવસ્થા એકબીજાથી તદ્દન સ્વતંત્ર ન થઈ જાય, એ પણ એમની વિચારણામાં હતું. પછી સર્વ સત્સંગીઓને એક અધ્યક્ષના હાથ તળે ઓછામાં ઓછું બે વાર ભેગા થવાનું અને કરવાનું બની આવે એ હેતુ રહ્યો. આ રીતે આચાર્યની સ્થાપના તો થઈ; પણ લાખોની મિલકતના ધણી થઈ જનાર એ આચાર્યની અધોગતિ ન થાય તે માટે સહજાનંદે તેના ઉપર અંકુશો પણ મૂકયા. એ પ્રમાણે આચાર્ય ગૃહસ્થ હોય, પણ પોતાના સમીપ સંબંધની ન હોય એવી સ્ત્રીઓ સાથે બોલી શકે નહિ, તેમને અડે નહિ, તેમ તેમને ઉપદેશ પણ આપે નહિ. વળી, તે શિષ્યોએ આપેલું ધાન્ય વેચે નહિ, એટલે શિષ્યો પાસેથી ધાન્ય લઈ પૈસા કમાવાનો ધંધો ન માંડે. પોતાનો સર્વ વ્યવહાર તે આગેવાન ત્યાગીઓ અને ગૃહસ્થોની સલાહ લઈ કરે, પણ સ્વતંત્ર રીતે કરે નહિ. છેલ્લો અંકુશ આચાર્યની સંખ્યા સહજાનંદે નક્કી કરી હોય

તે જ રાખવી એવો મૂકયો હતો.

ત્યારે આચાર્ય કોને કરવો? ભાડૂતી બ્રાહ્મણ પૂજારીઓથી મંદિરની પૂજા કરાવવાનો અખતરો તો આ પહેલાં જ નિષ્ફળ ને હાનિકારક પુરવાર થયો હતો. વાસુદેવાનંદ નામે બ્રહ્મચારીને આચાર્ય કરવાનો પ્રયોગ થયો; પણ તે સાવ નિષ્ફળ ગયો. આથી સંત-હરિજનોના આગ્રહથી સહજાનંદે પોતાના કુટુંબીઓને અયોધ્યાથી તેડી મગાવવાનો વિચાર કર્યો. અને સંવત ૧૮૮૨ના કાર્તિક માસની સુદિ અગિયારશે સહજાનંદે પોતાના બે ભાઈઓ રામપ્રતાપ અને ઇચ્છારામના પુત્રો અયોધ્યાપ્રસાદ અને રઘુવીરને અનુક્રમે અમદાવાદની નરનારાયણદેવની અને વડતાલની લક્ષ્મીનારાયણદેવની ગાદીના આચાર્યો નીમ્યા. પોતે બંનેના ધર્મો સમજાવનારો અને દેશવિભાગ કરનારો એક ખરીતો લખ્યો, અને એ જ ખરીતો સર્વ મતભેદોમાં કે વિરોધોમા પ્રમાણરૂપ ઠરાવવામાં આવ્યો.

આમ સ્વામીનારાયણ સંપ્રદાય સુદઢ ને સર્વાંગ સંપૂર્ણ થયો. એમાં બે લાખ જેટલા અનુયાયીઓ હતા. હજારો માણસોના જીવનમાં આભ-ધરતીનો પલટો થઈ ગયો હતો, નવું ચૈતન્ય સ્ફૂરી રહ્યું હતું, ઊંડી વિવેકશક્તિ વર્તી રહી હતી, અને બદીઓ તથા વ્યસનો નીકળી જતાં તેમનામાં પ્રાણદાયી વિશુદ્ધિ ઝળકી ઊઠી હતી ત્યાગીઓએ જેમ વેરાગીઓના માર ખાધા, તેમ ગૃહસ્થીઓએ મહાજનોના કોરડા ઝીલ્યા. આ ગૃહસ્થીઓ વરસો સુધી ન્યાતબહાર મુકાયા. તેમની સાથે કોઈ વ્યવહાર કરતું નહિ–તેમને ત્યાં હજામ હજામત કરવા આવતો નહિ, અને તેમને ત્યાં કોઈ મરણ પામે તો તેનું શબ સુદ્ધાં કોઈ ઉપાડતું નહિ; પણ આવી આકરી આગમાં ય એ અનુયાયીઓ પોતાના ઇષ્ટદેવ સહજાનંદને વચને 'ચૂરેચૂરા' થઈ જતા. એ સૌને મન સહજાનંદ સકળ અવતારોના અવતારી હતા!

પ્રેમસખી પ્રેમાનંદે સહજાનંદની ઊંચાઈ વગેરે વિષે વિગતવાર વર્ણન કર્યું છે. તે કહે છે: 'હરિવરની શી શોભા કહું ? એ શ્યામ શરીરે શોભી રહ્યા છે, અને એમનો ભીનો વાન જોઈને હું એમના ચરણકમલ પર મોહી પડું છું એ આજાનબાહુ છે, અને સવાચોસઠ તસુ ઊંચા છે. એ ધેરે સાદે ગાજે છે, અને એ સાંભળી મેઘનગારાં બાજે છે જેમના શ્વાસમાં કેસરની સુગંધ છે. કુતૂહલથી ભરેલા, જોગકળાના ભર્યા દરિયા, અને બ્રહ્મવિદ્યાના સ્વામી એવા એ હરિના પદને ઊરમાં ધારી રહું છું. એ મારા નાથજીને હું જતન કરીને મારાં નેણુાંમાં રાખું છું ' અને આપણે જાણીએ છીએ, કે એ પ્રેમાનંદ 'નાથજી આગળ નિશદિન ગાવા' હાજર રહેતા હતા. સહજાનંદની મદઝર ગજના જેવી ચાલ અને ચહુકોર ઝૂકી રહેતા છૂટા પેચ, ફૂલનો નવરંગ તોરો અને વાંકડી કલગી વગેરે એમના સખા બ્રહ્માનંદના જીવમાં જડાઈ ગયાં હતાં. એ 'માણુકીના અસવાર' અને 'રસીલા લાલ'ને નીરખીને અનેક ભક્તોએ પોતાના જન્મ સફળ માન્યા હતા. ભક્તકવિઓએ આ પ્રમાણે પોતાના પ્રાણુજીવનની વિગતે વિગત આપી છે. આ સાથે નિષ્કુલાનંદ તથા આધારાનંદ સ્વામીના 'ભક્તચિન્તામણિ', 'પુરુષોત્તમપ્રકાશ' અને 'હરિચરિત્ર' વગેરે ગ્રંથોમાં સહજાનંદનું ચરિત્ર આલેખાયું છે. સ્વામી નિર્ગુણદાસ, આત્માનંદ અને પ્રસાદાનંદ વગેરેની 'વાતો' સહજાનંદના જીવનના અનેક પ્રસંગો વર્ણવે છે.

પણ માત્ર બાહ્ય વર્ણન ઉપરથી એ અનુપમ જ્યોતિને નીરખી શકાય એમ નથી. અહીં એમનાં પોતાનાં 'વચનામૃતો'ની પ્રસાદી મેળવી આપણે એમને નયણુાંમાં ઉતારી હૃદયામાં

વાનનો અપરાધ કર્યો, એમ જાણીને તેને પગે લાગીને તેને કાંઈક જોઈતું હોય તે આપીએ; પણ જે પ્રકારે તે રાજી થાય તેમ કરીએ છીએ' વળી તેઓ કહે છે: 'અમારે તો પરમેશ્વરના ભક્ત ઉપર અતિશય દયા વર્તે છે અમારો દયાળુ સ્વભાવ છે, તો પણ જે હરિભક્તનો દ્રોહી હોય, તેનો તો અમારે અભાવ આવે છે. અને હરિભક્તનું ઘસાતું જો કોઇ બોલ્યો હોય અને એને જો હું સાંભળું, તો તે સાથે હું બોલવાને ઘણો ઇચ્છું પણ બોલવાનું મન જ થાય નહિ અને જે ભગવાનના ભક્તની સેવાચાકરી કરે, તે ઉપર તો અમારે અતિશય રાજીપો થઇ જાય છે અને મારી પ્રકૃત એમ છે, જે થોડીક વાતમા કુરાજી પણ ન થાઉ અને થોડીક વાતમા રાજી પણ ન થાઉ'' અને મારે તો એ જ અંગ છે, જે જે ભગવાનનો ખરેખરો ભક્ત હોય તો હું તો તે ભગવાનના ભક્તનો પણ ભક્ત છું અને હુ ભગવાનના ભક્તની ભક્તિ કરું છું'

આ દયા, વત્સલતા અને કારુણ્યને લીધે જ, સહજાનંદ એક બાજુ વજ્રથી ય કઠોર થાય છે, તો બીજી બાજુ કુસુમ કરતા ય કોમળ રહે છે આથી તો નિયમનો ભંગ કરનારને તે કડક શાસન આપતા અને વળી પાછા તેને પોતાનો કરતા. એમની સ્નેહાધીનતાના આ પ્રસગો જોઈશુ એકવાર સહજાનંદ ભાડેર ગામે પાતલભાઈને ઘેર પધાર્યા હતા. પાતલભાઈની પત્નીએ સ્વામીને દૂધ આપ્યું. મહારાજ એ પીતા પીતાં કહે. 'આ દૂધ તો ભારે ગળ્યું છે, ને મહીં સાકર નાખી છે' આમ ત્રણ વાર મહારાજે માગી માગીને પીધુ'! પછી એ બાઈ બીજાઓને માટે છાશ લેવા અદર ગયા! તો ખબર પડી, કે પોતે મહારાજને દૂધને બદલે છાશ જ પીરસી દીધી હતી! એટલે તે ખૂબ પસ્તાવો કરવા લાગ્યાં, અને મહારાજને કહેવા લાગ્યા' 'અરે! મેં તો તમને છાશ પાઈ ને દૂધ રહી ગયું.'

ત્યારે મહારાજ કહે: 'એ તો દૂધ હતું. જે તમે અતિ હેતે કરીને પાઇ, તે દૂધ કરતાં ગળી લાગી;'

આ જ સ્નેહાધીનતાને લીધે સ્વામીએ ઉપલેટામાં આહીરને ત્યાં જઈ જાતે માગીને પોતાને હાથે કોઠલામાંથી દૂધ લઈ થાંભલાને, ઓઠીંગણ દઈને પીધું હતું; તેથી 'પ્રેમીને ઘેર એ અણતેડ્યા આવે છે, ને બીજાને તો ધ્યાનમાં પણ દુર્લભ છે.' આ પ્રેમની લાગણી એમનામાં એટલી ઉત્કટ હતી, કે એમને કેટલાક 'રીતભાત વિનાના' પણ કહી દેતા. જૂનાગઢમાં એમની સવારી નીકળી હતી. સવારી નવાબની કચેરી આગળથી જતી હતી, ત્યાં કોઈ પગીના છોકરાએ સ્વામીના હાથમાં એક ચીભડું મૂક્યું. આપનારનો પ્રેમ પારખીને સ્વામીએ એ ચીભડું લ્યા ને ત્યાં જ ખાવા માંડ્યું. આથી દીવાન કહે: 'જોયા! મોટા ભગવાન કહેવડાવે છે ને ચીભડું જોયું જ ન હોય, તેમ ભરસવારીએ ભચડવા બેઠા છે!' પણ નવાબ કહે: 'ના, ના; એ તો ઓલિયા છે, તો જ આમ ખાઈ શકે.'

આથી તો સ્વામી પોતાને હાથે સાધુને માટે રસોઈ કરતા, પોતાને હાથે તેમને પીસરતા અને અતિ પ્રેમથી તેમના મોંમાં કોળિયા મૂકતા. કોઈ સ્વાદુ જણસ હોય, તો સ્વામી પોતાના હરિભક્તને આપીને જ જમતા. વળી, સ્વામી મંદવાડમાં સેવાચાકરી કરાવે, સાધુ વિદેશથી આવે ત્યારે સામા ઊઠીને તેને-સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે, કયારેક તેની પ્રદક્ષિણા પણ ફરે અને તેને ખૂબ સ્નેહથી દાબીને ભેટે; હોળીમાં રંગે રમાડી અને શરદમાં રાસ લેવડાવી તે સાધુઓને આનંદમાં તરબોળ કરી મૂકે. આવા કરુણાલોચન સ્વામીને સાધુઓને માર પડેલો જોઇને આંખમાં પાણી ભરાઈ આવતાં. આમ છતાં મારનારને વિષે સ્વામી જરા સરખી પણ દુરિચ્છા બતાવતા નહિ. એક વાર વેરાગીઓએ સાધુઓને એવા માર્યા

તેમના વાંસા ઉપર સોળ ઊઠી આવ્યા. આ જોઇને સ્વામીએ જમીન પર હાથ અફાળી દીધા; એમનાથી બોલાઈ ગયું: 'અરેરે! પાપીઓએ મારા સાધુઓને આવા માર્યા!'

સ્વામી કોઇને નારાજ કરે એવું તો હતું જ નહિ. એક વાર સભા ચાલી રહી હતી, તેવામાં સર્પ નીકળ્યો. સ્વામી સર્પવાળી જગ્યાએ જવા ઊઠ્યા. એ જતા હતા એવામાં એક બાળક એમને પગે લાગવા આવ્યો. સ્વામીએ ઉતાવળમાં એને હાથ પકડીને દૂર કર્યો. આથી છોકરો ઝંખવાણો પડી ગયો, પણ સ્વામી પાછા આસને આવીને બેઠા, ત્યારે પેલો છોકરો એમનાથી ભુલાયો નહોતો. એમણે તેને પાસે બેસાડ્યો ને પ્રસાદી આપી.

એક વાર ગઢડામાં સહજાનંદ સ્વામી હજામત કરાવતા હતા. હજામને એક છોકરાએ કહી રાખ્યું હતું, કે 'તમે મને શ્રીજીમહારાજના વાળની પ્રસાદી આપજો.' હજામે તેમ કરવા કબૂલ રાખ્યું હતું, પણ હજામત પૂરી કરીને હજામત તો શરતચૂકથી વાળ આપ્યા વિના જ ચાલી ગયો; એટલે પેલા છોકરાએ રડવા માંડ્યું મહારાજે તેને પૂછ્યું: 'કેમ રડે છે?' તો છોકરાએ બધી વાત ખુલાસાથી કરી; એટલે મહારાજ બોલ્યા: 'અરે એમાં શું થઈ ગયું? લે. તને મારી શિખામાંથી વાળ આપું' એમ કહી સ્વલ્પ કેશ આપી બાળકનુ મન પ્રસન્ન કર્યું!!

આથી જરા જુદી એક બોધક ઘટના જોઈએ. એક વાર એક પ્રતિષ્ઠિત સત્સંગી ગૃહસ્થ હરિભક્તના પુત્રથી અજાણતાં ગઢડામાં એક જૈન સાધુ, જે બજારના અપાસરામાં બેઠા હતા તેમના ઉપર થુંકાઈ જવાયું; તેથી તે જૈન સાધુએ પોતાના શિષ્યોને કહ્યું: 'આ સ્વામીનારાયણના શિષ્યોએ મારા પ્રત્યે બેઅદબીભર્યું વર્તન બતાવ્યું છે.' હવે સાધુના એ શિષ્યોમાંના

કેટલાક તો બજારના આગેવાન માણસો હતા. સાધુની વાત સાંભળીને તેમણે તરત જ પોતાની દુકાનો બંધ કરી દીધી. સહજાનંદ સ્વામીને આ વાતની ખબર પડી; એટલે પોતે જ નિર્માનીપણે તે સાધુ પાસે ગયા. અમૃતમય વચનથી વિનય કરી તે જૈન સાધુના મનનું સમાધાન કર્યું. આથી હડતાલ ખૂલી ગઈ."

૧૮

સંવત ૧૮૬૯માં કાઠિયાવાડમાં ભયંકર કાળ પડ્યો હતો. આ દુકાળની સ્વામીએ આગળથી આગાહી કરી હતી અને ગામેગામ પત્રો લખીને અન્નનો સંઘરો કરવા આજ્ઞા આપી હતી. એ કાળમાં સ્વામીએ પોતાના સત્સંગીઓ ઉપર બોજો ન પડે તે સારુ સર્વ સાધુઓને કાઠિયાવાડની બહાર મોકલી દીધા અને દર્શનને બહાને પણ પોતાની પાસે ન આવવા આદેશ આપ્યો. પોતે તો તે વર્ષે ગુપ્તવાસ સેવ્યો; અને નખ તથા કેશ વધાર્યા. એ કપરા કાળમાં સ્વામીએ દયાનાં અનેક કાર્યો કર્યાં હતાં. પોતે ગુજરાતથી અનાજ મગાવી દાન આપતા; અન્નદાન આપવામાં તેમણે કદી પોતાના ને પારકા એવો ભેદ રાખ્યો જ નહોતો. વળી પોતાના યોગૈશ્વર્યથી પણ એમણે ઘણાને ઘણા પ્રકારની મદદ કરી હતી!

અને આ પ્રેમ ને કરણા માત્ર મનુષ્યો પ્રત્યે જ નહોતાં. સારંગપુર ગામમાં એક વાર વરસાદની હેલી થઈ આથી કેટલાંક મકાન ધસી પડ્યાં. આમાંના એક મકાનની નીચે કેટલાંક ઢોરો દબાઇ ગયાં. ઘરધણીએ સહજાનંદની સભામાં આવી મદદને માટે ધા નાખી, પણ કોઇ ગયું નહિ; એટલે સ્વામી પોતે જ ઊઠ્યા-દોડ્યા. ત્યાં ખભેથી મોભ ઊંચો ઝાલી રાખી એમણે ઢોરોને બહાર કઢાવ્યાં!

સર્વ તરફ સમભાવ એ એમના અનેક ગુણોમાંનો એક હતો. એક વાર સ્વામી ધોરાજીમાં કોઈ ગરાસિયાને ત્યાં ઊતર્યા હતા. તે વખતે ગોંડલના દરબાર દેવાજી પણ એ જ ગામમાં આવ્યા હતા. તેમને થયું: 'ચાલો, મહારાજશ્રીના દર્શન કરી આવીએ.' બીજા ગરાસિયાઓ કહે: 'બાપુ! આપણે રાજ-લોક! આપણે સાધુનાં દર્શને શીદને જઈએ?' પણ દેવાજી તો નમ્ર હતા; તેથી એમણે સહજાનંદના ઉતારે ચાલવા માંડ્યું. આ બાજુ સ્વામીને દરબાર આવે છે, એવી ખબર પડી; એટલે પોતાના યજમાન ગરાસિયાને મહેમાનગતમાં વેઠવું પડે, એ એમને ગમ્યું નહિ પોતે ત્યાંથી ઊઠીને એક કુંભારને ઘેર મુકામ કર્યો. દેવાજીના સલાહકારોએ એ દરબારને કુંભારને ઘેર જતાં ઘણા વાર્યા; પણ દરબાર તો સ્વામીનાં દર્શન માટે એ કુંભારને ત્યાં જવા ઊપડયા. કુંભારને કહેણ મળ્યું, એટલે એ વિમાસણમાં પડી ગયો. પણ સ્વામીએ કહ્યું: 'ચિન્તા ન કરીશ. આ પેલો ગૂણો છે તે જ પાથર.' અને ગોંડળના દરબાર દેવાજી તે ગૂણા ઉપર ભક્તિપૂર્વક બેઠા. સ્વામીએ એમને ઉપદેશ આપ્યો.

એ દીનદુ:ખિયાના બેલી ને ઉદ્ધારક ભાવ-ભક્તિના કેટલા ભૂખ્યા રહ્યા છે! અમદાવાદ પાસે લાંઘણેજ ગામમાં એક સોનબાઈ અને બીજી ગંગામા એમ બે ભક્તો હતી. પહેલી સોનબાઇ ગરીબ હતી; બીજી ગંગામા પૈસે ટકે સુખી હતી. એકવાર એ બંને બાઇઓએ સ્વામીનારાયણને અને એમના શિષ્યોને પોતાને ત્યાં જમવા આમંત્રણ આપ્યું. ગંગામા સોનબાઇ-ને કહે: 'તારાં દાળ-ચોખા હલકાં છે; એટલે તું બીજા સાધુઓ માટે રસોઇ કર, અને હું મહારાજ માટે રસોઇ કરી લાવુ.' આથી સોનબાઈને ઘણું ઓછું આવ્યું. એને થયું: 'અરે! મારું અનાજ મહારાજના ખપમાં ન આવવાનું?' એટલામાં મહારાજને એ

વાતની કંઈક ખબર પડી ગઈ. જમવા વેળાએ પોતે જ સોનબાઈને ત્યાં આવી રહ્યા. બાઈનું મોં ઉતરી ગયું હતું; તેથી મહારાજે એનું કારણ પૂછ્યું:

ત્યારે બાઇએ રડી પડીને મહારાજને સર્વ વાતથી વાકેફ કર્યાં; એટલે મહારાજે કહ્યું: 'તમારી રસોઈ તૈયાર થઈ હોય તો લાવો. અમે તમારું જ અન્ન જમીશું.' મહારાજ જમવા બેઠા; ત્યાં ગંગામા થાળ ઊંચકાવીને આવ્યાં! મહારાજે ઊંચકનાર માણસને કહ્યું: 'હું તો જમ્યો. એ થાળ તમે અને ગંગામા જમી લો.'

આ આત્માનો સમભાવ મિત્ર-વિરોધી સૌ પ્રત્યે હતો. પોતાનું બૂરું કરનાર ઉપર પણ સ્વામી દયા રાખતા. વીસનગરમાં એક શોભારામ શાસ્ત્રી હતો. તે સત્સંગીઓ ઉપર ખૂબ દ્વેષ રાખતો હતો. એક દિવસ સત્સંગીઓના અગ્રેસર બળદેવને તેણે કહ્યું: 'તારા સ્વામીનારાયણ ભગવાન હોય તો, હું એમનો આટલો બધો દ્વેષ કરું છું, છતાં કેમ સાજોતાજો ફરું છું? એ મને આંધળો ન કરી નાખે?' બળદેવે કહ્યું: 'હાથે કરીને અંધાપો શીદને માગો છો?' ત્યારે શોભારામ કહે: 'જો સ્વામીનારાયણ ભગવાન હોય, તો હું આઠ દહાડામાં આંધળો થઈ જાઉં.' અને, એના ઇચ્છયા પ્રમાણે એ આંધળો થઈ ગયો. આ પછી સ્વામી વિસનગર આવ્યા. શોભારામના અંધાપાની વાત સાંભળી, એટલે એમણે કહ્યું: 'એમ? મારે લીધે એ આંધળો થયો? ત્યારે ચાલો, આપણે એને ઘેર જઈ દર્શન આપીએ.' દયાળુ સહજાનંદસ્વામી એને ત્યાં જાતે ઊઠી પધાર્યા ખરા, પણ હજુ એનાં ભાગ્ય ઉદય નહિ થયાં હોય, જેથી એણે તેમને મળવાની ચોખ્ખી ના પાડી!!!

એ જ બળદેવનો મામો લાલદાસ પણ સ્વામીનો ભારે દ્વેષી હતો. એ વીસનગરનો સૂબો હતો, એટલે સત્સંગીઓને

ખૂબ કનડગત કરતો. એકવાર એણે બધા સત્સંગીઓને તડકામાં ઊભા રહેવાની આજ્ઞા આપી. આથી બળદેવ અને એની મા ઉદયકુંવર પણ તડકામાં જઈને ઊભાં રહ્યાં. સિંપાઈઓએ એ બંનેને તડકામાંથી ખસી જવા કહ્યું; પણ એમણે માન્યું નહિ. પછી લાલદાસે આવીને પણ એ જ કહ્યું, ત્યારે ઉદયકુંવરે કહ્યું: 'ભાઈ! આ બધાં જશે ત્યારે અમે પણ જઈશું.' આથી લાલદાસે બધાંને છોડી મૂકયાં. આ ત્રાસની હકીકત સ્વામીને મળી; એટલે માત્ર એક સેવકને લઈને તે ઓચિંતા વીસનગર આવ્યા. પોતે બળદેવને ત્યાં મુકામ કર્યો. પોતે બળદેવને કહ્યું: 'જા, લાલદાસને ખબર આપ, કે હું અહીં આવ્યો છું.' લાલદાસ તો સ્વામીને કેદ કરવાને તલપી રહ્યો હતો. એણે ત્રીસ આરબોને મોકલ્યા, પણ એ આરબોના જમાદારે તો સહજાનંદની તેજસ્વી મૂર્તિ જોઈને એમને પકડવાનું મન જ ન કર્યું. લાલદાસ આ મન-પલટાથી વિસ્મય પામ્યો, પણ ત્યાં તો સહજાનંદ પોતે જ લાલદાસને ઘેર આવી ઊભા. એમને જોતાં જ લાલદાસનું ચિત્ત ફરી ગયું: તેણે સ્વામીને સત્કાર આપ્યો, અને એમનું શિષ્યત્વ સ્વીકાર્યું.

હવે, એક બીજો પ્રસંગ લઈશું. સ્વામીજી એકવાર અગતરાઈ ગયા અને પરવતભાઈને ત્યાં રહ્યા. ત્યાં જવાની વખતે એમણે નારાયણ ભટ્ટને કહ્યું: 'આવતા ઉત્સવ માટે તમે અમારી સાથે ગઢડા ચાલો.' ભટ્ટ કહે: 'મહારાજ! બાજરી વાઢવાની થઈ છે. આપના ભેળો અત્યારે આવું તો બધો પાક બગડી જાય.' ત્યારે મહારાજ કહે: 'અમે બધા તમને બાજરી ઉતારવામાં મદદ કરીએ, તો?' 'તો-તો હું આવું!' ભટ્ટે કહ્યું. એટલે મહારાજે દાતરડાં મગાવ્યાં. પોતે, પોતાના સાધુઓ તથા પાર્ષદો અને બીજા કાઠીઓ એમ ત્રીસ-ચાળીસેક માણસો થઈને આખો પાક ઉતારી નાખ્યો; અને નારાયણ ભટ્ટ ગઢડે આવી શકયા!

સહજાનંદની જીવનકલા આ પ્રમાણે સહસ્ર કિરણોથી ઝગઝગી રહી છે. આપણે હવે એમના અંગની વાત જાણીએ, જેનો વચનામૃતમાં શ્રીમુખે ઉલ્લેખ થયેલો છેઃ 'જ્યારે અમારે ખાળઅવસ્થા હતી, ત્યારે પણ દેવમંદિર હોય ત્યાં દર્શને જવું, કથા વાર્તા સાંભળવી, સાધુનો સમાગમ કરવો, તીર્થ કરવા જવું, એવી વાર્તા ગમતી. અને જ્યારે ઘર મૂકીને નીસર્યા ત્યારે તો વસ્ત્ર રાખવું પણ ગમતું નહિ, અને વનમાં જ રહેવું ગમતું. અને બીક તો લેશમાત્ર લાગતી જ નહિ. અને વનને વિષે મોટા મોટા સર્પ, સિંહ, હાથી ઇત્યાદિક અનંત જનાવર દીઠામાં આવ્યાં, પણ કોઈ પ્રકારે હૈયામાં મરવાની તો બીક જ લાગતી નહિ. એવી રીતે મહાવનને વિષે સદા નિર્ભય રહેતા. પછી તીર્થને વિષે ફરતા ફરતા શ્રી રામાનંદ સ્વામી પાસે આવ્યા અને પછી શ્રીરામાનંદ સ્વામી જ્યારે અંતર્ધાન થયા તે કેડે સત્સંગનું રૂડું થવાને અર્થે કાંઇક બીક રાખવા માંડી; પણ અંતરમાં અખંડ વિચાર એવો રહે છે, જેમ મનુષ્યને મૂવા ટાણે પથારી ઉપર સુવાર્યો હોય, ત્યારે તે મનુષ્યમાંથી સહુને પોતાના સ્વાર્થની વાસના ટળી જાય છે અને તે મરનારને પણ સંસાર થકી મન ઉદાસ થઇ જાય છે, તેમનું તેમ અમારે પોતાની કોરનું અને બીજાની કોરનું અંતઅવસ્થા જેવું સદા વર્તે છે; અને જેટલા માયિક પદાર્થ માત્ર છે, તે સર્વે નાશવંત ને તુચ્છ સરખા જણાયા કરે છે, પણ એમ નથી જણાતું, જે આ સારું પદાર્થ છે ને આ ભૂંડું પદાર્થ છે જેટલાં માયિક પદાર્થ માત્ર છે, તે તો સર્વે એકસરખાં જણાય છે. જેમ કાખના સુવાળા છે, તેમાં સારો કયો ને નરસો કયો? તે તો સારા-નરસા સહુ એક પાડમાં છે, તેમ માયિક પદાર્થ પણ

સર્વ સરખા છે. અને કાંઇક સારું-નરસું જે કહીએ છીએ, તે તો ભગવાનના ભક્તને સારું લગાડવાને અર્થે કહીએ છીએ. અને અમારી સર્વે ક્રિયા છે, તે ભગવાનના ભક્તને અર્થે છે, પણ પોતાના સુખને અર્થે એકે ય ક્રિયા નથી; ભગવાનની ભક્તિ વિના તો અમે સર્વ પદાર્થમાંથી ઉદાસી છીએ.' આગળ જતાં સ્વામી કહે છે: 'આત્માને વિષે રખે રજોગુણ-તમોગુણ આદિક કોઈક માયાનો ભાગ ભળી જાય નહિ, તેને ઘડીએ ઘડીએ તપાસતા રહીએ છીએ. આ જીવને વિષે રજ-તમ આદિક જે રૂપું ભળ્યું છે, તેને ગાળીને કાઢી નાખવું; ને પછી કંચનરૂપ જે એક આત્મા તે જ રહે. પણ બીજો માયિક ભેગ કાંઇ રહે નહિ; એવી રીતના વિચારમાં અમે રાત-દિવસ મંડયા છીએ '

'ભગવાનને વિષે જે અતિશય પ્રીતિ એ ઘણી મોટી વાત છે' એમ કહીને સ્વામી પોતાની સ્થિતિ વર્ણવે છે: 'ગમે તેવા ભૂંડા દેશકાળાદિકનો યોગ થાય, પણ કોઈ રીતે અમારું અંતઃકરણ ફરે નહિ અને ભગવાનને વિષે પ્રીતિ તે, તેની જ સાચી, જે જેને ભગવાન વિના બીજા કોઇ પદાર્થને વિષે પ્રીતિ જ ન થાય.' આથી પોતે કહે છે: 'અમને તો જે પદાર્થમાં હેત જણાય તેનો ત્યાગ કરીએ ત્યારે સુખ થાય. અને ભગવાનના ભક્ત વિના જે મનુષ્ય માત્ર અથવા પદાર્થ માત્ર તેની જો મનમાં સ્મૃતિ થઈ હોય, તો તેથી અતિશે છેટું કરીએ ત્યારે સુખ થાય; અને જો ભગવાનના ભક્ત હોય, તો તેનો કોઇ રીતે કરીને હૈયામાં અભાવ આવે જ નહિ. અને અમારે વગર-ઇચ્છે પણ પંચ વિષય છે, તે જોરાવરિયે આવીને પ્રાપ્ત થાય છે, તો પણ તેને અમે ઇચ્છતા નથી અને પગે કરીને ઠેલી નાખીએ છીએ; અને જે દિવસ થકી અમે જન્મ્યા છીએ, તે દિવસથી કરીને આજ દિવસ પર્યંત કોઇ દિવસ જાગ્રતમાં અથવા સ્વપ્નમાં દ્રવ્યનો કે સ્ત્રીનો ભૂંડો ઘાટ થયો હોય, તો આ સમગ્ર

પરમહંસના સમ છે. અમારા અંતરમાં તો એક ભગવાનના સ્વરૂપનું જ ચિંતવન રહે છે અને ઉપરથી તો ભગવાનના ભક્ત હોય તેના જીવનું સારું થાય તે સારુ હળીમળીને રહીએ છીએ. અને જે દિવસ અમારા હૈયામાં ભગવાન ને ભગવાનનાં ભક્ત વિના બીજે ક્યાંય હેત જણાશે, તો અમે એમ માનીશું જે અમે અમારી સ્થિતિમાંથી ડગ્યા; પણ અમને એવો નિશ્ચય છે, જે અમે એ સ્થિતિમાંથી ડગીએ જ નહિ'

સહજાનંદ પોતે આ પાંચ વાતનું નિત્ય નિરંતર અનુસંધાન રાખતા હતા:–દેહની ક્ષણભંગુરતાને લઈને વૈરાગ્યનું, શું કર્યું છે અને શું કરવાનું છે તેના વિચારનું, પંચવિષયની વાસના ટળી છે કે નથી ટળી તેના વિચારનું, મોટા સાધુઓની વાસના ટળી છે કે નહિ તેની તપાસનું, અને મનને ઉદાસી ન કરવાનું. પોતે કહે છે: 'જો હું મારા મનને ઉદાસી કરવા લાગું, તો કોણ જાણે ક્યાં ય જતું રહેવાય ને દેહ પડી જાય; માટે એમ જાણીએ છીએ જે મનને ઉદાસી ન કરવું; કેમકે ભવા અમારે યોગે કરીને આ સર્વે–ખાઈ, ભાઈ, પરમહંસ રાજીપે બેઠા ભગવદ્ભક્તિ કરે છે તો એ ઠીક છે. અને ભગવદ્ભક્તિને કરતા દેખીને મનમાં બહુ રાજીપો થાય છે. જે મરી તો સર્વેને જવું છે, પણ આવી રીતે ભક્તિ કરવી એ જ જીવ્યાનો મોટો લાભ છે.'

ત્રણ ભેદ છે, જે મળી છ ભેદ નિશ્ચયમાં પડે છે. 'ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચય'ની પ્રાપ્તિ દરેક મુમુક્ષુને અવશ્ય કરવાની હોય છે. 'નિર્વિકલ્પ ઉત્તમ અતિ નિશ્ચય તવ ઘનશ્યામ' એ સાયંપ્રાર્થનામાં પણ દરેક સત્સંગી તેવા નિશ્ચયની યાચના પરમાત્મા આગળ હમેશાં કરે છે.

પ્રકટ પ્રભુનો નિશ્ચય થવો અતિ દુર્લભ છે. એક સમયે સર્વ ભાગવતી પરમહંસોએ સહજાનંદ સ્વામીની સ્તુતિ કરતાં કહ્યું: "તમે સર્વ અવતારના અવતારી છો—સર્વ અવતારો તમારા જ છે. પૂર્વે જે જે અવતારે લીલા કરી, તે સર્વે તમે જ કરેલી છે; અને ભવિષ્યમાં જે જે અવતાર થશે, તે તમારા જ છે.

"આદ્ય અંતે મધ્યે અવતાર, સર્વે તમારા તે નિરધાર,
જે જે કર્યાં પૃથ્વી પર કાજ, તે તો સર્વે તમે, મહારાજ!
વળી થાશે–થાય છે જે કાંઈ, તે તો સર્વે તમારી ઇચ્છા ય."

—નિષ્કુળાનંદ સ્વામી

તે સાંભળી પરમહંસોના નિશ્ચયની પરીક્ષા કરવા પોતે કહ્યું: "તમે જે પૂર્વે થયેલા અવતારોની લીલા તેમ જ ભવિષ્યમાં થનારા અવતારોની ભાવિ લીલા મારે વિષે આરોપણ કરી, તે યોગ્ય નથી. તે તે અવતારોએ જે જે ચરિત્ર કર્યાં તેમાંનું કોઈ પણ ચરિત્ર આ અવતારે મેં કર્યું નથી." આ પરમહંસો માહાત્મ્યજ્ઞાન સહિત નિશ્ચયની પરાકાષ્ઠાએ પહોંચેલા હતા; તેથી સહજાનંદ સ્વામીનાં તેવાં મનુષ્ય-ચરિત્રપૂર્ણ વચન સાંભળી ક્ષોભ ન પામતાં બોલ્યા: 'પૂર્વે અવતારો થઈ ગયા, તેમણે અસુરોનો નાશ કર્યો; પરંતુ આ વખતે તો એ અસુરોનો પણ પરાભવ કરનાર કામ, ક્રોધ, લોભ વગેરે અંતઃશત્રુઓનો તમે નાશ કર્યો; એટલું જ નહિ, પરંતુ તે તે અસુરોમાં રહેલો આસુરભાવ પણ ટાળી નાખ્યો.'

'સૂક્ષ્મદષ્ટિવાળાને એ સૂઝે, સ્થૂળ બુદ્ધિવાળા તે ન બૂઝે.'
—નિષ્કુળાનંદ સ્વામી

દષ્ટાંત તરીકે-ભગવાન રામચંદ્રજીએ રાવણને માર્યો, પણ એ રાવણ તો કામ, ક્રોધ, લોભ, માન ઇત્યાદિ અંતઃશત્રુઓથી હણાયેલો જ હતો. શ્રીકૃષ્ણ ભગવાને કંસાદિક અનેક અસુરોનો નાશ કર્યો; પરંતુ તે સર્વે અસુરો, કામ, ક્રોધ, લોભ, માન વગેરે અંતઃશત્રુઓથી નાશ પામેલા જ હતા. આ સમયે તો આપે અસુરોનો સ્થૂળ નાશ નહિ કરતાં તેમનામાં રહેલી આસુરી-સંપતનો સર્વથા નાશ કર્યો છે.

'એવા કામાદિ જે ક્રૂર, જેથી બચ્યા નહિ સુરાસુર;
એવા પાપીનો કીધો પ્રહાર; એથી કોણ મોટો અવતાર?'
—નિષ્કુળાનંદ સ્વામી

અને એ જ સ્વામીનારાયણનો નિઃશંક ચમત્કાર છે. એથી તો એમના ઉપદેશથી અનેકને શાંતિ ને સમાધાન થયાં હતાં, તો અનેકને દઢ આત્મનિષ્ઠાથી સ્થિત-પ્રજ્ઞતા મળી હતી; કેટલાકને હઠયોગની સિદ્ધિઓ સાંપડી હતી, તો કેટલાક સમાધિનિષ્ઠ થયા હતા; કેટલાક સત્ય સંકલ્પ થયા હતા, તો કેટલાક મૂર્તિમંત વૈરાગ્ય થયા હતા; તો કેટલાક પ્રેમની મૂર્તિ થયા હતા! આથી માંગરોળના ગોરધનદાસ જેવાને મૂર્તિ સાથે તદ્રૂપતા લાધી હતી, અને અગતરાઈના પરવતભાઈ જેવાને પરમાત્મામાં અખંડ વૃત્તિ રહેતી હતી. વળી, આથી કેટલાક પોતાના વિચારો ઉપર ચોકી રાખતા હતા, ચિત્તશુદ્ધિ માટે સતત પ્રયત્ન કરતા હતા, તો કેટલાક પોતાના અંતરનો ચોપડો નિત્ય સંભાળતા હતા. ઘનઘોર વાદળ છવાઈ ગયાં હતાં; ત્યારે એક વીજળી ઝબકી અને ગુજરાત-કાઠિયાવાડમાં એની ઝગમગ જ્યોત ઝગી રહી!

પણ આ ખધુ થયું તેટલામાં સંવત ૧૮૮૬ની સાલ આવી રહી. વીસ વરસની નાની ઉંમરે આદરેલું મહાન કાર્ય લગભગ પચાસ વરસની ઉંમરે પૂરું થયું. એ ત્રીસ વર્ષના એક જમાનામાં તો 'ગુજરાતે સદીઓની ફાળ ભરી. હવે સહજાનંદને શરીરે મંદવાડ આવવા લાગ્યો'હતો; છતાં એમની પ્રવૃત્તિમાં ઢીલાપણું જરા ય આવ્યુ નહોતુ. આ અરસામાં સહજાનંદને મુંબઈના ગવર્નર સર જ્હોન માલ્કમ સાથે રાજકોટ મુકામે મુલાકાત થઈ. ગવર્નરે પોતે જ સ્વામીને ખાસ આમંત્રણ આપી તેડાવ્યા હતા. પહેલુ આમંત્રણ આવ્યું, ત્યારે સ્વામીની તબિયત ઘણી નબળી હતી, તેથી તેમણે જવા ખુશી ખતાવી નહિ; પણ બીજી વાર આગ્રહપૂર્વક કહેણુ આવ્યું એટલે એવી તબિયતે પણ પોતે ત્યાં ગયા. ગવર્નરે સ્વામી સાથે બે કલાક સુધી વાતચીત કરી. તેમાં તેમણે સ્વામીનારાયણુ સંપ્રદાયના ધર્મસિદ્ધાંતો વિષે પરિચય મેળવ્યો. વિદાય વખતે તેમણે સ્વામીને શાલદુશાલા તથા હારતોરા આપી બહુમાન આપ્યું ત્યાંથી સ્વામી પાછા ગઢડા આવ્યા……

પણ આ મુલાકાત પછી સ્વામીની તબિયત વધારે લથડી પડી. હવે તેમણે તીવ્ર તપ આદર્યાં. તેમણે વ્રત–ઉપવાસો'કરવા માંડચા, કઠણુ નિયમો લેવા માડચા. સર્વમાથી ચિત્તને વાળી લેવા માલ્યુ, અને મોન ધારણ કરીને સંસારથી ઉદાસીન થઈ ગયા. આ મંદવાડ જાણે આખરનો હોય એમ ભક્તોને લાગી આવ્યુ. ગામેગામથી ટોળેટોળાં સ્વામીનાં દર્શન માટે આવી રહ્યા. સ્વામીએ તે સર્વને ધીરજ આપી, કોઈએ પણ પોતાની પાછળ આત્મહત્યા કરવી નહિ, એવો આદેશ આપ્યો; અને પોતપોતાના ધર્મમાં રહેવુ, એવો ઉપદેશ કર્યો. વળી ત

સર્વેને વિખરાઈ જવા કહ્યું, પણ કોઈ વિખરાયું નહિ. આથી સ્વામીએ સાજા થયાનો દેખાવ કર્યો; અને જેઠ સુદિ નોમને દિવસે તો તે તદ્દન સારા થઈ ગયા હોય તેમ પથારીમાંથી ઊઠ્યા. આની ખુશાલીમાં તેમણે દાદા ખાચર પાસે સાકર વહેંચાવી. પોતે હરિભક્તોને ને ત્યાગીઓને ભેટ્યા; અને પછી બે–ચાર સાધુઓ સિવાય બધાને તે દિવસે વિદાય કર્યા. અરે, બ્રહ્માનંદ જેવા પોતાના સખાને પણ સ્વામીએ ત્યાં રહેવા દીધા નહિ!

અને દશમ થઈ; સૂર્ય બરાબર માથે આવી ગયો. સ્વામી સ્નાનાદિકથી પરવારીને પદ્માસન વાળી બેઠા. હસતીરમતી એ શક્તિની મૂર્તિ અનંત અલૌકિક ચમત્કારો સાથે પોતાના દિવ્ય ધામમાં ચાલી ગઈ. એમના અક્ષરનિવાસથી સમસ્ત ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ વગેરેમાં મોટું આક્રંદ ફરી વળ્યું. તે દિવસે સન ૧૮૩૦ના જુન માસની ૨૮મી તારીખ હતી. સ્વામી ગોપાળાનંદને સમગ્ર સત્સંગના મધ્યસ્થ સ્થાપી સ્વામી સહજાનંદ સ્વધામ પધાર્યા!

બરાબર એક મહિનો થયો. સ્વામી પછીના બીજા મહાપુરુષ અને સત્સંગની 'માતા' એવા સ્વામી મુક્તાનંદ પણ અક્ષરધામમાં ચાલ્યા ગયા. સાચે જ, સહજાનંદે મુક્તાનંદ માટે વાપરેલાં આ વચનો ચિરકાળ ગુંજારવ કરી રહેનારાં છે: 'સ્વામી! તમે કોઈ જીવને અહીંથી હાથે ઝાલીને ફેંકો, તો તે અક્ષરમાં પહોંચે એટલું તમારું સામર્થ્ય છે!'

સંવત ૧૮૮૬ આવતાં સુધીમાં તો હિન્દની રાજકીય સ્થિતિ બદલાઈ ગઈ હતી. મરાઠી સત્તા આથમી ગઈ હતી; અને હિંદમાં એક અંગ્રેજની ને બીજી શીખોની એમ બે જ સત્તાઓ બળવાન ને સ્વતંત્ર હતી. ભારતવર્ષના નકશામાં

ખંગાળના એક ખૂણામાં જે લાલ ડાઘો પડ્યો હતો, તે હવે આખા નકશામાં પથરાઈ રહ્યો હતો. ગુજરાત, કાઠિયાવાડમાં હવે બહારની શાંતિ હતી; અને લાંબી અશાંતિથી અતિશય કંટાળી ગયેલા એ પ્રાંતે અંગ્રેજી રાજ્યને શાંતિ સ્થાપનાર તરીકે વધાવી લીધું ! એ જ ગાળામાં સહજાનંદે આ મહાન્ ક્રાંતિ ફેલાવી અને ગુજરાત,કાઠિયાવાડને નવજીવનના રસ પાયા.

એ મહાન ક્રાંતિમાં શું થયું ? કોળી અને કાઠી જેવી ફાડી ખાનારી કોમો નમ્ર થઈ ગઈ—સ્વામી સહજાનંદે તેમનાં હૃદય ચોરી લીધાં !,બ્રહ્મચર્યાશ્રમને ફરી પ્રતિષ્ઠા મળી, ત્યાગાશ્રમને નવીન ઉજ્જવલતા મળી અને ગુરુઓ તથા આચાર્યોને સંયમની સ્થાપનાથી પાવનતા પ્રાપ્ત થઈ. સ્ત્રીઓને સમાજમાં ને સંપ્રદાયમાં ચોક્કસ સ્થાન મળ્યું; અને તેમની ધર્મ-તથા જ્ઞાનમાં ઉન્નતિ થઈ. અહિન્દુઓ હિન્દુધર્મમાં આવ્યા અને શૂદ્રો બ્રાહ્મણ-આચાર પામ્યા. આમ વિશુદ્ધ ભાગવતધર્મ પ્રકાશી રહ્યો અને તેમાં ત્યાગ ને વૈરાગ્યની સાથે ભક્તિની કલા ઝગઝગી રહી. સાહિત્ય, સંગીત અને કલાના પોષક, અહિંસામય યજ્ઞના ચલાવનાર, ક્ષમાધર્મના ઉપદેશનાર, શૌચ તથા સદાચારને વિશુદ્ધ રીતે સ્થાપનાર, એ સહજાનંદ ભાગવતધર્મના શિક્ષક હતા અને વ્યાસસિદ્ધાંતના બોધક હતા. એ સુધારક તરીકે ઓળખાયા છે; પણ એ તો પયગમ્બરની પંક્તિના છે. અંધારાં ઉલેચીને એમણે પ્રજાના જીવન સમસ્તમાં પ્રકાશના પૂંજ પાથર્યાં છે.

સહજાનંદમાં વિરાટ કાવ્યશક્તિ હતી; કામથી એ કદી થાક્યા નહોતા. વચમાં અટકાયતો આવી, તો પણ પોતે તો નવો રસ્તો કાઢી આગળ જ વધ્યા. આને લીધે એમનું જીવન પ્રસંગોથી ભરચક ભર્યું હતું. તે પગપાળા જતા, ઘોડે જતા, એક ભાગમાંથી બીજા ભાગમાં જતા, યજ્ઞો કરતા, ઉપદેશો આપતા, સમૈયા ભરતા, ઉત્સવો ઊજવતા, મંદિરો બાંધતા,

સર્વેને વિખરાઈ જવા કહ્યું, પણ કોઈ વિખરાયું નહિ. આથી સ્વામીએ સાજા થયાનો દેખાવ કર્યો; અને જેઠ સુદિ નોમને દિવસે તો તે તદ્દન સારા થઈ ગયા હોય તેમ પથારીમાંથી ઊઠ્યા. આની ખુશાલીમાં તેમણે દાદા ખાચર પાસે સાકર વહેંચાવી. પોતે હરિભક્તોને ને ત્યાગીઓને ભેટ્યા; અને પછી બે–ચાર સાધુઓ સિવાય બધાને તે દિવસે વિદાય કર્યા. અરે, બ્રહ્માનંદ જેવા પોતાના સખાને પણ સ્વામીએ ત્યાં રહેવા દીધા નહિ!

# સ્વામી સહજાનંદના સદુપદેશો

આ નાના પુસ્તકમાં ભગવાન સહજાનંદના સદુપદેશોનું સંપૂર્ણ આલેખન કરવું અશક્ય છે, પરંતુ તે સદુપદેશોમાંથી મુખ્ય મુખ્ય કલ્યાણકારી સિદ્ધાંતો નીચે આપ્યા છે.

## ૧–ઉપદેશ–વિશિષ્ટતા

સ્વામીનારાયણ ભગવાનની ઉપદેશવિશિષ્ટતાઓ સ્પષ્ટીકરણ માગી લે છે. **તેઓશ્રીએ કૃપા કરી જે સદુપદેશ આપેલા છે, તે અનુભવસિદ્ધ પ્રત્યક્ષ નજરે જોઈને આપેલા છે.** પોતે જ કહે છે: "આ વાત અમે કરીએ છીએ, તે કાંઈ બુદ્ધિની કલ્પનાએ નથી કરતા; તથા સિદ્ધાઈ જણાવવા સારુ નથી કરતા. આ તો અમારી અજમાવેલ વાત છે.[1] આ જે વાર્તા છે, તે અમે પ્રત્યક્ષ દેખીને કહી છે, એમાં કાંઈ સંશય નથી.[2] આ જે વાત છે, તે મારી દીઠેલ છે ને મારા અનુભવે કરીને પણ મેં 'સિદ્ધ' કરી છે; અને સર્વ શાસ્ત્રમાં પણ મળતી આવે છે;.........આ જે મેં તમને વાત કહી, તે સર્વે શાસ્ત્રનો સિદ્ધાંત છે ને અનુભવમાં પણ એમ જ દઢ છે; અને અમે પ્રત્યક્ષ નજરે જોઈને તમને આ વાત કહી છે; અને જો પ્રત્યક્ષ નજરે જોઈને ન કહી હોય, તો અમને સર્વે પરમહંસના સમ છે."[3]

**વળી જે પ્રમાણે પોતે વર્તે છે, તે પ્રમાણે જ ઉપદેશ આપે છે.** પોતે કહે છે: "જેમ અમે વર્તીએ છીએ, તેમ વાર્તા કરીએ છીએ."[4] પોતાના આશ્રિતોને પણ સદુપદેશો જીવનમાં

---

૧ વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ–૩૯
૨ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ–૬૪
૩ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ–૧૩
૪ વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ–૩૯

તેમ જ સાહિત્ય સર્જાવતા; અને એમ પ્રજાજીવનને ઉન્નત ને પ્રાણવાન કરતા. આટલી પ્રવૃત્તિઓ છતાં તે પોતાના સાધુઓ અને શિષ્યો સાથે અતૂટ અનુસંધાન રાખતા. એ ગાઢ સંબંધને પરિણામે આખા સંપ્રદાયમાં ચારિત્ર્યશુદ્ધિની વિશેષતા પ્રકટી ઊઠી! સહજાનંદ કંઈ લાગણીવેલા નહોતા, તેમ કોઈ વાદના જડસુ મમતી નહોતા. સંસારવ્યવહારની આગથી એ દાઝી જતા નહોતા; કારણ કે એમની વ્યાવહારિક સમજ એક સમર્થ યોજકની હતી. એ મર્મી હતા, માનવસમાજના અંતર્દ્રષ્ટા હતા! જીવનની ઉત્તમોત્તમ શક્તિઓના ઐશ્વર્યથી ભરેલા અને માનવતાના ઉત્તમ શિખરે પહોંચેલા એ મુક્તિદાતાની મૂર્તિમાં હરકોઈનું મનડું વળગી રહે એમ છે!



ભગવાન શ્રી સહજાનંદ સ્વામીના જીવનનું મુખ્ય કાર્ય જીવ–પ્રાણીમાત્રનું અનાદિ અજ્ઞાન દૂર કરી આત્યંતિક કલ્યાણ કરવાનું હોઈ, એમણે વેદધર્મ–વૈદિક સનાતન ધર્મ અને વિમળ એકાંતિક ધર્મ–શુદ્ધ ભાગવત ધર્મ—નો સમન્વય કરી, જ્ઞાનદાન દીધેલું છે. આપણે એમની જીવનઝરમરમાં અવગાહન કર્યું. હવે એમના જીવનમાં એમણે સ્થળે સ્થળે અવિરત વિચરણ કરી પ્રકટ પ્રભુના સ્વરૂપ–જ્ઞાનનો ઉપદેશ આપી, વેદ–વેદાંતના સારરૂપ સૂક્ષ્મ અધ્યાત્મજ્ઞાન સમગ્ર જનતાને કેવી સહેલાઈથી ગ્રહણ કરાવી જીવોનો સમુદ્ધાર કર્યો, તેની સમીક્ષા કરી પાવન થઈશું. એમના સદુપદેશો 'જીવન્ત ઉપદેશ' છે. 'મારી વાણી મારું સ્વરૂપ છે' એવું પોતે જ શ્રીમુખે કહેલું છે; એટલે પરમાત્માનું સ્વરૂપ જેમ 'દિવ્ય'ને 'કલ્યાણકારી' છે, તેમ જ એમના સદુપદેશો 'દિવ્ય'ને 'કલ્યાણકારી' છે એવી નિશ્ચયાત્મક બુદ્ધિથી એમના સદુપદેશોનું આલેખન કરવામાં આવ્યું છે.

# સ્વામી સહજાનંદના સદુપદેશો

આ નાના પુસ્તકમાં ભગવાન સહજાનંદના સદુપદેશોનું સંપૂર્ણ આલેખન કરવું અશક્ય છે; પરંતુ તે સદુપદેશોમાંથી મુખ્ય મુખ્ય કલ્યાણકારી સિદ્ધાંતો નીચે આપ્યા છે.

## ૧–ઉપદેશ-વિશિષ્ટતા

સ્વામીનારાયણ ભગવાનની ઉપદેશવિશિષ્ટતાએ સ્પષ્ટીકરણ માગી લે છે. **તેઓશ્રીએ કૃપા કરી જે સદુપદેશ આપેલા છે, તે અનુભવસિદ્ધ પ્રત્યક્ષ નજરે જોઈને આપેલા છે.** પોતે જ કહે છે: "આ વાત અમે કરીએ છીએ, તે કાંઈ બુદ્ધિની કલ્પનાએ નથી કરતા; તથા સિદ્ધાઈ જણાવવા સારુ નથી કરતા. આ તો અમારી અજમાવેલ વાત છે.[૧] આ જે વાર્તા છે, તે અમે પ્રત્યક્ષ દેખીને કહી છે, એમાં કાંઈ સંશય નથી.[૨] આ જે વાત છે, તે મારી દીઠેલ છે ને મારા અનુભવે કરીને પણ મેં 'સિદ્ધ' કરી છે; અને સર્વ શાસ્ત્રમાં પણ મળતી આવે છે;.........આ જે મેં તમને વાત કહી, તે સર્વે શાસ્ત્રનો સિદ્ધાંત છે ને અનુભવમાં પણ એમ જ દૃઢ છે; અને અમે પ્રત્યક્ષ નજરે જોઈને તમને આ વાત કહી છે; અને જો પ્રત્યક્ષ નજરે જોઈને ન કહી હોય, તો અમને સર્વે પરમહંસના સમ છે."[૩]

**વળી જે પ્રમાણે પોતે વર્તે છે, તે પ્રમાણે જ ઉપદેશ આપે છે.** પોતે કહે છે: "જેમ અમે વર્તીએ છીએ, તેમ વાર્તા કરીએ છીએ."[૪] પોતાના આશ્રિતોને પણ સદુપદેશો જીવનમાં

---

૧ વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ–૩૯

૨ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ–૬૪

૩ વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ–૧૩

૪ વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ–૩૯

ઉતારવાની–વર્તન કરવાની–આજ્ઞા કરે છે ને સાથે સાથે સ્પષ્ટ શબ્દોમાં જણાવી દે છે, કે "જે તે પ્રમાણે વર્તન નહિ કરે, તે અમારા સંપ્રદાયથી બહિર્મુખ છે." તેઓ કહે છે, કે "જે સ્ત્રી-પુરુષ આ શિક્ષાપત્રી પ્રમાણે નહિ વર્તે, તે તો અમારા સંપ્રદાય થકી બાહેર છે, એમ અમારા સંપ્રદાયનાં સ્ત્રી–પુરુષોએ જાણવું."[5] **કેવળ શાસ્ત્રાધ્યયનથી મોક્ષ થતો નથી, પરંતુ પોતે ઉપદેશેલા સિદ્ધાંતો સમજી તે પ્રમાણે વર્તન કરે તેનો જ મોક્ષ થાય છે; એવો ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો સિદ્ધાંત છે.** તે વિષે તેમણે કહ્યું છે, કે "આ વાત છે તેને સમજીને તે જ પ્રમાણે વર્તે, તે જ મુક્ત થાય છે; તે વિના તો ચાર વેદ, ષટ શાસ્ત્ર, અઢાર પુરાણ અને ભારતાદિક ઇતિહાસ તેને ભણવે કરીને તથા તેના અર્થને જાણવે કરીને અથવા તેને શ્રવણે કરીને પણ મુક્ત થાય નહિ."[6]

સ્વામી સહજાનંદજીએ વક્તાની શુદ્ધિ પણ બતાવેલી છે. પોતે કહ્યું છે, કે "જે કામ, ક્રોધ, લોભ ઇત્યાદિ અંતઃશત્રુઓથી દગ્ધ વર્તતા હોય, તેના મુખ થકી ગીતા, ભાગવતાદિ સદ્‌ગ્રંથ સાંભળે, પણ તેણે કરીને કોઈનું કલ્યાણ થતું નથી. .........એમાંથી તો મૂળગું ભૂંડું થાય છે."[7]

**સદ્‌ઉપદેશોની અન્ય વિશિષ્ટતા એ છે, કે સમાજના નીચલા થરોને પણ તે સ્પર્શી શકે છે; અને મધ્યમ તેમ જ ઉચ્ચ વર્ગને પણ સદ્વિચાર ને સદ્વર્તન કરતા કરી મૂકે છે. વેદ, વેદાંત, સાંખ્યયોગ ઇત્યાદિ ગહન આધ્યાત્મિક ગ્રંથોનો સાર સરળ, સ્પષ્ટ, ટૂંકી, અર્થગંભીર ને લોકભોગ્ય વાણીમાં ઉતારી આબાલવૃદ્ધ સર્વ સહેલાઈથી સમજી**

૫ શિક્ષાપત્રી, શ્લોક-૨૦૭

૬ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૧૮

૭ વચનામૃત, વડતાલ-૧૧,૧૨

શકે તેવી રીતે જનતા સમક્ષ મૂકી પોતે ઉપદેશ-પ્રવાહ વહેવડાવ્યો છે. પોતે જ કહ્યું છે: "આ વાર્તા જે અમે કરી છે, તે વેદ, શાસ્ત્ર, પુરાણ આદિક જે જે કલ્યાણને અર્થે પૃથ્વીને વિષે શબ્દ માત્ર છે, તે સર્વેનું અમે શ્રવણ કરીને તેનો સાર કાઢીને કરી છે. તે પરમ રહસ્ય છે ને સારનો પણ સાર છે; અને પૂર્વે જે જે મોક્ષને પામી ગયા છે ને હવે જે જે પામશે ને હમણાં જે જે મોક્ષને માર્ગે ચાલ્યા છે, તે સર્વેને આ વાર્તા જીવનદોરીરૂપ છે.[૮] સર્વે સત્શાસ્ત્રોનો સાર અમારી બુદ્ધિએ કરીને ઉદ્ધારીને આ શિક્ષાપત્રી અમે લખી છે. તે સર્વે મનુષ્યમાત્રને મનોવાંછિત ફળને દેનારી છે.[૯] આ વાર્તા જે કહી છે તે જણાય છે તો જાડી જેવી, પણ એ તો અતિશય ઝીણી છે. ને જે એવી રીતે વર્તતો હોય તેને એમ સમજાય, જે 'એ વાર્તા અતિ ઝીણી છે' ને બીજાને તો સમજવામાં આવે નહિ, એવી અતિશય ઝીણી છે.[૧૦] આ સમયમાં જેવી સત્સંગમાં વાર્તા થાય છે, તેને જો નારદ, સનકાદિક ને બ્રહ્માદિક દેવતા સાંભળે તો સાંભળીને એમ કહે, જે 'આવી વાર્તા કોઈ કાળે સાંભળી પણ નથી ને સાંભળશું પણ નહિ. આ વાર્તા તો 'न भूतो न भविष्यति' એવી છે; ને અતિશય ઝીણી વાર્તા થાય છે, તોપણ અતિશય સ્થૂળ બુદ્ધિવાળા હોય તેને પણ સમજાય છે, એવી મૂર્તિમાન વાર્તા થાય છે."[૧૧]

**એમના સદુપદેશોની અન્ય વિશિષ્ટતા એ છે, કે પાત્રતા અને અધિકારીભેદનો વિચાર દૃષ્ટિ આગળ રાખી ઉપદે-**

---

૮ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ–૨૮

૯ શિક્ષાપત્રી, શ્લોક–૨૦૪

૧૦ વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ–૨

૧૧ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ–૯

શામૃતનો લાભ મુમુક્ષુઓને આપેલો છે. આ લોક પરોક્ષ-પ્રિય હોવાથી શાસ્ત્રકારો પરમાત્માનુ સ્વરૂપ પરોક્ષપણે પ્રતિપાદન કરે છે શ્રીમદ્ભાગવતનુ પણ વચન છે, કે 'परोक्ष वादा वेदोऽय बालानामनुशासनम्' વેદનારાયણ પણ પરોક્ષ રીતે જ જ્ઞાન આપે છે બાળકને ઔષધ આપવુ હોય, ત્યારે પ્રથમ તેને પ્રિય એવા પતાસા વગેરે સ્વાદિષ્ટ પદાર્થો આપી છેવટે ઔષધપાન કરાવે છે તેમા મુખ્ય પ્રયોજન પતાસા વગેરે આપવાનુ નથી, પરંતુ ઔષધપાન કરાવી રોગની શાન્તિ કરવાનુ હોય છે, તેવી રીતે આ ત્રિગુણાત્મક સૃષ્ટિમા ભિન્નભિન્ન રુચિવાળા મનુષ્યો હોય તે સર્વેનુ હિત થાય તેવી રીતે અધિકારભેદથી પાત્રતા પ્રમાણે શાસ્ત્રકારો તથા મહાન પુરુષો ઉપદેશ આપે છે ઔષધાલયમા જુદાજુદા ઔષધો હોય, પરંતુ જેમ વિચક્ષણ વૈદ્ય રોગીની ચિકિત્સા કર્યા પછી જ યોગ્ય ઓષધ આપે છે, તેવો પ્રકાર જ્ઞાનદાનમા સામાન્યત જોવામા આવે છે ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ પોતાના પુરુષોત્તમપણાનુ, સર્વ અવતારના અવતારીપણાનુ તથા સર્વે-શ્વરપણાનુ–સ્વરૂપજ્ઞાન જ્યારે જ્યારે નિરૂપણ કર્યુ છે, ત્યારે બહુ જ સભાળપૂર્વક, મુમુક્ષુઓની પાત્રતાનો વિચાર રાખીને જ કરેલુ છે પાત્રતા વિનાનુ જ્ઞાન હમેશા વિરુદ્ધ અસર કરે છે કીડી ઉપર લાડુ મૂકે, તો કીડી ચગદાઈ જાય,–પણ તેને લાડુના સ્વાદનુ સુખ ન આવે, તેવી રીતે પરોક્ષપ્રિય મુમુક્ષુઓને પ્રત્યક્ષ ભગવાનના સ્વરૂપનુ જ્ઞાન અધિકારી થયા સિવાય આપવામા આવે, તો બુદ્ધિભેદ ઉત્પન્ન થતા સશયવત્ થઈ તે ઉભયભ્રષ્ટ થાય છે પોતે કહે છે "ભગવાનનો નિશ્ચય થવો તે સૌથી મહા કઠણ છે–તે નિશ્ચયની વાર્તા અતિ અટપટી છે, માટે કહેતા બીક લાગે છે, જે શુ જાણીએ! વાત કરીએ ને તેમાથી કોઈને અવળુ પડે, ને તેણે જે પોતાના અગની દઢતા કરી હોય, તે

અંગ આ વાતે કરીને તૂટી જાય તો તે મૂળગેથી જાય."[૧૨] મુમુક્ષુઓની જેમ જેમ સૂક્ષ્મ દૃષ્ટિ થતી જાય છે અને પ્રત્યક્ષ ભગવાન તથા એમના સાધર્મ્યપણાને પામેલા સત્પુરુષોનું માહાત્મ્ય યથાર્થ સમજાતું જાય છે, તેમ તેમ તેની પાત્રતા વધતી જાય છે. પ્રત્યક્ષ પરમાત્માના સ્વરૂપના દિવ્ય ભાવનો ક્રમ-વિકાસ દર્શાવતાં પોતે કહ્યું છે: "ભગવાનમાંથી મનુષ્ય-ભાવ ટાળીને દેવભાવ લાવવો; પછી બ્રહ્માદિકનો ભાવ લાવવો; પછી પ્રધાન પુરુષનો ભાવ આવે; પછી પ્રકૃતિ-પુરુષનો ભાવ આવે; પછી અક્ષરનો ભાવ આવે; પછી અક્ષરાતીત એવા પુરુષોત્તમનો ભાવ આવે છે. વ્રજના ગોપને આશ્ચર્યરૂપ શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરિત્ર દેખીને પ્રથમ તો દેવભાવ આવ્યો, પછી ગર્ગાચાર્યનાં વચન સંભારીને નારાયણનો ભાવ આવ્યો."[૧૩] સ્વામીનારાયણ ભગવાનના સદુપદેશો સૂક્ષ્મદૃષ્ટિએ વિચારીએ તો જણાશે, કે તેઓશ્રીએ ઘણાં વચન તો પોતાનું પુરુષોત્તમપણું, સર્વાવતારીપણું તથા સર્વેશ્વરપણું ગુપ્ત રાખીને જાણે કે પોતે ભક્ત હોય, સાધુ હોય, આચાર્ય, ગુરુ ને ઉપદેષ્ટા હોય તેવી રીતે કહેલાં છે. પોતે કહે છે: "જે ભગવાનનો ખરેખરો ભક્ત હોય, તો હું તો તે ભગવાનના ભક્તનો પણ ભક્ત છું; અને હું ભગવાનના ભક્તની ભક્તિ કરું છું."[૧૪] "હું મારા હૃદયને વિષે શ્રીકૃષ્ણ ભગવાનનું ધ્યાન કરું છું તે શ્રીકૃષ્ણ કેવા છે? તો જેના ડાબા પડખાને વિષે રાધિકાજી રહ્યાં છે અને જેના વક્ષઃસ્થળને વિષે લક્ષ્મીજી રહ્યાં છે, અને વૃંદાવનને વિષે વિહારના કરનારા છે."[૧૫] "એવો સાધુ તો હું છું, કે જેને

૧૨ વચનામૃત, લોયા–૧૮
૧૩ વચનામૃત, લોયા–૧૮
૧૪ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ–૨૮
૧૫ શિક્ષાપત્રી, શ્લોક–૧

વર્ણાશ્રમનું લેશમાત્ર માન નથી."[૧૬] પોતે 'મુક્ત' હોય તેમ એવું પણ કહેલું છે: "હું તો અનાદિમુક્ત છું, પણ કોઈના ઉપદેશે કરીને મુક્ત થયો નથી."[૧૭] ઘણી વાર "આચાર્ય, ગુરુને ઉપદેશ"[૧૮] રૂપે પોતાને જણાવી, તેવી રીતે ઉપદેશો આપેલા છે. આ ધ્યેય લક્ષ્યમાં રાખવાનું એટલું જ પ્રયોજન છે, કે પોતાનું પ્રાકટ્ય અનંત જીવોના હિતાર્થે હોઈ ગમે તે કોટિનો જીવ હોય તોપણ તેને ગુણબુદ્ધિ ઉત્પન્ન થાય ને ક્રમશઃ એ પરમપદ પામે. એકાંતિક ભક્તો સારુ પોતાનું પુરુષોત્તમપણું પણ કહ્યું છે; પરંતુ તેવાં વચનો વિરલ મળી આવે. પોતે કહે છે: 'હે સંતો! જે મોટેરા હો ને વાતમાં સમજતા હો, તે આગળ બેસો ને આ એક વાર્તા કરું છું, તે સર્વે ચિત્ત દઈને સાંભળજો; અને આ જે મારે વાત કરવી છે, તે કાંઈ દંભે કરીને નથી કરવી તથા માને કરીને નથી કરવી તથા પોતાની મોટપ વધારવા સારુ નથી કરવી.' એ તો એમ જાણીએ છીએ, જે 'આ સર્વે સંત તથા હરિભક્ત છે, તેમાંથી એ વાત કોઈને સમજાઈ જાય તો તેના જીવનું અતિ રૂડું થાય તે સારુ કરીએ છીએ; અને આ જે વાત છે, તે મારી દીઠેલ છે ને મારા અનુભવે કરીને પણ મેં સિદ્ધ કરી છે; અને સર્વે શાસ્ત્રમાં પણ મળતી આવે છે; અને તે વાત સભામાં કરવા જેવી નથી, તોપણ સભામાં કરીએ છીએ.' આટલો પ્રસ્તાવ કર્યા પછી ઘણી જ સાવચેતીથી પોતાના સ્વરૂપની વાર્તા શ્રીમુખે કહે છે: "જેમ ચોમાસાને વિષે આકાશમાં વાદળાં છાઈ રહ્યાં હોય, તેમ મારા હૃદયને વિષે જે આકાશ છે, તેમાં એકલું તેજ વ્યાપી રહ્યું છે; અને તે તેજને વિષે એક ભગવાનની મૂર્તિ દેખાય છે. તે અતિ પ્રકાશમય છે અને તે

૧૬ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૪૪
૧૭ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૧૮
૧૮ વચનામૃત, વડતાલ-૧૮

મૂર્તિ ઘનશ્યામ છે, તોપણ અતિશય તેજે કરીને શ્યામ નથી જણાતી–અતિશય શ્વેત જણાય છે–અને તે મૂર્તિ દ્વિભુજ છે; અને તે મૂર્તિને બે ચરણ છે અને અતિશય મનોહર છે, પણ ચાર ભુજ, અષ્ટ ભુજ, કે સહસ્ર ભુજ એ મૂર્તિને નથી. એ મૂર્તિ તો અતિ સૌમ્ય છે અને મનુષ્યના જેવી આકૃતિ છે ને કિશોર છે. ને એ મૂર્તિ કયારેક તો એ તેજમાં ઊભી દેખાય છે, કયારેક બેઠી જણાય છે ને કયારેક હરતીફરતી દેખાય છે; અને એ મૂર્તિને ચારે કોર મુક્તનાં મંડળ ભરાઈને બેઠાં છે, તે સર્વે મુક્ત છે. તે એક નજરે તે ભગવાનની મૂર્તિ સામું જોઈ રહ્યા છે. તે મૂર્તિને અમે પ્રકટ–પ્રમાણ હમણાં પણ દેખીએ છીએ; અને સત્સંગમાં નો'તા આવ્યા, ત્યારે પણ દેખતા, ને માતાના ગર્ભમાં હતા તે દિવસ પણ દેખતા ને ગર્ભમાં આવ્યા મોર પણ દેખતા, અને અમે બોલીએ છીએ તે પણ ત્યાં જ બેઠા થકા બોલીએ છીએ અને તમે પણ સર્વે ત્યાં જ બેઠા છો, તેમ હું દેખું છું; પણ આ ગઢડું શહેર કે આ ઓસરી એ કાંઈ દેખાતું નથી......અને એ જે એકરસ તેજ છે, તેને આત્મા કહીએ, બ્રહ્મ કહીએ ને અક્ષરધામ કહીએ; અને એ પ્રકાશને વિષે જે ભગવાનની મૂર્તિ છે, તેને આત્માનું તત્ત્વ કહીએ, પરબ્રહ્મ કહીએ તથા પુરષોત્તમ કહીએ.....અને એ અક્ષરાતીત જે પુરષોત્તમ ભગવાન છે, તે જ સર્વ અવતારનું કારણ છે; અને સર્વ અવતાર પુરુષોત્તમમાંથી પ્રકટ થાય છે; અને પાછા પુરષોત્તમને વિષે લીન થાય છે..." **અને જે તેજને વિષે મૂર્તિ છે, તે જ આ પ્રત્યક્ષ મહારાજ છે એમ જાણજો."** આવી અલૌકિક પરમ રહસ્યમય ઉપાસના કહી, તેમ છતાં પ્રત્યક્ષ પરમાત્માના સ્વરૂપનું આવું સર્વોપરી જ્ઞાન દરેક મુમુક્ષુઓને પથ્ય ન પડે તે સારુ તરત જ કહી દીધું, કે **"અને જો એમ ન જણાય તો એટલું તો જરૂર જાણજો, કે અક્ષરરૂપ જે તેજ તેને વિષે જે મૂર્તિ છે, તેને મહારાજ દેખે છે; એમ**

જાણશો, તોપણ તમારે મારે વિષે હેત રહેશે-તેણે કરીને તમારું પરમ કલ્યાણ થાશે."[૧૯] આવું કહેવાનો હેતુ એવો નથી, કે પોતે ભગવત્સ્વરૂપ સાક્ષાત્કાર પામેલા ભક્ત, સંત કે મુક્ત છે. પોતે તો સર્વેશ્વર-સર્વાવતારી પુરુષોત્તમ છે; પરંતુ દરેક મુમુક્ષુઓનું હેત પોતાને વિષે કાયમ રહે તો ધીમે ધીમે તે સર્વેનું આત્યંતિક કલ્યાણ થાય, એવા પવિત્ર આશયથી એવું નિર્વાહવચન કહેલું છે. હવે આપણે શ્રીસ્વામીનારાયણ ભગવાને શ્રીમુખે પોતાના પુરુષોત્તમપણાની તથા સર્વાવતારીપણાની વાર્તા કરેલી છે, તે તપાસીએ. પોતે કહે છે: "પોતાને સાક્ષાત્ મળ્યું જે ભગવાનસ્વરૂપ, તેને સદા દિવ્ય સાકાર મૂર્તિ ને સર્વ અવતારનું કારણ અવતારી એવું જાણવું; અને જો એમ ન જાણે ને નિરાકાર જાણે કે બીજા અવતાર જેવા જાણે, તો એનો દ્રોહ કર્યો કહેવાય."[૨૦] "જેવી ભગવાનની મૂર્તિ પોતાને મળી હોય, તેનું જ ધ્યાન કરવું; અને પૂર્વે ભગવાનના અવતાર થઈ ગયા, તે મૂર્તિનું ધ્યાન ન કરવું; અને પોતાને ભગવાનની મૂર્તિ મળી હોય, તેને વિષે જ પતિવ્રતાની પેઠે ટેક રાખવી."[૨૧] "એવા જે આ પ્રત્યક્ષ પુરુષોત્તમ ભગવાન, તે અક્ષરાદિક સર્વના નિયંતા છે, ઈશ્વરના પણ ઈશ્વર છે ને સર્વ કારણના પણ કારણ છે ને સર્વોપરી વર્તે છે; અને સર્વ અવતારના અવતારી છે ને તમારે સર્વેને એકાંતિક ભાવે કરીને ઉપાસના કરવા યોગ્ય છે; અને આ ભગવાનના જે પૂર્વે ઘણાક અવતાર થયા છે, તે પણ નમસ્કાર કરવા યોગ્ય ને પૂજવા યોગ્ય છે."[૨૨]

---

૧૯ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૧૩
૨૦ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૯
૨૧ વચનામૃત, લોયા-૧૧
૨૨ વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ-૩૮

વેદ, વેદાંત, ભગવદ્ગીતા, શ્રીમદ્ભાગવત ઇત્યાદિ સર્વ સત્શાસ્ત્રોમાં પ્રત્યક્ષ ભગવાન અને પ્રત્યક્ષ ભગવાનના સંતની ઓળખાણ થાય, ત્યારે જ મોક્ષ થાય, એવું પ્રતિપાદન કરેલું છે; પરંતુ "આવી ભગવત્સ્વરૂપ સંબંધી જે વાર્તા, તે તો શાસ્ત્રમાંથી પણ પોતાની મેળે સમજાય નહિ; અને સદ્ગ્રંથોમાં આવી વાર્તા તો હોય, પણ જ્યારે સત્પુરુષ પ્રકટ થાય છે, ત્યારે તેમના મુખ થકી જ વાત સમજવામાં આવે છે; પણ પોતાના બુદ્ધિબળે કરીને સદ્ગ્રંથોમાંથી પણ સમજાતી નથી."[૨૩] પોતે વળી કહે છે—"જેટલા કલ્યાણને અર્થે વ્યાસજીએ ગ્રંથ કર્યા છે, તે સર્વે સુરતા રાખીને અમે સાંભળ્યા. તે સર્વે શાસ્ત્રમાં એ જ સિદ્ધાંત છે અને જીવના કલ્યાણને અર્થે પણ એટલી જ વાત છે, જે 'આ સર્વ જગત છે, તેના કર્તાહર્તા ભગવાન છે.........અને જેવું પરોક્ષ ભગવાનના-રામકૃષ્ણાદિક અવતારનું માહાત્મ્ય જાણે છે, તથા નારદ, સનકાદિક, શુકજી, જડભરત, હનુમાન, ઉદ્ધવ ઇત્યાદિક જે પરોક્ષસાધુ-તેનું જેવું માહાત્મ્ય જાણે છે, તેવું જ પ્રત્યક્ષ એવા જે ભગવાન તથા તે ભગવાનના ભક્ત-સાધુ તેનું માહાત્મ્ય સમજે, તેને કલ્યાણના માર્ગમાં કાંઈ સમજવું બાકી રહ્યું નહિ. તે એ વાર્તા એક વાર કહે સમજે, લાખ વાર કહે સમજે, આજ સમજે અથવા લાખ વર્ષે કેડે સમજે; પણ એ વાત સમજે જ છૂટકો છે."[૨૪]

આવા સ્વતઃસિદ્ધ પૂર્ણકામ અવતારી શ્રી સ્વામીનારાયણ ભગવાન છે; છતાં પોતે બ્રહ્મણ્યદેવ હોઈ વેદ, બ્રાહ્મણ, પંચાયતનદેવ, અવતારો—એ સર્વેનું ગૌરવ એમણે વધાર્યું છે, પણ કોઈનું ગૌરવ ઘટવા દીધું નથી. પોતે આજ્ઞા

૨૩ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૧૩
૨૪ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૨૧

કરે છે: " દેવતા, તીર્થ, બ્રાહ્મણ, પતિવ્રતા, સાધુ ને વેદ એમની નિંદા કયારેય ન કરવી અને ન સાંભળવી." ૨૫ " માર્ગને વિષે ચાલતે શિવાલયાદિક જે દેવમંદિર આવે, તેને જોઈને નમસ્કાર કરવા અને આદર થકી તે દેવનું દર્શન કરવું." ૨૬ " જે શાસ્ત્રને વિષે શ્રીકૃષ્ણ ભગવાન તથા શ્રીકૃષ્ણ ભગવાનના જે વરાહાદિક અવતાર તેમનું યુક્તિએ કરીને ખંડન કર્યું હોય, એવાં શાસ્ત્રને કયારેય ન માનવાં ને ન સાંભળવાં." ૨૭ " અમારા જે આશ્રિત તેમણે વિષ્ણુ, શિવ, ગણપતિ, પાર્વતી ને સૂર્ય એ પાંચ દેવ પૂજ્યપણે કરીને માનવા.૨૮

ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ પોતાના સદુપદેશોમાં 'મત-સહિષ્ણુતા' તથા 'ધર્મ-સહિષ્ણુતા' નું દિગ્દર્શન કરાવ્યું છે. પોતે કહે છે: " નારાયણ અને શિવજી એ બેનું એકાત્મપણું જ જાણવું; કેમ જે વેદને વિષે એ બેનું બ્રહ્મરૂપે કરીને પ્રતિપાદન કર્યું છે." ૩૫ " જે બ્રાહ્મણાદિકને ત્રિપુંડ્ર જે આડું તિલક કરવું તથા રુદ્રાક્ષની માળા ધારવી: એ બે વાનાં પોતાની કુળપરંપરાએ કરીને ચાલ્યાં આવ્યાં હોય અને તે બ્રાહ્મણાદિક અમારા આશ્રિત થયા હોય, તોપણ તે ત્રિપુંડ્ર અને રુદ્રાક્ષનો કયારેય ત્યાગ ન કરવો." ૩૬ " સર્વ એકાદશી, જન્માષ્ટમી તથા શિવરાત્રિનું વ્રત આદર થકી કરવું." ૩૭ " શ્રાવણ માસને વિષે શ્રી મહાદેવનું પૂજન બિલ્વ-પત્રાદિકે કરીને પ્રીતિપૂર્વક સર્વ પ્રકારે પોતે કરવુ અથવા બીજા પાસે કરાવવું." ૩૮ " સર્વ વૈષ્ણવના રાજા એવા જે શ્રી વલ્લભાચાર્ય તેમના પુત્ર જે શ્રી વિઠ્ઠલનાથજી, તે જે વ્રત અને ઉત્સવના

---

૨૫ શિક્ષાપત્રી, શ્લોક-૨૧ ૨૬ શિક્ષાપત્રી, શ્લોક-૨૩
૨૭ શિક્ષાપત્રી, શ્લોક-૨૯ ૨૮ શિક્ષાપત્રી, શ્લોક-૮૪
૩૫ શિક્ષાપત્રી, શ્લોક-૪૭ ૩૬ શિક્ષાપત્રી, શ્લોક-૪૬
૩૭ શિક્ષાપત્રી, શ્લોક-૬૯ ૩૮ શિક્ષાપત્રી, શ્લોક-૧૪૯

નિર્ણયને કરતા હવા–તે વિઠ્ઠલનાથજીએ કર્યો જે નિર્ણય, તેને જ અનુસરીને સર્વે વ્રત ને ઉત્સવ કરવા અને તે વિઠ્ઠલનાથજીએ કહી જે શ્રીકૃષ્ણની સેવા–રીતિ, તેનું જ ગ્રહણ કરવું." ૩૯ "સર્વે જે અમારા આશ્રિત, તેમણે દ્વારિકા આદિક જે તીર્થ તેમની યાત્રા પોતાના સામર્થ્ય પ્રમાણે યથાવિધિ કરવી." ૪૦ "ચાર વેદ, વ્યાસસૂત્ર, શ્રીમદ્ભાગવત, વિષ્ણુસહસ્રનામ, ભગવદ્ગીતા, વિદુરનીતિ, વાસુદેવમાહાત્મ્ય ને યાજ્ઞવલ્કય–સ્મૃતિ–એ આઠ શાસ્ત્ર અમને ઇષ્ટ છે. મિતાક્ષરા ટીકાવાળી યાજ્ઞવલ્કય–સ્મૃતિ એ અમારું ધર્મશાસ્ત્ર છે–શ્રીમદ્ભાગવતનો પંચમ સ્કંધ અમારું યોગશાસ્ત્ર છે અને દશમ સ્કંધ અમારું ભક્તિશાસ્ત્ર છે, તેમ જ રામાનુજાચાર્યે કરેલુ વ્યાસસૂત્રનું શ્રીભાષ્ય તથા શ્રીમદ્ ભગવદ્ગીતાનું ભાષ્ય, એ અમારું અધ્યાત્મ શાસ્ત્ર છે" ૪૧ "અમારો મત વિશિષ્ટાદ્વૈત છે એમ જાણવું: અને અમને પ્રિય એવું જે ધામ તે ગોલોક છે એમ જાણવું." ૪૨

ગમે તે મતમાં શ્રદ્ધા ધરાવતો હોય, ગમે તે દેશમાં જન્મ પામ્યો હોય કે રહેતો હોય, ગમે તે વર્ણ કે આશ્રમમાં હોય; પરંતુ સમાશ્રિત થઈ ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ શિક્ષાપત્રીમાં ઉપદેશેલા નિયમોનું શ્રદ્ધાપૂર્વક પાલન કરે તો પુરુષાર્થ-ચતુષ્ટયની સિદ્ધિ તત્કાળ પામે પોતે કહ્યું છે: "જે અમારા આશ્રિત પુરુષ ને સ્ત્રીઓ આ શિક્ષાપત્રી પ્રમાણે વર્તશે, તે ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચારે પુરુષાર્થની સિદ્ધિ નિશ્ચય પામશે."૪૪ ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો સમાશ્રિત ન થયો હોય, છતાં એમના સદુપદેશો ગ્રહણ કરી તે પ્રમાણે વર્તન કરે તો તેનું પણ અવશ્ય સારું થાય–જરૂર હિત થાય; કારણ કે એમના

૩૯ શિક્ષાપત્રી, શ્લોક–૮૧ ૪૦. શિક્ષાપત્રી, શ્લોક–૮૩
૪૧ શિક્ષાપત્રી, શ્લોક–૯૩–૧૦૨ ૪૨. શિક્ષાપત્રી, શ્લોક–૧૨૧
૪૪ શિક્ષાપત્રી, શ્લોક–૨૦૬

સદુપદેશો " સર્વજીવહિતાવહ " છે.

આપણે જોઈ ગયા તે પ્રમાણે સર્વજીવહિતાવહ ભગવાન શ્રી સહજાનંદ સ્વામીના સદુપદેશો છે; તેમ છતાં તેનો પ્રચાર કરી અન્યને બળાત્કારે તે મનાવવાનો દુરાગ્રહ એમના સદુપદેશોમાં જોવામાં આવતો નથી. એમના ઉપદેશમાં ધર્માંધતાની તો ગંધ પણ નથી. મન, કર્મ, વચને અહિંસક રહી પોતે ઉપદેશ આપેલો છે. પોતે જ કહે છે: " પરમેશ્વરનું ભજન, સ્મરણ કરતા થકા જેને સહેજે સત્સંગ થાય તેને કરાવીએ છીએ, પણ કોઈ વાતનો અંતરમાં આગ્રહ નથી–આગ્રહ તો કેવળ ભગવાનના ભજનનો અને ભગવાનના ભક્તનો સત્સંગ રાખ્યાનો છે; એ અમારા અંતરનો રહસ્ય અભિપ્રાય હતો, તે અમે તમારી આગળ કહ્યો. "૪૫ " શ્રીકૃષ્ણ ભગવાનની ઇચ્છા હશે, તો સત્સંગની વૃદ્ધિ થશે ને જો એમણે ઘટાડવો હશે તો ઘટી જશે...એ ભગવાનની ઇચ્છા હોય તો બધું જગત સત્સંગી થાઓ અથવા એની ઇચ્છાએ કરીને સર્વે સત્સંગી મટી જાઓ, પણ કોઈ રીતે હર્ષશોક મનમાં ધારવો નહિ. "૪૬

તદુપરાંત રાજા, મહારાજાઓ, ધનિકો અથવા અન્ય રાજ્યાધિકારી વર્ગને ચમત્કાર બતાવી સ્વસિદ્ધાંતનો પ્રચાર કરવો, એવું પણ એમના સદુપદેશોમાંથી ઉપલબ્ધ થતું નથી. પોતે વડતાલમાં સભા ભરી વિરાજમાન થયેલા, તે સમયે વડોદરાના શાસ્ત્રીએ પ્રાર્થના કરી કહ્યું : ' હે મહારાજ ! તમે જો કોઈક મોટા માણસને ચમત્કાર જણાવો, તો તેમાંથી ઘણો સમાસ થાય.' તે સાંભળી પોતે કહ્યું: ' મોટા માણસ સાથે અમારે ગઠતું બને નહિ–શા માટે જે એને રાજ્યનો ને ધનનો મદ (અહંકાર) હોય અને અમારે ત્યાગ ને ભક્તિનો મદ ( મસ્તી ) હોય; માટે કોઈ

૪૫ વચનામૃત, વડતાલ–૧૬ ૪૬ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ–૭૪

કેને નમી દે એવું કામ નથી; અને કોઈ મોટા માણસને જે સમાધિ કરાવીએ, તો કાંઈક ગામ–ગરાસ આપે. તેની અમારા હૃદયમાં લાલચ નથી; કેમ જે ગામ–ગરાસ તો સુખને અર્થે ઇચ્છીએ. ને અમારે તો નેત્ર મીંચીને ભગવાનની મૂર્તિનું ચિંતવન કરીએ તેમાં જેવું સુખ છે, તેવું ચૌદ લોકના રાજ્યને વિષે પણ નથી."[૪૭]

## (૨) "પંચવર્તમાન"

ભગવાન શ્રી સહજાનંદ સ્વામીની ઉપદેશ-વિશિષ્ટતાઓની સંક્ષેપમાં સમાલોચના કર્યા પછી હવે આપણે એમણે આપેલા સદુપદેશોમાં પ્રવેશ કરીએ.

પરમાત્માને પોતાના પ્રેમીજનોના એકાંતિક ભક્તોના મનોરથ પૂરા કરવા એ જ અવતાર–પ્રયોજન હોય છે; પરંતુ તે ભેગું અવાંતર અધર્મસર્ગનો ઉચ્છેદ કરી શુદ્ધ ભાગવતધર્મનું સ્થાપન કરી અસંખ્ય જીવનું કલ્યાણ કરવારૂપ અવતારકાર્ય સિદ્ધ કરે છે જ.[૪૮] ભાગવતધર્મનું સ્થાપન, પોષણ અને પ્રવર્તન–એ અવતારકાર્ય સદ્ય પરિસમાપ્ત કરવા ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ પૂર્વભૂમિકારૂપે 'પંચવર્તમાન' 'એકાદશ-નિયમ' અને 'આહારશુદ્ધિ'ને પોતાના સદુપદેશોમાં અગ્રસ્થાન આપેલું છે.

વર્તમાનઃ—વર્તન કરવાની પ્રતિજ્ઞા એટલે વર્તમાન. આ સંપ્રદાયમાં પ્રવેશ કરનારા સર્વ મુમુક્ષુઓને 'વર્તન' કરવાનું હોય છે–વર્તમાન પાળવાનાં હોય છે. વર્તમાન, એ આ સંપ્રદાયનો પારિભાષિક શબ્દ છે. તેમાં પ્રવેશ પામવાની પ્રથમ શરત તરીકે 'વર્તમાન' દરેકને અવશ્ય પાળવાનાં હોય છે. સંપ્રદાયમાં પ્રવેશ થતા પહેલાં થઈ ગયેલા અયોગ્ય વર્તનનું સાચા

૪૭ વચનામૃત, વડતાલ–૧૬ ૪૮ વચનામૃત, કારિયાણી–૫

સત્પુરુષ આગળ નિવેદન કરી, યથાશાસ્ત્ર પ્રાયશ્ચિત્ત માગી લઈ, ચાલુ 'વર્તમાન'કાળે શુદ્ધ વર્તન કરવાની ખાતરી આપી, ભવિષ્યમાં શ્રદ્ધાપૂર્વક તેવું શુદ્ધ વર્તન ચાલુ રાખીશ, એવી પ્રતિજ્ઞા લેવી તેનું નામ 'વર્તમાન'. પરમાત્મા તથા પરમાત્માના એકાંતિક ભક્તોની શરણાગતિ ગ્રહણ કરી વર્તન કરવાની જ્યારે મુમુક્ષુ પ્રતિજ્ઞા લે, ત્યારે સંકલ્પ મુકાવવાનો વિધિ કરવામાં આવે છે. "કાળ, માયા, પાપકર્મ તથા યમ-દૂતના ભય થકી મુક્ત થવા શ્રીકૃષ્ણદેવને શરણે આવ્યો છું; તે ભગવાન મારું રક્ષણ કરો." એ મંત્રનો ઉચ્ચાર કરવા પૂર્વક તે વિધિ મુમુક્ષુ પાસે કરાવે છે. આવી રીતે જે 'વર્તમાન' ગ્રહણ કરે, તે જ આ સંપ્રદાયનો અનુયાયી થઈ શકે.

વર્તમાન પાંચ છે. ગૃહસ્થાશ્રમી તથા ત્યાગાશ્રમીઓનાં ભિન્નભિન્ન વર્તમાન કહેલાં છે. ગૃહસ્થોનાં પંચ વર્તમાનનો પ્રથમ આપણે નિર્દેશ કરીશુઃ (૧) દારૂ, (૨) માટી (માંસ-ભક્ષણ), (૩) ચોરી, (૪) અવેરી-વ્યભિચાર ને (૫) વટલવું-વટલાવવું. આ પાંચનો સર્વથા ત્યાગ ગૃહસ્થોએ કરવાનો હોય છે—જો કે ત્યાગાશ્રમીને તો આ પાંચ વર્તમાન ઉપરાંત, નિષ્કામ, નિર્લોભ, નિર્માન, નિઃસ્વાદ અને નિઃસ્નેહ, એ પાંચ વર્તમાન પાળવાનાં છે, જેનો ઉલ્લેખ આપણે આગળ કરીશું.

**ગૃહસ્થોનાં પંચ વર્તમાન:—(૧) દારૂ-સુરાપાન ન કરવું:** શાસ્ત્રમાં ત્રણ પ્રકારની સુરા કહેલી છે: ગોળમાંથી બનાવેલી, મહુડામાંથી તૈયાર કરેલી અને લોટમાંથી થયેલી. 'મદ્ય' અગિયાર પ્રકારનું શાસ્ત્રમાં કહેલું છે: ફણસમાંથી, દ્રાક્ષમાંથી, મધમાંથી, ખજૂરમાંથી, તાડના રસમાંથી, શેરડીના રસમાંથી, મહુડામાંથી, સીંધણીના વૃક્ષમાંથી, અરીઠાંમાંથી, મૈરેય (ધાવડી, આમળાં ને ગોળના પાણીથી બનાવેલ) તથા નાળિયેરીના વૃક્ષમાંથી તૈયાર કરેલું. સુરાપાન પંચ મહાપાપમાં પણ ગણાવેલું

છે યજ્ઞશેષ અથવા દેવતાનુ નૈવેધ હોય તોપણ તેનુ પાન ન કરવુ, એવો ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો આદેશ છે સુરા, મધ, આસવ તથા તેના સ્પર્શવાળા ઔષધોનો પણ આ 'વર્તમાન'થી નિષેધ સમજવાનો છે

**(૨) માંસ:—માંસ ભક્ષણ ન કરવું :** યજ્ઞશેષ હોય તો પણ આપત્કાળમાય ન ખાવુ, એવી આજ્ઞા ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ શિક્ષાપત્રીમા જ કરેલી છે [૪૯] માસ ભક્ષણ તુલ્ય પ્રત્યવાય લાગે એવા પદાર્થોનુ સેવન પણ વર્જ્ય કરવુ જોઈએ શોધ્યા વિનાનુ અન્ન, ગાળ્યા વિનાનુ પાણી ઇત્યાદિ માસ તુલ્ય કહેવા છે **'मास तोयमगालितम्'** ગાળ્યા વિનાનુ પાણી માસ તુલ્ય કહેલુ છે, એટલે ગાળ્યા વિનાનુ ઘી, દૂધ, તેલ કે પાણી અને તેથી તૈયાર કરેલી અથવા તેના સબધવાળી ખાવાની કે પીવાની વસ્તુઓ માસ તુલ્ય છે શિક્ષાપત્રીમા પણ આજ્ઞા કરી છે, કે —

**'अगालित न पातव्य पानीय च पयस्तथा ।'** ગાળ્યા વિનાનુ જળ તથા દૂધ ન પીવુ [૫૦] ગૃહસ્થ હરિભક્તો માટે 'સત્સગી જીવન'મા પણ આજ્ઞા કરેલી છે, કે " મદ્યમાસનો સસગ ત્યજવો ડુગળી, લસણ તથા કેફ કરનારી વસ્તુઓનુ સેવન કરવુ નહિ ભાગ, ગાજો, અફીણ, તથા ખાવાની, પીવાની તથા સૂઘવાની એ ત્રણ પ્રકારની તમાકુનો ત્યાગ કરવો " [૫૧]

**(૩) ચોરી· અસ્તેય:**—ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ શિક્ષાપત્રીમા આજ્ઞા કરી છે **" ધર્મ કરવાને અર્થે પણ** અમારા સત્સગી કોઈએ ચોરવુ કર્મ ન કરવું અને ધણિયાતુ જે કાષ્ટ, પુષ્પ આદિક વસ્તુ, તે તેના ધણીની આજ્ઞા વિના ન

---

૪૯ શિક્ષાપત્રી, શ્લોક-૧૫ ૫૦ શિક્ષાપત્રી, શ્લોક-૩૦
૫૧ સત્સગી-જીવન પ્રકરણ ૩ અધ્યાય-૬૨, શ્લોક-૩ તથા ૫

લેવુ[૫૨] "ચોરમાર્ગે કરીને પેસવુ નહિ અને નીસરવુ નહિ, અને જે સ્થાનક ધણિયાતુ હોય, તે સ્થાનકને વિષે તેના વણીને પૂછયા વિના ઉતારો ન કરવો "[૫૩] "વ્યવહાર-કાર્યને વિષે કોઈની લાચ ન લેવી "[૫૩/૧]

**(૪) અવેરી-(વ્યભિચાર):—વ્યભિચારનો સર્વથા મન, કર્મ, વચને ત્યાગ રાખવો** પોતે શિક્ષાપત્રીમા આજ્ઞા કરી છે 'અમારા આશ્રિત જે પુરુષ તથા સ્ત્રીઓ તેમણે વ્યભિચાર ન કરવો'[૫૪] ગૃહસ્થાશ્રમીઓના બ્રહ્મચર્ય વિષે પોતે જણાવે છે "ગૃહસ્થાશ્રમીઓએ પરસ્ત્રીનો ત્યાગ રાખવો અને પોતાની સ્ત્રીનો પણ વ્રતને દિવસે ત્યાગ રાખવો, ને ઋતુસમયે (ઋતુ કાળમા) સ્ત્રીસગ કરવો, એ એમનુ બ્રહ્મચર્ય[૫૫] "**પોતાની સ્ત્રી** હોય ને વ્રત-ઉપવાસને દિવસે પોતાનો અગ કરવા ન ઇચ્છતી હોય, તેની સગાથે વ્યભિચાર કરે તો બ્રહ્મહત્યાનુ પાપ લાગે છે "[૫૬]

**(૫) વટલવું-વટલાવવુ નહિ:**—ભગવાન શ્રી સહજાનદ સ્વામીએ શિક્ષાપત્રીમા આજ્ઞા કરી "જેના હાથનુ રાધેલ અન્ન તથા જેના પાત્રનુ જળ તે ખપતુ ન હોય તેણે રાધેલ અન્ન તથા તેના પાત્રનુ જળ તે શ્રીકૃષ્ણ ભગવાનની પ્રસાદી ચરણામૃતના માહાત્મ્યે કરીને પણ .. ગ્રહણ ન કરવુ"[૫૭] "તેમ જ મોટા પુરુષની પ્રસાદી લેવી, તેમા પણ વર્ણાશ્રમની મર્યાદા જે પરમેશ્વરે બાધી છે, તે મર્યાદાનુ પાલન કરીને જ પ્રસાદી લેવી. જેનુ ન ખપતુ હોય તેવા મોટા પુરુષની પ્રસાદી, સાકરની પ્રસાદી કરાવીને લેવી"[૫૮] "વર્તમાનધર્મ છે, તે તો ભગ-

૫૨ શિક્ષાપત્રી, શ્લોક-૧૭ ૫૩ શિક્ષાપત્રી, શ્લોક-૭૩
૫૩/૧ શિક્ષાપત્રી શ્લોક-૨૬ ૫૪ શિક્ષાપત્રી, શ્લોક-૧૮
૫૫ વચનામૃત, ગઢડા, પ્રકરણ-૩૪ ૫૬ વચનામૃત ગ૦ પ્ર૦ પ્ર૦-૭૨
૫૭ શિક્ષાપત્રી, શ્લોક-૧૯ ૫૮ વચનામૃત, ગ૦ પ્ર૦ પ્ર૦-૧૮

ની આજ્ઞા છે, તે જરૂર રાખવાં. બ્રાહ્મણનો ધર્મ છે, કે
લું, ધોવું ને પવિત્રપણે રહેવું. તે કોઈ દિવસ શૂદ્રના ઘરનું
ગ્રી પીએ જ નહિ. -તેમ સત્સંગી હોય તેમણે ભગવાનની
જ્ઞામાં ફેર પાડવો જ નહિ.[૫૮-૧]" વર્તમાનધર્મ, વર્ણાશ્રમ-
ર્મ તથા વિધિ-નિષેધનો વિવેક, બહુધા અત્યારે લુપ્તપ્રાય થઈ
લો જોવામાં આવે છે. ભગવાન શ્રી સહજાનંદ સ્વામી તો
ા નાસ્તિકોને 'યવન સરખા જીવ' કહે છે. પોતે સ્પષ્ટ
દોમાં જણાવી દે છે, કેઃ—

"આ સંસારમાં કેટલાક યવન સરખા જીવ હોઈ તે
મ કહે છે, જે 'ગંગાજીનું પાણી ને બીજું પાણી એ બે
ખાં જણાય છે; અને શાલિગ્રામ ને બીજા પાણા તે સરખા
ણાય છે; અને તુલસી ને બીજાં ઝાડ તે સરખાં જણાય છે;
 બ્રાહ્મણ ને શૂદ્ર તે પણ સરખા જણાય છે; અને ઠાકોરજીનું
ાદી-અન્ન ને બીજું અન્ન તે બે સરખાં જણાય છે; અને
ાદશીને દિવસે ભૂખ્યા રહ્યા ને બીજે દિવસે ભૂખ્યા રહ્યા એ
સરખાં જણાય છે; અને સાધુ ને અસાધુ એ બે સરખા
ણાય છે; તે માટે આ વિધિ-નિષેધનો જે વિભાગ તે મોટા પુરુષ
વાયા, તેમણે શા સારુ શાસ્ત્રમાં કર્યો હશે? એમ દુષ્ટ મતિ-
ળા જીવ કહે છે......વળી, જે નાસ્તિક મતિવાળા હોય તેમને
મ સમજાય છે, કે બીજા પાણામાં ને ઠાકોરજીની મૂર્તિમાં શો
 છે? સર્વ પાણા એક સરખા છે; અને પરણેલી સ્ત્રી ને ન
ણેલી સ્ત્રી તેમાં શો ફેર છે? સર્વનો સરખો જ આકાર છે;
 રામકૃષ્ણાદિક જે ભગવાનની મૂર્તિઓ તે પણ સર્વ મનુષ્ય
 છે; માટે અધિક-ન્યૂન ભાવ તો માણસે કલ્પીને ઊભો કર્યો
પણ શું કરીએ? માણસ ભેળું રહેવું તે માણસની 'હા-
હા' કહેવી જોઈએ; પણ વિધિ-નિષેધનો માર્ગ છે, તે ખોટો

૫૮/૧ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૨૫

છે' એમ પાપી એવા જે નાસ્તિક તે પોતાના મનમાં સમજે છે; માટે જેની આવી જાતની બોલી સાંભળીએ તેને પાપિષ્ઠ જાણવો ને નાસ્તિક જાણવો; અને એને ચંડાળ જાણીને એનો કોઈ પ્રકારે સંગ રાખવો નહિ." ૫૯

**ત્યાગાશ્રમીઓનાં પંચવર્તમાન:**—"ત્યાગીઓનો મુખ્ય ધર્મ, સર્વ કારણના કારણ પ્રત્યક્ષ પરમાત્માને વિષે માહાત્મ્ય જ્ઞાને યુક્ત એકાંતિક ભક્તિ કરવી તથા અધર્મ–સર્ગમાંથી ઉત્પન્ન થયેલા કામ, લોભ, રસાસ્વાદ, સ્નેહ ને માન એ પાંચ અંતઃશત્રુઓને, ધર્મસર્ગમાંથી ઉત્પન્ન થયેલા નિષ્કામ, નિર્લોભ, નિઃસ્વાદ, નિઃસ્નેહ ને નિર્માન–આ વડે જીતવા એ છે." ૬૦ અંતઃશત્રુઓ 'दुर्जेया विदुषामपि' વિદ્વાનોને પણ જીતવા અતિ કઠણ છે. આ પાંચ અંતઃશત્રુઓ 'सर्वदोषाकराः' સર્વ દોષ માત્રની ખાણરૂપ છે; માટે ત્યાગાશ્રમીઓએ વિશેષે કરીને ભગવાનની પ્રસન્નતાને માટે આ શત્રુઓને પાંચ વર્તમાનના પાલન વડે વશ કરવાં. આ પાંચ વર્તમાનનો સવિસ્તર ઉલ્લેખ સત્સંગી જીવનના ચતુર્થ પ્રકરણમાં "ધર્મામૃત" ના છ અધ્યાયોમાં કરેલો છે; અને "નિષ્કામશુદ્ધિ" નો ઉલ્લેખ સત્સંગજીવનના તૃતીય પ્રકરણમાં કરેલો છે. વળી નિષ્કુળાનંદ સ્વામીએ 'ભક્તચિંતામણિ' માં નિષ્કામી વર્તમાન (પ્રકરણ ૧૦૬), નિર્લોભી વર્તમાન (પ્રકરણ ૧૦૭), નિઃસ્વાદી વર્તમાન (પ્રકરણ ૧૦૮), નિઃસ્નેહી વર્તમાન (પ્રકરણ ૧૦૯) ને નિર્માની વર્તમાન (પ્રકરણ ૧૧૦) એ પાંચ પ્રકરણથી વર્ણવેલાં છે. આ સ્થળે આપણે સંક્ષેપમાં આ પંચવર્તમાનની સમાલોચના કરીશું.

**નિષ્કામી વર્તમાન:**—"જેમ સર્વ જળને રહ્યાનું સ્થાન સમુદ્ર છે, તેમ સર્વ દોષોનો આશ્રય કામ છે. જ્ઞાની, શાસ્ત્રજ્ઞ

---

૫૯ વચનામૃત, ગઢડા, મ૦–૬

૬૦ સત્સંગી જીવન, પ્રકરણ–૪, અધ્યાય–૬૨, શ્લોક–૫–૬

તથા બ્રહ્મસ્વરૂપને વિષે સ્થિતિવાળા પુરુષો પણ કામવાસનાને અધીન થતાં, સ્ત્રી સંબંધી સુખ, બ્રહ્મના આનંદથી પણ અધિક માને છે. કેટલાક પંડિતો પણ કામે કરીને સ્ત્રી સંબંધી સુખ પામવાને અર્થે સ્ત્રીઓની સભામાં દંભે કરીને ભક્તિનો આડંબર કરે છે તથા જ્ઞાનવાર્તા કરે છે. કેટલીક સ્ત્રીઓ પણ કામ થકી પુરુષના સંગનું સુખ પામવાને અર્થે શ્રીકૃષ્ણ ભગવાન સંગાથે અભેદભાવ માની ભક્તની સેવા પ્રીતિપૂર્વક કરે છે. કામ થકી સ્ત્રી સંબંધી સુખ પામવાને અર્થે ગુરુ પણ પોતાના શિષ્યને ઠગે છે ને તે પ્રમાણે શિષ્ય પણ ગુરુને ઠગે છે. કામના પરવશપણાથી પોતાના ગોત્રની સ્ત્રીઓનો સંગ થાય છે, ગુરુ-સ્ત્રીનો સંગ થાય છે, મા, બહેન, દીકરી ઇત્યાદિનો સંગ થાય છે, વિધવાનો સંગ થાય છે. બ્રાહ્મણાદિ ઉત્તમ જ્ઞાતિના પુરુષો કામે કરીને શ્વપચની સ્ત્રી, મુસલમાનની સ્ત્રી ઇત્યાદિ સ્ત્રીઓનો સંગ કરે છે; કામે કરીને પુરુષ પુરુષને વિષે, ગર્દભી આદિ પશુ જાતિને વિષે મૈથુન કરવા પ્રવૃત્ત થાય છે. મહાત્યાગી કહેવાતા હોય તો પણ કામ થકી વાનરાની પેઠે ધીરજ રહિત થઈ પોતાના હાથે શિશ્ન ઇંદ્રિય થકી વીર્યપાત કરે છે; કામ થકી પૃથ્વીને વિષે અતિશય વર્ણસંકરપણું-વટલવું, વટલાવવું-તેની પ્રવૃત્તિ થાય છે. ચાર વર્ણ તથા ચાર આશ્રમના ધર્મનો નાશ પણ કામ થકી જ થાય છે. કામ થકી સ્ત્રીઓ પોતાના પતિ, પિતા, ભાઈ આદિકને મારી નાખે છે અથવા મરાવી નાખે છે, તેમ જ પુરુષ પણ કામસુખમાં અંતરાય કરતી-મારવા યોગ્ય નહિ તેવી સ્ત્રીઓને પણ મારી નાખે છે કે મરાવી નાખે છે......આ અંતઃશત્રુ યૌવનાવસ્થામાં સ્ત્રીઓ તથા પુરુષોને અત્યંત પીડા કરનાર હોવાથી સારાં વ્રત તથા સારા વિચારથી તે શત્રુને જીતવો યુવાન ત્યાગીઓએ દરેક વર્ષે ચોમાસામાં ચાંદ્રાયણ વ્રત, ધારણા, પારણાં, કૃચ્છ્રવ્રત વગેરે વ્રતો કામનો અત્યંત

નાશ થાય ત્યાં સુધી કરવાં; તેમ જ 'વસ્તુવિચાર કરતાં સત્સંગમાંથી શીખવું.' ૬૧

ત્યાગી માત્રે અષ્ટ પ્રકારે સ્ત્રીનો ત્યાગ રાખવો. દાઢી-મૂંછ ન ઊગ્યાં હોય તેવા કિશોરોમાં સ્ત્રીનો ભાવ હોય છે; માટે ત્યાગીએ તેનો સ્પર્શ ન કરવો, તેમ જ સ્ત્રૈણ પુરુષનો સંગ પણ ન કરવો. દેવતાની પ્રતિમા વિના બીજી જે સ્ત્રીની પ્રતિમા ચિત્રની અથવા કાષ્ઠાદિકની હોય, તેનો સ્પર્શ ન કરવો અને જાણીને તો તે પ્રતિમાને જોવી પણ નહિ. સ્ત્રીની પ્રતિમા ન કરવી અને સ્ત્રીએ પોતાના શરીર ઉપર ધારેલું જે વસ્ત્ર તેને અડવું નહિ; અને મૈથુનાસક્ત એવાં પશુ, પક્ષ્યાદિક પ્રાણી માત્રને જાણીને જોવાં નહિ. સ્ત્રીના વેષને ધરી રહ્યો હોય એવો જે પુરુષ તેને અડવું નહિ અને તેની સામું જોવું નહિ અને તે સાથે બોલવું નહિ; અને સ્ત્રીનો ઉદ્દેશ કરીને ભગવાનની કથાવાર્તા, કીર્તન પણ ન કરવાં. પોતાના રહેવાના સ્થાનમાં સ્ત્રીનો પ્રવેશ થવા દેવો નહિ. અન્ન, જળાદિ પદાર્થ પુરુષ પાસે મંગાવી લેવાં, પણ સ્ત્રી પાસે ન મંગાવવાં. પોતાને રહેવાની જગ્યામાં વાળવું, લીંપવું વગેરે કાર્ય ત્યાગીએ સ્ત્રી પાસે કયારે ય કરાવવું નહિ જો એ સ્થાનમાં પ્રથમ સ્ત્રી-પ્રવેશ થયો હોય અથવા સ્ત્રીનો પગફેર થયો હોય, તો ત્યાગીએ તેવા સ્થાનમાં નિવાસ કરતા પહેલાં પુરુષ પાસે લીંપાવીને નિવાસ કરવો અથવા તેમ અનુકૂળ ન હોય કે આપત્કાળ પ્રાપ્ત થયો હોય, તો પાણીથી પ્રોક્ષણ કરીને નિવાસ કરવો. બળાત્કારે કરીને પોતાની અતિશય સમીપે આવતી એવી સ્ત્રીને બોલીને અથવા તિરસ્કાર કરીને પણ તરત વારવી, પણ સમીપે આવવા દેવી નહિ, પરંતુ સ્ત્રીઓનો અથવા પોતાનો

---

૬૧ સરખાવો:-"શરીરનું દમન ને વિચાર એ બે વાનાં તો ગૃહસ્થ સત્સંગીએ પણ જરૂર રાખ્યાં જોઈએ, ત્યારે ત્યાગીએ તો જરૂર રાખ્યાં જોઈશે." (વચનામૃત, કારિયાણી-૩)

પ્રાણ નાશ થાય એવો આપત્કાળ આવી પડે, ત્યારે તે સ્ત્રીઓને અડીને અથવા તે સાથે બોલીને પણ તે સ્ત્રીઓની રક્ષા કરવી અને પોતાની પણ રક્ષા કરવી. ભિક્ષા કે સભાપ્રસંગ સિવાય ગૃહસ્થને ત્યાં જવું નહિ, ને તે પણ ત્યાગીઓ પાંચની સંખ્યામાં હોય તો જ જવું, તેમ જ જ્યાં સ્ત્રીઓનો દર્શનાદિક પ્રસંગ કોઈ રીતે થાય એમ ન હોય અને જ્યાં ભિક્ષા પીરસનારી સ્ત્રી ન હોય તેને ઘેર ભિક્ષા કરવા જવું. ત્યાગીએ બેની સંખ્યાથી ઓછા હોય તો આપત્કાળ પડ્યા સિવાય માર્ગમાં એકલા ચાલવું નહિ, તેમ જ રાત્રિને વિષે સંગ-સોબત વિના ચાલવું નહિ પોતાના બ્રહ્મચર્યવ્રતનો ત્યાગ થાય એવું વચન હોય, તો તે પોતાના ગુરુનું પણ ન માનવું.

ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ નિષ્કામી વર્તમાનના પાલનમાં ચ્યુતિ (પ્રમાદવશાત્) થાય તો તેનું પ્રાયશ્ચિત્ત પણ બતાવેલું છે, તે એટલા વાસ્તે કે ત્યાગી માત્રનું, નિષ્કામી વર્તમાન સુરક્ષિત રહે-જેથી તેમનું એકાંતિકપણું કાયમ રહે. પ્રાયશ્ચિત્ત જે બતાવ્યું છે તે, જે ઈરાદાપૂર્વક વ્રતભંગ કરે તેમના માટે નહિ; કારણ કે પોતે નિષ્કામશુદ્ધિના આરંભમાં જ જણાવી દીધું, કે-

"बुद्धिपूर्वं न कर्तव्यो व्रतभङ्गः क्वचिन्मुने ।
जातेत्वज्ञानतः कार्या तच्छुद्धिः सद्य एव हि ॥"

"હે બ્રહ્માનંદ મુને! જાણીને બ્રહ્મચર્યવ્રતનો ભંગ ક્યારે ય ન કરવો-અજાણે તે વ્રતનો ભંગ થઈ જાય તો તેની શુદ્ધિ તત્કાળ કરવી." આ 'નિષ્કામશુદ્ધિ'નું મહત્ત્વ અસાધારણ હોઈ, તેનુ અવતરણ આ સ્થળે અયોગ્ય નહિ લેખાય:—

"નિષ્કામવ્રતનું પાલન કરનાર ત્યાગી સ્ત્રીઓની વાર્તા પ્રીતિપૂર્વક કાન દઈને ક્યારે ય સાંભળે, તો એક ઉપવાસ કરે. શ્રીમદ્ભાગવતાદિ સત્ શાસ્ત્રના પ્રસંગ વિના બીજી સ્ત્રીઓના ગુણ-

અવગુણની વાર્તા કરે, તો એક ઉપવાસ કરે; રસમંજરી, રસિક પ્રિયા આદિ અસત્ કાવ્યને વિષે વર્ણન કરેલા મુગ્ધા, મધ્યા આદિ સ્ત્રીઓના ભેદ જો નિષ્કામવ્રતવાળો પુરુષ સાંભળે, અથવા તે ભેદનું પોતે વર્ણન કરે, તો એક ઉપવાસ કરે; સ્વચ્છંદપણે રમત કરતી સ્ત્રીઓને જોતો થકો મૂર્ખની પેઠે ઘડીક વાર ઊભો રહે, તો એક ઉપવાસ કરે; સ્ત્રીની દૃષ્ટિ સંગાથે પોતાની દૃષ્ટિને બાંધતો થકો ક્ષણ માત્ર પણ તે સ્ત્રીને જુએ, તો એક ઉપવાસ કરે; સ્ત્રીના અંગ ઉપર રહેલા વસ્ત્રનો જો સ્પર્શ થાય, તો એક ઉપવાસ કરે; સ્ત્રીના હાથ, પગ આદિ અંગનો જો સ્પર્શ થાય, તો એક ઉપવાસ કરે; ભગવાનની વાર્તા સ્ત્રીને સંભળાવવા સારુ પુરુષ આગળ કરે, તો એક ઉપવાસ કરે; ચિત્તને વિષે સ્ત્રી સંબંધી મલિન સંકલ્પ થાય, તો પણ એક ઉપવાસ કરે; પુરુષ મારફત સ્ત્રીને છાની વાર્તા કહી મોકલે, તો એક ઉપવાસ કરે; સ્ત્રીએ કોઈક પુરુષ પાસે છાની વાર્તા કહેવડાવી હોય તે છાનો સાંભળે, તો એક ઉપવાસ કરે; ચંદન, પુષ્પ, અન્ન, વસ્ત્રાદિક ભગવાનની પ્રસાદી છાની સ્ત્રીને મોકલે અથવા સ્ત્રીએ મોકલેલું પુષ્પ, ચંદન, અન્નાદિ પ્રસાદી છાની ગ્રહણ કરે, તો એક ઉપવાસ કરે; પુસ્તક લખીને અથવા લખાવીને છાનું સ્ત્રીને અર્થે મોકલે તથા પુસ્તક લખાવવા સારુ સ્ત્રીએ મોકલેલા કોરા કાગળ છાના ગ્રહણ કરે, તો એક ઉપવાસ કરે; સ્ત્રીઓનાં ચિત્ર મન દઈને જુએ, સ્ત્રીનું ચિત્ર પોતે કરે તથા સ્ત્રીના વેશને ધારી રહેલા પુરુષને અડે કે તે સાથે બોલે, તો એક ઉપવાસ કરે; જે સ્થળને વિષે સ્ત્રીઓની સ્નાન–આસનાદિ ક્રિયા થતી હોય તે સ્થળને વિષે નિષ્કામવ્રતી ક્રિયા કરે તથા જે સ્થળને વિષે સ્ત્રીઓનો પગ-ફેર હોય તે સ્થળને વિષે જો લઘુશંકા કરવા જાય કે બહિર્ભૂમિ જાય, તો એક ઉપવાસ કરે; સ્ત્રીના મુખ થકી ભગવાનની વાર્તા સાંભળવા સારુ ઊભો રહે અથવા સ્ત્રીઓ સન્મુખ બેસે, તો એક

ઉપવાસ કરે; માર્ગ પહોળો હોય તથા કોઈ આપત્કાળ ન પડ્યો હોય તોપણ જો સ્ત્રી થકી પાંચ હાથ છેટે ન ચાલે, તો એક ઉપવાસ કરે; સ્ત્રી ભેળા એક ગાડામાં બેસે, તો એક ઉપવાસ કરે; સ્ત્રીના ચિત્રને અડે, તો એક ઉપવાસ કરે; દેવતાની પ્રતિમા વિના બીજી કાષ્ઠ ને પાષાણાદિકની સ્ત્રીની પૂતળીને અડી જાય, તો એક ઉપવાસ કરે; મૈથુનાસક્ત પશુ–પક્ષીને, મનને પરવશ થઈ જોઈ જવાય, તો એક ઉપવાસ કરે; વાડ તથા વંડી તથા ભીંતોથી બાંધેલા પોતાના સ્થાનમાં કોઈ પ્રયોજન સારુ અજાણે અથવા સહજ સ્વભાવે કોઈક સ્ત્રી આવી ચડે ને પોતે એકલો હોય તો એક ઉપવાસ કરે; તેમ જ કોઈ કાર્યને અર્થે સહજ સ્વભાવે અથવા આપત્કાળે કરીને નિષ્કામવ્રતવાળો પુરુષ એકલો જે ઘરમાં સ્ત્રી હોય તેમાં પેસીને તત્કાળ પાછો નીસરી આવે તોપણ એક ઉપવાસ કરે; સ્ત્રીના સંબંધે કરીને પોતાના વ્રતને દૂષણ પમાડે, એવું મલિન સ્વપ્ન થાય અથવા સ્ત્રીના દર્શને કરીને વીર્યપાત થાય, તો એક ઉપવાસ કરે; ભોજન કરવા બેઠેલા નિષ્કામવ્રતીને સ્ત્રી પીરસે તો પોતાના આત્માની શુદ્ધિ સારુ એક ઉપવાસ કરે; બહિર્વાસથી કૌપીન ઢાંક્યા સિવાય સ્ત્રીઓની સભામાં આવે, તો એક ઉપવાસ કરે; એકલી સ્ત્રી સંગાથે નિષ્કામવ્રતીથી એકલા એકાંત સ્થળને વિષે જો થોડીક વાર રહી જવાય, અથવા એકલી સ્ત્રી ભેળે એકલું માર્ગમાં ચલાઈ જવાય, તો લાગટ ત્રણ ઉપવાસ કરે; કામવશ થઈ નિષ્કામવ્રતી પોતાના હાથે વીર્યપાત કરે, અથવા બીજાના હાથે વીર્યપાત કરાવે, તો લાગટ ચાર ઉપવાસ કરે; જો સાક્ષાત્ સ્ત્રીનો સંગ થાય, તો બાર માસ સુધી ધારણા-પારણાં કરે–જે દિવસ ઉપવાસ કરે તે દિવસે કેવળ જળ માત્ર પીએ, ને જે દિવસ પારણું કરે તે દિવસ મીઠા વિનાનો કેવળ સાથવો પાણીમાં ઘોળીને પીએ–આવું પ્રાયશ્ચિત્ત કરવા અસમર્થ

હોય, તે ધર્મશાસ્ત્રમાંથી તેવા પાપનિવારણનો બીજો પ્રકાર જાણી પોતાની શક્તિ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરે. આ શુદ્ધિના ઉપવાસોમાં જળમાત્ર જ પીએ; બાળક (આઠ વર્ષથી સોળ વર્ષ સુધી) વૃદ્ધ (એંશી વર્ષના હોય તે) તથા રોગીને પણ આ ઉપવાસો કરવા પડે તો તેમણે પણ જળ માત્ર જ પીવું, પણ બીજું કાંઈ ખાવું નહિ. આ નિષ્કામશુદ્ધિના ઉપવાસો જે નહિ કરે અથવા કોઈ કરનો હશે તેને વારશે, તે બંને કામે કરીને અતિશય વ્યાકુળ થશે; નિષ્કામવ્રત પાળનારા પુરુષોના અંતઃકરણની શુદ્ધિને અર્થે અમે કરેલી જે આ મર્યાદા તેને જે નહિ પાળે, તે અમારા સંપ્રદાયથી બહાર ને વિમુખ છે." ૬૩

આ નિષ્કામી વ્રત દૃઢ રાખવાના ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ મુખ્ય ત્રણ ઉપાય બતાવ્યા છે:—(૧) મન વશ કરવું—મનને વિષે અખંડ એવું મનન કરવું, જે 'હું આત્મા છું, દેહ નથી;' ને ભગવાનની કથા શ્રવણાદિક જે નવધા ભક્તિ તેને વિષે મનને અખંડ જોડી મેલવું, પણ ક્ષણમાત્ર મનને નવરું રહેવા દેવું નહિ. (૨) પ્રાણ નિયમમાં રાખવો–આહારવિહાર યુક્ત રાખવો, પણ અતિશય ખાધાની લોલુપતા ન રાખવી. "આહાર નિયમમાં કરવો, તે ઘણાક ઉપવાસ ઠામુકા કરવા માંડે તેણે કરીને ન થાય–એમ તો ઝાઝી તૃષ્ણા થાય ને મૂળગો આહાર વધે ને ઉપવાસનો ખાંગો ખાય, ત્યારે બમણો વાળે; માટે એ તો ધીરેધીરે આહારને ઘટાડવા માંડે તો નિયમમાં આવે. જેમ મેઘ ઝીણીઝીણી બુંદે વર્ષે છે, તો ય બહુ પાણી થાય છે, તેમ ધીરેધીરે આહારને નિયમમાં કરવો,[૬૩-૧] સત્સંગી જીવનમાં પણ કહ્યું છે: "રસવાળું અન્ન વારંવાર અતિશય થોડું ખાવાથી પણ રસના જિતાતી નથી; રસ વિનાનું અન્ન થોડું

૬૩ સત્સંગી જીવન, પ્રકરણ-૩, અધ્યાય-૨૭

૬૩/૧ વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ-૩૨

થોડું વારંવાર ખાય તેથી પણ આહાર નિયમમાં આવતો નથી તથા રસ વિનાનું અન્ન અતિશય ખાય, તો પણ સ્વાદેંદ્રિય જિતાતી નથી.' ૬૩-૨

પોતે કહે છે: 'પ્રાણ નિયમમાં ન કર્યો હોય તો ખાધાની મનમાં બહુ તૃષ્ણા રહે; પછી અનંત પ્રકારના રસને વિષે રસના-ઇંદ્રિય દોડતી ફરે, ત્યારે બીજી ઇન્દ્રિયો વશ કરી હોય, તે પણ મોકળી થઇ જાય; માટે આહારને નિયમમાં કરી પ્રાણને નિયમમાં કરવો." (૩) **આ સત્સંગમાં જેને જેને જે જે નિયમ કહ્યા છે, તેમાં દેહને રાખીને દેહને નિયમમાં કરવો;** એવી રીતે જે એ ત્રણ ઉપાયને દઢ રાખે તેને નિષ્કામી વર્તમાન અતિશય દઢ થાય છે ને એને વિષે એમ ન જાણવું, જે 'એવી રીતે રાખવું ઘણું કઠણ છે;' કેમકે જે સાધુ જ હોય, તેને તો એમ રાખવું કાંઈ કઠણ છે નહિ; અને સાધુ હોય તે તો કામ, ક્રોધ, લોભાદિક શત્રુનું બળ હોય, તો પણ ભગવાનને રાજી કરવા સારુ, તેનો ત્યાગ કરે, ત્યારે જ એ પાકો સાધુ કહેવાય......જે સાધુ જ છે, ને તે જે સ્વભાવને ટાળવાનો નિત્ય અભ્યાસ રાખશે તો તે સ્વભાવ ક્યાં સુધી રહેશે? એ તો નિશ્ચય નાશ પામશે; માટે જેણે નિષ્કામવ્રત રાખવું હોય, તેણે કહ્યા એવા જે ત્રણ ઉપાય, તે દઢ કરીને રાખવા." ૬૪

**નિર્લોભી વર્તમાન:**—"જેટલાં અન્નવસ્ત્રાદિક પદાર્થે કરીને પોતાનો દેહનિર્વાહ થાય, તેટલાં પદાર્થની પ્રાપ્તિને અર્થે ત્યાગી–સાધુ યત્ન કરે; અગિયાર વસ્ત્રથી અધિક વસ્ત્ર ન રાખવાં–છ મહિના સુધી ગૃહસ્થે પહેર્યાં–ઓઢ્યાં ને જૂનાં થયેલાં અને ગૃહસ્થ પાસેથી માગી લીધેલાં વસ્ત્રોના ટુકડા વડે કરેલી ને ટાઢને હરે એવી એક કંથા (ગોદડી) રાખવી; એ

૬૩/૨ સત્સંગી જીવન, ચતુર્થ પ્રકરણ, અધ્યાય-૬૪, શ્લોક-૭૨
૬૪ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૩૩

કૌપીન, તેનાં બે બહિર્વાસ, એક પછેડી, જળ ગાળવાનો વસ્ત્રનો ટુકડો, કાન ઢંકાય એવી માથે ઘાલવાની એક ટોપી, ટોપી ઉપર માથે બાંધવાનો એક ચોખંડો રૂમાલ (કૌપીનથી રૂમાલ સુધી જે વસ્ત્ર રાખવાનાં કહ્યાં, તે વસ્ત્ર ગૃહસ્થ પાસે માગ્યા વિના ગૃહસ્થે પોતાની મેળે આપેલાં નવાં વસ્ત્ર રાખવાં.) રસોઈ કરતી વખતે પહેરવાનું કામળીનું અથવા વસ્ત્રનું એક પંચિયું; સ્નાન કર્યા પછી ટાઢ ટળે એવી એક જૂની અથવા નવી કામળી (કામળી સિવાય બીજાં વસ્ત્ર સૂતરાઉ રાખવાં, પણ હીરાગળ ન રાખવાં. એ વસ્ત્રો થોડા મૂલ્યવાળાં, જાડાં, ધોળાં, સોનારૂપાદિક ધાતુના તાર વિનાનાં રાખવાં; પણ ઝીણાં, સુવર્ણાદિક ધાતુના તારે યુક્ત, રાતાં, પીળાં તથા ચિત્રવિચિત્ર રંગવાળાં વસ્ત્રો, ગૃહસ્થ આપે તો પણ તે ગ્રહણ ન કરવા), પોતાને પહેરવા-ઓઢવાનાં વસ્ત્ર રાતી મૃત્તિકાથી રંગીને ધારવાં; ભગવાનની પૂજાના ઉપયોગનાં પાત્ર-ચંદન ઉતારવાનાં કે સ્નાન કરાવવાનાં-તે ત્રાંબુ, પિત્તળ આદિ ધાતુનાં ન રાખવાં, પણ કાષ્ઠાદિકનાં રાખવાં; પાણી પીવાનું પાત્ર કાષ્ઠનું અથવા તુંબડાનું રાખવું; પોતાના ઉપયોગનું પુસ્તક રાખે, પુસ્તક લખાવવાનાં ઉપકરણ, ખડિયો, પાટીકલમ, ચપ્પુ, કાતર ઇત્યાદિ પોતાના ઉપયોગમાં આવતાં હોય તેટલાં જ રાખવાં, પણ તેથી અધિક ન રાખવાં; ત્યાગી ક્યારે ય ધનનો સંગ્રહ તો કરે જ નહિ, તેમ જ તે ધનને બીજા પાસે પોતાનું કરી રખાવે નહિ. પોતાને અર્થે ખેતર, વાડી આદિ કરે જ નહિ, તેમ જ બીજા પાસે પણ કરાવે નહિ; પારકી થાપણનું ધન કોઈ પણ પ્રકારે પોતે રાખે-રખાવે નહિ; ધન તથા જેમાંથી ધન ઊપજે, તેવા પદાર્થો રાખે કે રખાવે નહિ; ને જો રાખે કે રખાવે તો જેટલા દિવસ તેવું આચરણ કરે, તેટલા દિવસ ઉપવાસ કરે.

નિર્લોભી સત્પુરુષના સમાગમથી તથા ભગવાનની ભક્તિયુક્ત થઈ આ નિયમોનું પાલન કરવાથી નિર્લોભી વર્તમાન સિદ્ધ થાય છે." ૬૫

**નિઃસ્વાદી વર્તમાનઃ**—"સર્વ ઇંદ્રિયોને ક્ષોભ પમાડનાર રસાસ્વાદ છે. રસાસ્વાદમાંથી મૂર્તિમાન કામ તત્કાળ ઉત્પન્ન થાય છે; હિંસામય યજ્ઞોની પ્રવૃત્તિ રસાસક્તિમાંથી થયેલી છે. પંક્તિભેદના દોષને જાણનારા વિદ્વાનો પણ રસાસક્તિથી પંક્તિ-ભેદ કરે છે; સર્વ ઇંદ્રિયો જીતી વશ કરી હોય, છતાં જિહ્વા વશ ન હોય તો સર્વ ઇંદ્રિયોનો સંયમ છૂટી જાય છે; માટે ત્યાગીઓએ તો વિશેષે કરીને રસાસક્તિ ટાળવી; પોતાના નિર્વાહ માટે ભિક્ષાવૃત્તિનો આશ્રય લેવો; ભમરો દરેક કમળ-માંથી થોડો થોડો રસ લે છે, પણ કમળને ભાંગી તોડી નાખતો નથી, તેમ પવિત્ર ગૃહસ્થના ઘરના આંગણામાં ઊભા રહી 'નારાયણ હરે, સચ્ચિદાનંદ પ્રભો!' ઉચ્ચ સ્વરે બોલી ગૃહસ્થ-ને પીડા ન થાય, તેવી રીતે ભિક્ષા માગવી; જે ગૃહસ્થના ઘર થકી સારુંસારું અન્ન ઝાઝું મળતું હોય, તે જ ગૃહસ્થને ઘેર રસના લોભે કરીને નિત્ય માગવા ન જવું; ભિક્ષાન્ન ધોઈ, શુદ્ધ કરી રસોઈ તૈયાર કરી ભગવાનને નૈવેદ્ય ધરાવી યજ્ઞશેષ જમવું; જે ગૃહસ્થ ધર્મવાળો હોય, અનિંદિત કર્મવાળો હોય, પાપકર્મ રહિત હોય તથા સૂતકાદિ આશૌચ જેને પ્રાપ્ત ન

વાર જમવું નહિ. ભિક્ષાન્ન જમવું તે પાણી (પ્રસાદી જળ) મેળવી પત્તરમાં જ જમવું. રાજસી, તામસી અન્ન ખાવાથી બ્રહ્મચર્યનો ભંગ થવાનો સંભવ છે; માટે તેનો ત્યાગ કરવો. પાનબીડી, સોપારી, એલચી, જાયફળ, જાવંત્રી, લવિંગ આદિ વસ્તુઓ ભગવાનની પ્રસાદી હોય તો પણ ન ખાવાં; ભાંગ, ગાંજો, અફીણ તથા જેનાથી કેફ ચડે એવી સર્વ વસ્તુઓનો દૂરથી ત્યાગ કરવો; ખાવાની, પીવાની, સૂંઘવાની એ ત્રણ પ્રકારની તમાકુનો પણ દૂરથી ત્યાગ રાખવો; તેલમર્દન ન કરવું અને સુગંધી તેલ, ફૂલેલ, અત્તર ભગવાનની પ્રસાદીનાં હોય, તો પણ ગ્રહણ ન કરવાં; રોગે કરીને પીડા પામેલા ત્યાગીએ મદ્યમાંસાદિ અપવિત્ર વસ્તુના સ્પર્શે રહિત ઔષધ લેવું; આહાર-વિહાર યુક્ત રાખવો-આહાર શુદ્ધ હોય તો જ અંતઃકરણની શુદ્ધિ થાય છે."

**નિઃસ્નેહી વર્તમાનઃ**—"ત્યાગી પોતાના પૂર્વાશ્રમના સંબંધી જનોને વિષે સ્નેહથી રહિત થાય; દેહ અને દેહના સંબંધીમાંથી આસક્તિ ટાળી ભગવાનમાં પ્રીતિ કરે. સાચા ત્યાગીનું એ લક્ષણ છે, કે 'જે પદાર્થનો ત્યાગ કર્યો, તેનો પાછો કોઈ દિવસ મનમાં સંકલ્પ પણ ન થાય-જેમ વિષ્ટાનો ત્યાગ કર્યો છે, તેનો પાછો સંકલ્પ થતો નથી તેમ...'[૬૫-૧]

'જે દેશમાં રહે થકે પોતાના દેહના સંબંધીનો વારંવાર બેઠા-ઊઠ્યાનો સંબંધ થતો હોય, તે દેશમાં ભગવાનની આજ્ઞાએ કરીને પણ ન રહેવું.'[૬૫-૨] પોતાના દેહનો જન્મ જે ગામમાં થયો હોય, તે ગામમાં કયારેય ત્યાગી જાય નહિ-કોઈ આવશ્યક પ્રસંગ પ્રાપ્ત થાય ને જવું પડે, તો પોતાના સંબંધીને ઘેર જાય જ નહિ. ત્યાગી વસ્ત્ર, પુસ્તક તથા ખાધાની વસ્તુ ઇત્યાદિ પદાર્થ પોતાના સંબંધી પાસેથી

૬૫-૧ ગઢડા પ્રથમ પ્રકરણ-૩૮ ૬૫-૨ લોયા-૬

લે નહિ; પોતાના સંબંધીને કોઈક–આપત્કાળ આવી પડે, તો પણ બીજા પાસે અન્નાદિ કોઈ વસ્તુ સંબંધીને અપાવવી નહિ; જે ત્યાગી પોતાના સંબંધીજનોને વિષે જ્યાં–ત્યાં આસક્ત થાય, તો પંચ મહાપાપે યુક્ત તેને જાણવો; ત્યાગી અજાણે પણ પોતાના સંબંધીના ઘરમાં રહે, તો જેટલા દિવસ રહે તેટલા દિવસ ઉપવાસ કરે; ત્યાગીએ ભગવાનની નવધા ભક્તિમાં પ્રવૃત્ત રહેવું. એક ક્ષણ પણ ભક્તિ વિના વ્યર્થ કાળ નિર્ગમન ન કરવો; ત્યાગીએ "ગ્રામ્યવાર્તા" કહેવી–સાંભળવી નહિ; જો કહે સાંભળે તો 'સ્વામીનારાયણ' એ મંત્રની પચાસ માળા પ્રાયશ્ચિત્ત તરીકે ફેરવે. 'ગ્રામ્યવાર્તા' ન કરવી; એટલે કોઈની આજીવિકા, ગામ, ખેતર કે વાડી સંબંધી વિચાર ત્યાગી સાંભળે તથા કરે પણ નહિ; કોઈના દ્રવ્યાદિ પદાર્થની પરસ્પર લેણ–દેણને વિષે પોતાનું મધ્યસ્થપણું કરી, તેમાં પોતાની સાખ કરે–કરાવે નહિ; રાજાના રાજ્યકાર્યની વાર્તા, કોઈના જય–પરાજયની વાર્તા, વસ્ત્ર, અલંકાર ને નગરની શોભાનું વર્ણન, ચાર પ્રકારના અન્નના રસાસ્વાદની વાર્તા તથા ખેડ, વણજ-વેપાર, વિવિધ કારીગીરી, ઘોડા, પાલખી, રથ આદિ વાહનનું વર્ણન તે ત્યાગી કરે નહિ.[૬૬'૬૭]

ભગવાન શ્રી સહજાનંદ સ્વામી તો કહે છે: "ત્યાગીએ તો આત્મા–પરમાત્મા વિના બીજા જે જે પદાર્થ છે, તેનો ત્યાગ કરી, કેવળ આત્માપણે વર્તવું–બ્રહ્મરૂપે વર્તવું ને ભગવાનની ઉપાસના કરવી."[૬૮] જેણે સંસારનો ત્યાગ કર્યો હોય એવા જે હરિભક્ત તેને બે કુલક્ષણ છે; તે આ સત્સંગને વિષે શોભવા દેતાં નથી: તેમાં એક તો કામના અને બીજી પોતાનાં કુટુંબી-

---

૬૬, ૬૭ સત્સંગી જીવન, પ્રકરણ ૪, અધ્યાય–૬૪, ૬૫
૬૮ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ–૩૯

ને વિષે પ્રીતિ; અને એ બે કુલક્ષણ જેમાં હોય, તે તો અમને પશુ જેવો જણાય છે. તેમા પણ જેને પોતાના સંબંધીમાં વધુ હેત હોય, તેનો તો અમારે અતિશય અવગુણ આવે છે; માટે જેણે સંસારત્યાગ કર્યો હોય, તેણે તો લેશ માત્ર પણ પોતાના સંબંધી સાથે હેત ન રાખવું જોઈએ; શા માટે જે પંચ મહાપાપ છે, તે થકી પણ દેહના સંબંધીમાં હેત રાખવું તે વધુ પાપ છે; માટે જે ભગવાનનો ત્યાગી ભક્ત હોય, તેણે તો આ દેહ થકી ને દેહના સંબંધી થકી પોતાનો ચૈતન્ય જુદો જાણવો જોઈએ, જે 'હું તો આત્મા છું અને મારે કોઈ સાથે લેશ માત્ર સબંધ નથી' અને દેહના સંબંધી છે, તે તો ચોરાસી લાખ જાતની હારે ગણવાં જોઈએ; અને તે સંબંધીને સત્સંગી જાણીને માહાત્મ્ય જાણવા જાય, તો એક તો સંબંધનું હેત હોય ને વળી તેનું હરિભક્તપણાનું માહાત્મ્ય સમજે-પછી ભગવાન ને ભગવાનના ભક્તથી સંબધીમાં વધુ હેત બંધાઈ જાય છે; માટે જેમાં સ્વાભાવિક હેત રહ્યું જ છે, એવા જે પોતાના સંબંધી તેને હરિભક્ત જાણીને તેમાં હેત કરે, તો તેનો જન્મ ખરાબ થઈ જાય છે-અને વળી દેહનો સંબંધી ન હોય, પણ જે પોતાની સેવા-ચાકરી કરનો હોય. તેમાં પણ સ્વાભાવિક હેત થઈ જાય છે; માટે.જે સમજુ હોય, તેણે પોતાની ચાકરી કરનો હોય ને તે હરિભક્ત હોય, તોપણ તેને વિષે હેત ન રાખવું-જેમ દૂધ ને સાકર હોય તેમાં સર્પે મોઢું નાખ્યું હોય તો તે પણ ઝેર કહેવાય, તેમ જેમાં સેવા-ચાકરીરૂપ સ્વાર્થ ભળ્યો હોય ને તે હરિભક્ત હોય, તોપણ તેમાં......હેત ન રાખવું; શા માટે જે પોતાના જીવને એ થકી બંધન થાય છે; અને જેમ ભગવાનનું ચિંતવન થાય તેમ જ જેમાં પોતાનો સ્વાર્થ હોય તેનું પણ ચિંતવન થવા માંડે-એ જ એને ભગવાનના ભજનમાં વિઘ્ન કહેવાય. જેમ ભરતજીને મૃગલીનું બચ્ચું તે જ અવિદ્યા-માયા-

રૂપ થયું, એવી રીતે જે જે ભગવાનના ભજનમાં અંતરાય થતા હોય, તેનો ભગવાનના ભક્તે અવિદ્યારૂપ જાણીને અતિશય ત્યાગ કરવો;...આ વચનને અતિશય દૃઢ કરીને રાખજો." ૭૦

**નિર્માની વર્તમાન:**-૭૧ માનમાથી ક્રોધ ઉત્પન્ન થાય છે. ક્રોધ સત્કર્મ માત્ર બાળી નાખે છે. ક્રોધની સહચરી ઈર્ષ્યા પણ માનમાંથી ઉદ્‌ભવે છે. આત્માના સ્વરૂપને જાણનારા પુરુષોને પણ માન થકી દેહ વિષે અહંબુદ્ધિ થાય છે. માન થકી અતિશય ક્રૂરપણે વર્તાય છે. નિર્દયપણું, દંભ, કપટ ને મત્સર માનથી ઉત્પન્ન થાય છે. પોતાના દોષ જાણવા છતાં પણ વય, તપ ને વિદ્યાથી વૃદ્ધ એવા બ્રહ્મવેત્તાઓની અવગણના માન વડે થાય છે. પૂજ્યને વિષે અપૂજ્ય બુદ્ધિ, તેમ જ અપૂજ્યને વિષે પૂજ્ય બુદ્ધિ, ખરોખરિયાપણું, વાદવિવાદ, મોટા પુરુષ પાસે સ્તબ્ધતા ઈત્યાદિ દોષ માનમાંથી પ્રવર્તે છે. "જેમ બાળક હોય તેને કોઈ દિવસ માનનો ઘાટ-સંકલ્પ હોય નહિ, તેમ જ સાધુને તો ગમે તેટલી પૂજા-પ્રતિષ્ઠા થતી હોય, પણ બાળકની પેઠે માન રહિત વર્તવું." ૭૨

"ત્યાગીને બીજા મનુષ્યો મારે, તિરસ્કાર કરે, તોપણ તે તેમનો તિરસ્કાર ન કરે તથા મારે નહિ. ત્યાગીએ ગાળ તથા ભૂંડી વાણી બોલવી નહિ, તેમ જ કોઈ સાથે વૃથા વાદ કરવો નહિ." ૭૩ "બીજા ત્યાગી કે ગૃહસ્થને તૃણની સળીએ કરીને પણ બિવરાવે નહિ" ૭૪ "હે મુને! પૂર્વે ઋષભદેવજીના પુત્ર ભરતજી બ્રાહ્મણના દેહને વિષે જેવી રીતે નિર્માની આદિ લક્ષણો યુક્ત પરમહંસ દશામાં વર્તતા, તેવી રીતે ત્યાગ છે શોભા જેની

---

૭૦ વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ-૧૯

૭૧ સત્સંગી જીવન ચતુર્થ પ્રકરણ, અધ્યાય-૬૬

૭૨ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૫૬

૭૩ સત્સંગી જીવન, ચતુર્થ પ્રકરણ, અધ્યાય ૬૬, શ્લોક-૨૪

૭૪ સત્સંગી જીવન, ચતુર્થ પ્રકરણ, અધ્યાય-૬૬, શ્લોક-૨૬

એવા અમારા સંતોએ વર્તવું." ૭૫ "કેટલાક ત્યાગી સાધુઓ આત્મનિષ્ઠાના અભિમાને કરીને સ્નાન, ધ્યાન, નિત્યકર્મ ઈત્યાદિ સત્ક્રિયાનો પણ ત્યાગ કરે છે, તેવી રીતે અમારા આશ્રિત ત્યાગીઓએ ક્યારે ય કોઈ પણ ધર્મક્રિયાનો ત્યાગ ન કરવો." ૭૬

**ત્યાગીઓનાં (પરમહંસોનાં) આ પંચવર્તમાન કહ્યાં, તે ગૃહસ્થોને પણ મનથી તો પાળવાનાં જ છે.** પોતે જ કહ્યું છે: "ગૃહસ્થ હોય તેણે પણ દેહે કરીને વ્યવહાર કરવો ને મને કરીને તો ત્યાગીની પેઠે જ નિર્વાસનિક રહેવું." ૭૭ સ. ગુ. બ્રહ્માનંદ સ્વામીએ ગૃહસ્થો માટે પણ આ પાંચ વર્તમાન ઘટાવ્યાં છેઃ–

"ધનકાજ વૃથા નહિ ભરતસાખ **નિર્લોભી** એહી વિધિવ્રત રાખ;
ધનઅર્થ કછુ નહિ જૂઠ બોલ, એહી વિધિ **અલોભી** વ્રત અડોલ.
**નિષ્કામ** ગ્રહી એહી ભાંત હોય, તેહી રીત કહું સબ સૂનો સોય;
નિજ નારી વિના અન્ય નારી જેહ, નિજ માત-ભગિની સમ ગનત તેહ.
નહિ હાંસી મર્મ પરત્રિય હિ સંગ, એકાંત નહિ પરત્રિય પ્રસંગ;
પર નારી પરસને અતિ ડરાત, નાગની સમ જાનત જીવઘાત.
જેહી સદન અકેલી પરત્રય હોય, ગૃહીભક્ત રહત નહિ રજની કોય;
નહિ વાટઘાટ પરત્રિય જોત, એહી વિધિ હરિજન કામ ખોત.
એહી વિધિ ત્રિયા પર પુરુષ ત્યાગ, સબ મિલ હરિ ભજ, હે સુભાગ!
નિષ્કામ ગૃહીકી કહી રીત, પ્રભુચરણ રખત નર–નારી ચિત્ત.
ગ્રહી **સ્વાદ તજનકી** કહુ બાત, સુનિયો સબ હરિકે જન સુપાત;
હરિ અરપણ જોગ્ય વસ્તુ ખાય, મદ્ય–માંસ હુંકે નહીં નિકટ જાય.
નહીં હિંગ પલાંડુ લસુન ખાન, બિન છાને જલ નહિ કરત પાન;
તજ ગાંજા ભાંગરુ કૈફ માત્ર, નહિ કરત વ્યસન અધીન ગાત્ર.

૭૫ સત્સંગી જીવન, ચતુર્થ પ્રકરણ, અધ્યાય–૬૬, શ્લોક–૨૮
૭૬ સત્સંગી જીવન, ચતુર્થ પ્રકરણ, અધ્યાય–૬૬, શ્લોક–૩૦
૭૭ વચનામૃત, ગઢડા, પ્રકરણ–૩૭

નિજ જ્ઞાતિ જોગ જિમત જિમાય,
જિહાંતિહાં નહીં હોવત ભ્રષ્ટ જાય;
જેહી ભીતર કેફ અભક્ષ આત, સો ઔષધ નહીં હરિભક્ત ખાત.
નરનારીસ્વાદ તજ એહી પ્રભાંત, શુભ રીત રહત મન અધિક શાંત;
હરિ ગુરુ વચન ગ્રહે ટેક લાય, જાને શિર સંપત સો ન જાય.
જેહી ભાંત ગ્રહી જગ તજત નેહ, પદપરમ પાય હોય નિઃસ્નેહ;
સો કહું રીત સબ વિધિ વખાન, જન સૂનો હોય અબ સાવધાન.
માયાકૃત સબ બ્રહ્માંડ પિંડ, કારજ અરુ કારણ સકલ ઈંડ;
સબ નામરૂપસેં પ્રીત ટાર, રહે ધર્મ તનયપદ ચિત્ત ધાર.
ઉપરસે રાખત જક્ત રીત, અંતર તેહી મિથ્યા દઢ પ્રતીત;
અનુચર જ્યું રહવે નિજ નિકેત, તન મન ધન હરિકું અર્પ દેત;
એહીભાંત ગ્રહીં નિઃસ્નેહ હોય, વરતત સમચિત્ત સબદોપ ખોય.
હરિ ભજત કરત ઉપહાસ લોક, સો તુછ લખી નહીં કરત શોક.
વ્યવહાર કરત હરિવચન ધાર, મુખ બોલત વર્ણાશ્રમવિચાર;
સબ લેન-દેન કરહે સમાન, ઘર હે ઉરમાં હરિ પ્રકટ ધ્યાન.
બાહીર જગરીતિ રખત જાન, અંતર હરિ હરિજન સાથ તાન;
કછુ માન રખત સંસાર સાથ, હરિજનકું નિત પ્રતિ નમત માથ.
એહી રીત તજત જગમાન જેહ, હરિ સાથ કરત સો અધિક નેહ;
હરિકે ગુણ ગાવત પરમ સંત, ઉન સાથ રખત પ્રીતિ અનંત.' ૭૮

આ સંપ્રદાયમાં વર્તમાન ધર્મનો પ્રબંધ એટલો બધો બળવત્તર, આવશ્યક ને અંતઃકરણની શુદ્ધિ આપનારો

સ્વયં કહે છે : "ભગવાનના જ્ઞાનની ઓથ લઈને જે ધર્મને ખોટા કરી નાખે, તેને અસુર જાણવો...માટે આજથી જે કોઈ પંચવર્તમાનરૂપ ધર્મને મૂકીને જ્ઞાનનું કે ભક્તિનું બળ લેશે, તે ગુરુદ્રોહી-વચનદ્રોહી છે; અને એવી ધર્મભંગ વાત જે કોઈ કરતો હોય, તેને વિમુખ કહેવો અને એમ કહેવું, જે 'તમે તો અસુરનો પક્ષ લીધો છે, તે અમે નહિ માનીએ' એમ કહીને તે અધર્મીની વાતને ખોટી કરી નાખવી." ૭૯ વળી પોતે કહે છે: "આ સત્સંગમાં જે વર્તમાનનો પ્રબંધ છે, તેમાં જ્યાં સુધી રહેતો હોય ત્યાં સુધી તો જેવોતેવો હોય, તેને પણ પંચવિષયે કરીને પરાભવ થાય નહિ" ૮૦ એવું દૈવત પંચવર્તમાનમાં રહેલું છે. "પરમાત્માની ને તેમના સંતોની પ્રસન્નતા પણ જે પંચવર્તમાન સંપૂર્ણ રાખે ને તેમાં કોઈ રીતે ખોટ આવવા ન દે, તેના ઉપર જ થાય છે" ૮૧ "પરમાત્મા તુલ્ય સેવા કરવા યોગ્ય સત્પુરુષ હોય તોપણ તેનામાં પંચવર્તમાનની દઢતા જોઈએ જ" ૮૨ એવો ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો સિદ્ધાંત છે.

"વર્તમાન" ગ્રહણ કરવાં એટલે સમાશ્રિત થવું-શરણાગત થવું. જે શરણાગત હોય, તે એક પરમાત્માનો જ દઢ આશ્રય રાખે, એક પરમેશ્વર સિવાય બીજા કોઇને કર્તાહર્તા સમજે નહિ; મહાપ્રલય જેવું દુઃખ આવી પડે, તોપણ તે દુઃખથી રક્ષા કરનાર પરમાત્મા સિવાય બીજાને જાણે નહિ. તેમ જ સુખ જોઈતું હોય તોપણ પ્રકટ પ્રભુ સિવાય અન્ય થકી ઇચ્છે જ નહિ; અને જેમ તે પરમાત્માની આજ્ઞા હોય તે પ્રમાણે જ વર્તે. આવા નિશ્ચયે

૭૯ વચનામૃત, ગઢડા, પ્ર૦ પ્ર૦-૭૭

૮૦ વચનામૃત, ગઢડા, અંત્ય૦ પ્ર૦-૨૬

૮૧ વચનામૃત ગઢડા, પ્ર૦ પ્ર૦-૭૮

૮૨ વચનામૃત, ગઢડા, અંત્ય૦ પ્ર૦-૨૬

કરીને જે શરણાગત થયો હોય–વર્તમાન ગ્રહણ કર્યાં હોય, તેનાં કર્મ પણ પરમાત્મા પોતે જ અંગીકાર કરે છે; અને તેવા ભક્તનું આ લોક તેમ જ પરલોકમાં પરમ કલ્યાણ થાય છે. વર્તમાન ગ્રહણ કરતાં જ એ જીવનાં સંચિત કર્મ તો બળી જાય છે–ક્રિયમાણ તો એ સારાં જ કરે, પરંતુ પ્રારબ્ધકર્મ જે શાસ્ત્ર નિયમાનુસાર ભોગવ્યા વિના નાશ થતાં નથી, તે પણ પરમાત્મા પોતે લઈ લે છે. સામાન્ય નિયમ એવો છે, કે—

नाभुक्तं क्षीयते कर्म, कोटिकल्पशतैरपि ।
अवश्यमेव भोक्तव्यं, कृतं कर्मशुभाशुभम् ॥

કરોડ કલ્પ શત સુધી પણ કર્મ તો ભોગવ્યા વિના નાશ પામે જ નહિ. આ જીવને, કરેલાં શુભાશુભ કર્મ અવશ્ય ભોગવવાં જ પડે છે–પ્રારબ્ધકર્મ તો મોટા મોટા મહાત્મા પુરુષો, સમર્થ, જ્ઞાની, યોગી, મહર્ષિ ઇત્યાદિ સર્વ કોઈએ ભોગવીને જ ઓછું કરેલું છે: તે કર્મ અન્યથા કરનાર તો એક પરમાત્મા જ છે પરમ કૃપાળુ પરમાત્મા શ્રી સહજાનંદ સ્વામી પોતાના સમાશ્રિતોના કર્મની રેખ ઉપર મેખ મારી તે અન્યથા કરે છે. રામાનંદ સ્વામી પાસે વરદાન માગવા નિમિત્તે તે કર્મ સ્વયં ગ્રહણ કરી લે છે વરદાન માગતાં કહે છે: "તમારા 'સત્સંગી' હોય. તેને એક વીંછીનું દુઃખ થવાનું હોય, તો તે મને એક એક રૂંવાડે કોટિ કોટિ વીંછીનું દુઃખ થાઓ, પણ તમારા 'સત્સંગી'ને તે થાઓ નહિ; અને તમારા 'સત્સંગી'-ને પ્રારબ્ધમાં રામપત્તર લખ્યું હોય તે રામપત્તર મને આવે, પણ તમારા 'સત્સંગી' અન્નવસ્ત્રે દુઃખી ન થાય." ૮૩ જે વર્તમાન ગ્રહણ કરી 'સત્સંગી' થાય, સમાશ્રિત થાય, તેનું પ્રારબ્ધ પણ ફેરવી નાખવાનું, તેમ જ અન્નવસ્ત્રે ને દુઃખી ન થાય, તેવી કૃપામય વ્યવસ્થા કરવાનું એવાં બે વરદાન ભગવાન શ્રી સહજાનંદ

૮૩ વચનામૃત, ગઢડા, પ્ર૦ પ્ર૦–૭૦

સ્વામીએ માગી લીધાં ! ! ! કેટલી કૃપા ! કેવી શરણાગત વત્સલતા !!! સર્વને સુવિદિત જ છે, કે અન્નવસ્ત્રની સુવ્યવસ્થા માટે દેશભરમાં ભગીરથ પ્રયત્નો કરવા છતાં તેનો સંતોષકારક ઉકેલ હાથ આવતો નથી, જ્યારે પરમ કૃપાળુ પરમાત્મા શ્રી સ્વામીનારાયણ ભગવાને આશ્રિતોનું-શરણાગતોનું-પ્રારબ્ધ ફેરવી નાખી, અન્નવસ્ત્રનું દુઃખ પણ ટાળી નાખ્યું !!!

ભગવાન શ્રી સહજાનંદ સ્વામી તો અભયવચન આપે છે, કે 'જો તમે વર્તમાન ધર્મ યથાસ્થિત પાળી સાચા સમાશ્રિત થશો, તો હું તમારું રક્ષણ કરીશ. આ સૃષ્ટિના ક્રમ પ્રમાણે સુખ પછી દુઃખ અને દુ ખ પછી સુખ, જીવ-પ્રાણી-માત્રને પ્રાપ્ત થાય છે; પરંતુ તેમાં તમે મારા આશ્રયનું બળ રાખી સ્થિર મતિ રાખજો. વર્તમાનની દૃઢ ટેક રાખી, મારો દૃઢ આશ્રય રાખશો તો તમારે કાંઈ સાધન કરવાનું બાકી રહેશે નહિ; કારણ કે જે સ્વરૂપ તમને પ્રત્યક્ષપ્રમાણ મળ્યું છે, તે પરાત્પર અક્ષરાતીત પૂર્ણ પુરુષોત્તમ છે; પરંતુ જો તમે પંચવર્તમાનની દૃઢ ટેક નહિ રાખો, તો તમારે-મારે લેવાદેવા નથી. તમને તમારું પ્રારબ્ધ આવીને વળગશે અને તમને પણ વિમુખ જીવની માફક તમારાં કર્મ પ્રમાણે સુખદુઃખ પ્રાપ્ત થશે.' આ શબ્દો નિષ્કુળાનંદ સ્વામીએ કાવ્યમાં ઉતાર્યા છે:—

"સુખદુઃખ આવે સર્વે ભેળું, તેમાં રાખજો સ્થિર મતિ;
જાળવીશ મારા જનને, વળી કરીશ જતન અતિ.
એમ કરતાં જો પંડ પડશે, તો આગળ સુખ છે અતિ ઘણું;
પણ વ્રત ટેક જો ટાળશો, તો ભોગવશો સહુ સહુતણું.
નહિ તો તમે નચિંત રહેજો, કરવું તમારે કાંઈ નથી;
જે મળ્યા છે તમને, તે પાર છે અક્ષરથી." ૮૪

---

૮૪ ભક્ત-ચિંતામણિ, પ્રકરણ-૭૬

પોતે વળી કહે છે " ભગવાનથી જે વિમુખ જીવ હોય-તેને જે સુખદુ ખ આવે છે, તે તો પોતાના કર્મે કરીને આવે છે; અને જે ભગવાનનો ભક્ત હોય તેને જેટલુ દુ ખ થાય છે, તે તુચ્છ પદાર્થને અર્થે ભગવાનની આજ્ઞા લોપવે કરીને થાય છે ને જેટલુ સુખ થાય છે, તે ભગવાનની આજ્ઞા પાળવે કરીને થાય છે"[૮૫]

એકાદશ નિયમ

શિક્ષાપત્રીમા સામાન્ય ધર્મો શ્રી સ્વામીનારાયણ ભગવાને કહ્યા છે, તેમા આ એકાદશ નિયમ વિસ્તારપૂર્વક વર્ણવેલા છે, એટલે ત્યાગાશ્રમી તેમ જ ગૃહસ્થાશ્રમી દરેકને એ પાળવાના છે ગૃહસ્થના પ ચવર્તમાનનો પણ આ અગિયાર નિયમમા સમાવેશ થઈ જાય છે, માટે ત્યાગીઓએ પણ ગૃહસ્થના પ ચ-વર્તમાન ઉપરાંત પોતાના નિષ્કામાદિ પ ચવર્તમાન પાળવાનાં હોય છે આ સ પ્રદાયમા ત્યાગી, ગૃહસ્થ સર્વેએ એકાદશ નિયમો સાય પ્રાર્થનાસમયે ભગવત્પ્રતિમા સમક્ષ હમેશા પ્રતિજ્ઞારૂપે બોલવાના હોય છે તે નિયમો નીચે પ્રમાણે છે–

[૧]હિ સા ન કરની જન્તકી, પર ત્રિયા સ ગકો ત્યાગ,[૨]
[૩]માસ ન ખાવત, મધકુ, પીવત નહિ[૪] બડ ભાગ
[૫]વિધવાકુ સ્પર્શત નહિ, કરત ન આત્મઘાત,[૬]
[૭]ચોરી ન કરની કાહૂકી, કલ ક ન કોઈકુ લગાત[૮]
[૯]નિ દત નહિ કોઈ દેવકુ, બિન ખપનો નહિ ખાત,[૧૦]
વિમુખ જીવકે વદનસે, કથા સૂની નહિ જાત[૧૧]

—પ્રેમાન દ સ્વામી

આહાર-શુદ્ધિ

आहारशुद्धौ सत्त्वशुद्धिः એ શ્રુતિવચનના પાલન ઉપર ભગવાન શ્રી સહજાન દ સ્વામીએ ઘણો જ ભાર મૂકયો છે

૮૫ ગઢડા, પ્ર૦ પ્ર૦-૩૪

આહારશુદ્ધિથી અંતઃકરણ શુદ્ધ થાય ને અંતઃકરણ શુદ્ધ થાય, ત્યારે આત્મા પરમાત્માના સ્વરૂપની સ્મૃતિ કાયમ રહ્યા કરે. ભગવાન શ્રી શંકરાચાર્યે સાધનચતુષ્ટય ઉપર ભાર મૂકયો છે, તેમ આ સંપ્રદાયમાં આહારશુદ્ધિ-ઇંદ્રિયોના આહાર શુદ્ધ રાખવા-ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. પોતે કહે છે: "પંચ ઈન્દ્રિયો દ્વારા જીવ જે આહાર કરે છે, તે આહાર જો શુદ્ધ કરે, તો અંતઃકરણ શુદ્ધ થાય; અને અંતઃકરણ શુદ્ધ થાય તો અખંડ ભગવાનની સ્મૃતિ રહે, અને જો પંચ ઇંદ્રિયોના આહારમાથી એક પણ ઇન્દ્રિયનો આહાર મલિન થાય તો અંતઃકરણ પણ મલિન થઈ જાય..."[૮૬] વળી પોતે કહે છે: "ઇંદ્રિયોની જે ક્રિયા છે, તેને જો શ્રીકૃષ્ણ ભગવાન અને તેના ભક્તની સેવાને વિષે રાખે તો અંતઃકરણ શુદ્ધ થાય છે ને અનંત કાળનાં જે પાપ જીવને વળગ્યાં છે. તેનો નાશ થઈ જાય છે, અને જો ઇંદ્રિયોની વૃત્તિઓને સ્ત્રી આદિકના વિષયમા પ્રવર્તાવે છે, તો એનું અંતઃકરણ ભ્રષ્ટ થાય છે ને કલ્યાણના માર્ગ થકી પડી જાય છે."[૮૭] વળી કહે છે: "મોટા પુરુષની સેવામાં ખબરદાર થઈને રહે, તો એનાં પાપ બળીને ભસ્મ થઈ જાય; અને જો અતિ પાપીનો સંગ થાય, તો પાપનો વધારો થાય ને કાંઈક સુકૃત હોય તે પણ નાશ પામે, અને મદિરાપાનની કરનારી પાતરોના ગળામાં હાથ નાખીને બેસે, અને પછી પરમેશ્વરનો વાંક કાઢે, જે 'મારું મન કેમ ઠેકાણે રાખ્યું નહિ?' તેને તો મહામૂર્ખ જાણવો."[૮૮]

"આ જીવ છે ને જેની સોબત કરે છે, તેવું એનું અંત કરણ થાય છે. જ્યારે એ જીવ વિષયી જીવની સભામાં બેઠો હોય અને ને જગ્યા પણ સુંદર સાત માળની હવેલી હોય, તે હવેલીને

૮૬ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૧૮
૮૭ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૮
૮૮ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૫૫

વિષે સુંદર કાચના તકતા જડ્યા હોય અને સુંદર બિછાનાં કર્યાં હોય ને તેમાં નાના પ્રકારનાં આભૂષણ તથા વસ્ત્રને પહેરીને વિષયી જન બેઠા હોય, ને દારૂના શીશા લઈને પરસ્પર પાતા હોય અને કેટલાક તો દારૂના શીશા ભરેલા પડ્યા હોય ને વેશ્યાઓ થેઈથેઈકાર કરી રહી હોય ને નાના પ્રકારનાં વાજિંત્ર વાજતાં હોય, તે સભામાં જઈને જે જન બેસે, તે સમયે તેનું અંતઃકરણ બીજી જાતનું થઈ જાય છે; અને તૃણની ઝૂપડી હોય ને તેમાં ફાટેલ ગોદડીવાળા પરમહંસની સભા બેઠી હોય ને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ભક્તિસહ વર્તમાન ભગવદ્વાર્તા થતી હોય, તે સભામાં જઈને જે જન બેસે તે સમયે તેનું અંતઃકરણ બીજી રીતનું થાય છે; માટે સત્સંગ અને કુસંગને યોગે કરીને જેવું અંતઃકરણ થાય છે, તેને જો વિચારીને જુએ તો જાણ્યામાં આવે છે ને ગબરગંડને કાંઈ ખબર પડતી નથી."[૮૯]

પંચ જ્ઞાનેન્દ્રિય દ્વારા પંચ વિષયનું ગ્રહણ કરવામાં આવે છે, તેની સૂક્ષ્મ અસર અંતઃકરણ ઉપર કેટલી બધી થાય છે, તેનો આબેહૂબ ચિતાર આપતાં પોતે કહે છેઃ—

શબ્દ—"આ જીવ શ્રોત્ર દ્વારા અનંત પ્રકારના શબ્દ સાંભળે છે; તે શબ્દના પણ અનંત પ્રકારના ગુણ જુદા જુદા છે. તે જેવો શબ્દ સાંભળે છે, તેવો જ અંતઃકરણમાં ગુણ પ્રવર્તે છે–જેમ કોઈક હત્યારો જીવ હોય, અથવા કોઈક પુરુષ વ્યભિચારી હોય. અથવા કોઈક સ્ત્રી વ્યભિચારિણી હોય. અથવા લોક અને વેદની મર્યાદાને લોપીને વર્તતો એવો કોઈ ભ્રષ્ટ જીવ હોય, તેમની જે વાત સાંભળવી તે તો લીલાગર (ભાંગ) પીએ અથવા દારૂ પીએ એવી છે; માટે તે વાતના સાંભળનારાના અંતઃકરણને ભ્રષ્ટ કરી નાખે છે; અને ભગવાનનું ભજન, સ્મરણ તથા વર્તમાન તેની વિસ્મૃતિ કરાવી નાખે છે."

૮૯ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ–૧૮

સ્પર્શ—"ત્વચાના સ્પર્શ પણ અનંત પ્રકારના છે અને તેના ગુણ પણ જુદા જુદા અનંત પ્રકારના છે; તેમાં પાપી જીવનો જે સ્પર્શ, તે જ ભાંગ, દારૂ જેવો છે; માટે તે સ્પર્શનો કરનારો હરિભક્ત હોય, તેની પણ શુધબૂધને ભુલાવી દે છે."

રૂપ—"રૂપ પણ અનંત પ્રકારનાં છે ને તેના ગુણ પણ અનંત પ્રકારના જુદા જુદા છે; તે કોઈક ભ્રષ્ટ જીવ હોય ને જો તેનું દર્શન થયું હોય, તો જેમ લીલાગર (ભાંગ) તથા દારૂ પીધે ભૂંડું થાય છે; તેમ જ તે પાપીના દર્શનના કરનારાનું પણ ભૂંડું જ થાય ને બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે."

રસ—"આ જીવ જે નાના પ્રકારનાં ભોજન જમે છે, તે ભોજન પ્રત્યે જુદા જુદા સ્વાદ છે ને જુદા જુદા ગુણ છે; તે ભોજનને જ્યારે જમે છે, ત્યારે તે ગુણ અંતઃકરણમાં તથા શરીરમાં પ્રવર્તે છે; અને જો લીલાગર (ભાંગ) પીએ અને તે પ્રભુનો ભક્ત હોય, તોપણ લીલાગર(ભાંગ)ને કેફે કરીને વર્તમાનની ખબર રહે નહિ ને પ્રભુના ભજનની પણ ખબર રહે નહિ; તેમ અનંત પ્રકારના જે આહાર, તેના ગુણ પણ લીલાગર (ભાંગ)ની પેઠે જ અનંત પ્રકારના છે, તેનો ગણતાં પણ પાર આવે નહિ."

ગંધ—"ગંધ પણ અનંત પ્રકારના છે અને તેના ગુણ પણ અનંત પ્રકારના છે; તે જો પાપી જીવના હાથનું પુષ્પ અથવા ચંદન તેની જો સુગંધી લે, તો જેમ લીલાગર(ભાંગ) પીએ બુદ્ધિ ભ્રષ્ટ થાય; તેમ જ બુદ્ધિ ભ્રષ્ટ થાય છે."

આવી રીતે જેમ ભૂંડાને યોગે કરીને જીવની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે, તેમ પરમેશ્વર અથવા પરમેશ્વરના સંતને યોગે કરીને જીવની બુદ્ધિ સારી થાય છે; અને જીવની બુદ્ધિ ભ્રષ્ટ હોય તોપણ ભગવાન અને સંતના શબ્દને સાંભળવે કરીને ઉત્તમ થાય છે; તેમ

જ એમને સ્પર્શે કરીને પણ મતિ ઉત્તમ થાય છે; અને વર્તમાનની આડે કરીને મોટા સંતનો સ્પર્શ ન થાય, તો તેના ચરણની રજ લઇને માથે ચડાવે તેણે કરીને પવિત્ર થાય; તેમ જ મોટા સંતના દર્શને કરીને પણ પવિત્ર થાય, પણ 'વર્તમાન' રાખીને દર્શન કરવાં; તેમ જ તે મોટાની પ્રસાદી છે, તેને જમવે કરીને પણ પવિત્ર થાય છે; તેમાં પણ વર્ણાશ્રમની મર્યાદા પરમેશ્વરે બાંધી છે, તે મર્યાદાને રાખીને પ્રસાદી લેવી; અને જેને ન ખપે તેણે સાકરની પ્રસાદી કરાવીને પ્રસાદી લેવી, તેમ જ તે મોટા પુરુષને ચઢયું એવું જે પુષ્પચંદન તેની સુગંધી લીધે પણ બુદ્ધિ નિર્મળ થાય છે.

તે માટે એ પંચવિષયને સમજ્યા વિના જે ભોગવશે, અને સાર–અસારનો વિભાગ નહિ કરે, અને તે નારદ–સનકાદિક જેવો હશે, તેની પણ બુદ્ધિ ભ્રષ્ટ થઈ જશે; તો જે દેહાભિમાની હોય, તેની બુદ્ધિ ભ્રષ્ટ થાય તેમાં શું કહેવું ? તે સારુ એ પંચ ઈંદ્રિયોને યોગ્ય–અયોગ્ય વિચાર્યા વિના જે મોકળી મેલશે, તેનું અંતઃકરણ ભ્રષ્ટ થઈ જશે."

આ વાર્તા ઘણી જ મહત્ત્વની હોઈ પોતે ચેતવણી આપે છે:—"આ વાર્તા છે, તે છેક મૂર્ખપણે પશુને પાડે વર્તતો હોય, તેને તો ન સમજાય; અને જે કાંઈક વિવેકી હોય અને કાંઈક ભગવાનનો આશ્રિત હોય, તેને તો આ વાર્તા તરત સમજ્યામાં આવે છે; માટે પરમહંસ તથા સાંખ્યયોગી હરિભક્ત તથા કર્મયોગી હરિભક્ત એ સર્વેએ કુપાત્ર માણસની સંગત કરવી નહિ; અને સત્સંગ મોર તો ગમે તેવો કુપાત્ર જીવ હોય, તેને નિયમ ધરાવીને સત્સંગમાં લેવો; પણ સત્સંગમાં આવ્યા પછી કુપાત્રપણું રાખે, તો બાઈ અથવા ભાઈ જે હોય તેને સત્સંગ બહાર કાઢી મેલવો, અને જો ન કાઢે, તો એમાંથી ઝાઝું ભૂંડું થાય–જેમ જે આંગળીને સર્પે કરડી હોય, અથવા હીડિયારાનો

રોગ થયો હોય તેટલું અંગ જો તરત કાપી નાખે, તો પડે કુશળ રહે; તેનો શોભ કરે, તો આખો બિગાડ થાય–તેમ જે કુપાત્ર જીવ જણાય, તેનો તત્કાળ ત્યાગ કરજો અને આ અમારું વચન છે, તે ભલા થઈને સર્વે જરૂર રાખજો; તો જાણીએ જે તમે અમારી સર્વ સેવા કરી, અને અમે પણ તમને સર્વેને આશીર્વાદ દઈશું ને તમો ઉપર ઘણા પ્રસન્ન થઈશું–કાં જે તમે અમારો દાખડો સુફળ કર્યો, અને ભગવાનનું ધામ છે ત્યાં આપણે સર્વે ભેળા રહીશું; અને જો એમ નહિ રહો તો તમારે ને અમારે ઘણું છેટું થઈ જશે અને ભૂતનું કે બ્રહ્મરાક્ષસનું દેહ આવશે ને હેરાન થશો; અને જે કાંઈ ભગવાનની ભક્તિ કરી હશે તેનું ફળ તો રઝળતાં રઝળતાં કોઈક કાળે પ્રકટ થશે, ત્યારે પણ અમે વાત કરી તે પ્રમાણે રહેશો, ત્યાર પછી મુક્ત થઈ ભગવાનના ધામમાં જશો......અને પંચ ઈંદ્રિયોના આહાર છે, તેને અતિશય શુદ્ધપણે કરીને રાખજો, એ વચન અમારું જરૂરાજરૂર માનજો; અને આ વાર્તા તો સર્વેને સમજાય એવી સુગમ છે, માટે સર્વેના સમજ્યામાં તરત આવી જશે. તે સારુ સત્સંગમાં અતિશય પ્રવર્તાવજો, તેમાં અમારો ઘણો રાજીપો છે.'૯૦

"વર્તમાન", "એકાદશ નિયમ" ને "આહારશુદ્ધિ" એ સર્વે અંતઃકરણની શુદ્ધિ માટે તેમ જ પરમાત્માનો સાક્ષાત્કાર કરવામાં સહાયરૂપ ઉપકરણ છે તે સારુ અત્યંત જરૂરી છે ને તેથી જ ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ તેના પાલન ઉપર આટલો બધો ભાર મૂકયો છે. 'अथातो धर्मजिज्ञासा' પછી જ 'अथातो ब्रह्मजिज्ञासा' હોય છે, તેમ ધર્મના પાલનમાં નિષ્ઠા થયા પછી જ જ્ઞાન–ઉપાસના ઇત્યાદિમાં મુમુક્ષુનો પ્રવેશ

૯૦ વચનામૃત, ગ૦ પ્ર૦ પ્ર૦–૧૮

થાય છે. તે પોતે જ કહે છે: "ધર્મ તો કાચી બુદ્ધિ હોય ને પ્રથમ જ કર્મકાંડરૂપ જે સ્મૃતિઓ તેનું શ્રવણ કરે તો ઊપજે; અને જ્યારે ધર્મને વિષે દઢતા થાય ત્યાર પછી ઉપાસનાના ગ્રંથનું શ્રવણ કરે, ત્યારે જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય એ ઊપજે."૯૧

## (૩) આત્મા-અનાત્માવિવેક

ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો પ્રાદુર્ભાવ આ પૃથ્વી ઉપર જીવોનું આત્યંતિક કલ્યાણ કરવા સારુ મુખ્યત્વે હોઈ એમનો સદુપદેશ આત્મા ને પરમાત્માને અનુલક્ષીને વિશેષતઃ હોય છે–જો કે નિઃશ્રેયસની સાથે 'પ્રેયસ્'નો વિચાર પણ વિસારવામાં આવ્યો નથી. એમના આદેશો ઝીલનાર–એમનો સમાશ્રય કરનાર–આ લોકમાં તેમ જ પરલોકમાં સુખી થાય છે. જે સુખદુઃખ જીવોને પ્રાપ્ત થાય છે, તે સર્વ કર્મફળ-પ્રદાતા શ્રી સ્વામીનારાયણ ભગવાનની ઇચ્છાથી પ્રાપ્ત થાય છે, એવી સંપ્રદાયના અનુયાયીઓની દઢ માન્યતા છે એકાંતિક ભક્તોને તો 'ભગવાનની ઇચ્છા તે જ પ્રારબ્ધ છે' અને 'પ્રત્યક્ષ પરમાત્મા શ્રી સ્વામીનારાયણ ભગવાન જ દેહના પ્રવર્તાવનારા છે' માટે ગમે તો દેહને હાથીએ બેસારો કે ગમે તો બંધીખાનામાં નખાવો ને ગમે તો દેહમાં કોઈ મોટો રોગ પ્રેરો, પણ કોઈ દિવસ ભગવાન આગળ એવી પ્રાર્થના કરવી નથી, કે 'આ મારું દુઃખ છે, તેને ટાળો.'૯૨

તેમ જ "શૂળી પર ચડાવ્યો હોય, ને તે સમયે સાક્ષાત્ પરમાત્મા સમીપમાં વિરાજતા હોય તો પણ તે ભક્ત સંકલ્પ સરખો પણ ન કરે, કે 'આ ભગવાન મને શૂળીના કષ્ટ થકી મુકાવે તો ઠીક.' આવા નિષ્કામ ભક્તો દેહના સુખનો સંકલ્પ

૯૧ વચનામૃત, લોયા-૯ ૯૨ વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ-૧૩

પણ કરતા નથી; જે કષ્ટ આવે તે સહન કરી લે છે."૯૩ પોતે સ્પષ્ટ શબ્દોમાં મુમુક્ષુઓને ચેતવણી આપે છે: "ભગવાનનો નિશ્ચય કરવો તે એકલો પોતાના જીવના કલ્યાણને જ અર્થે કરવો, પણ કોઈક પદાર્થની ઇચ્છાએ કરીને ન કરવો" જે 'હું સત્સંગ કરું, તો મારો દેહ માંદો છે તે સાજો થાય' અથવા 'વાંઝિયો છું, તે દીકરો આવે' કે 'દીકરા મરી જાય છે, તે જીવતા રહે' કે 'નિર્ધન છું, તે ધનવાન થાઉં' કે 'ગામગરાસ ગયો છે, તે સત્સંગ કરીએ તો પાછો આવે'......જો કે જે સત્સંગ કરે છે, તેને વ્યવહારે દુઃખ થવાનું લખ્યું હોય તે થાય નહિ, તોપણ પદાર્થ નાશવંત છે; માટે પદાર્થની ઇચ્છાએ કરીને સત્સંગ કરે, તો પરમાત્માના સ્વરૂપના નિશ્ચયમાં સંશય થયા સિવાય રહે નહિ; માટે સત્સંગ કરવો તે તો એકલો નિષ્કામપણે પોતાના જીવના કલ્યાણને અર્થે જ કરવો........"૯૪

આ લોકનું માયિક સુખ જે 'તુચ્છ, નાશવંત ને અપાર દુઃખનું કારણ' છે, તે પરમાત્માના સ્વરૂપનું વિસ્મરણ કરાવનાર હોઈ પરમાત્માથી વિમુખ કરાવનાર છે, એવો ભગવાન શ્રી સહજાનંદસ્વામીનો સિદ્ધાંત છે. જે સુખથી પોતાના ભક્તોને બંધન થાય, તેવું સુખ કયારે ય તેમને આપતા નથી; ને જે દુઃખથી પોતાના ભક્તોને આત્મા–પરમાત્માના સ્વરૂપનું સ્મરણ થાય, તેવું દુઃખ આપે છે. શ્રી સ્વામીનારાયણ ભગવાનના સદુપદેશોના અભ્યાસીને આટલું તો જરૂર પ્રતીત થાય જ, કે એમના સદુપદેશોમાં બારાખડીરૂપે ગળથૂથીમાં "તું દેહ નહિ, તું આત્મા છું–બ્રહ્મરૂપ છું–ભગવાનનો દાસ છું' એ જ સંસ્કારોનું સિંચન કરવામાં આવે છે. ભક્તિ પણ જે દેહરૂપ થઈને કરે

૯૩ વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ-૨૮
૯૪ વચનામૃત, ગઢડા, પ્ર૦ પ્ર૦–૭૦

છે, તેની ભક્તિ આસુરી થઈ જાય છે, એવો પોતાનો સિદ્ધાંત છે શિક્ષાપત્રીમા વેદ–વેદાંતના રહસ્યરૂપ એક જ શ્લોકથી પોતે આજ્ઞા કરે છે —

निजात्मानं ब्रह्मरूपं देहत्रयविलक्षणम् ।
विभाव्य तेन कर्तव्या भक्तिः कृष्णस्य सर्वदा ॥

"સ્થૂળ, સૂક્ષ્મ ને કારણ–એ ત્રણ દેહથી વિલક્ષણ એવો જે પોતાનો જીવાત્મા, તેને બ્રહ્મરૂપની ભાવના કરીને પછી તે બ્રહ્મરૂપે કરીને શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ સર્વ કાળને વિષે કરવી " ૯૫

દેહરૂપ થઈને ધર્માચરણ કરે, જ્ઞાન શીખે વૈરાગ્ય આચરે અથવા ભક્તિમા પ્રવૃત્ત થાય, તો પણ તે સર્વ નિષ્ફળ જાય છે દેહરૂપે વર્તે તેનામા અધર્મનો સર્ગ પ્રવેશ થવા પામે છે– દેહાત્મબુદ્ધિ દેહાભિમાન વગેરે ઉત્પન્ન થાય છે, ને અંતે તે મુમુક્ષુ આત્મા પરમાત્માના અલૌકિક માર્ગમાથી ચલિત થાય છે "આત્મજ્ઞાનનુ માન હોય, વૈરાગ્યનું માન હોય, ભગવાન

સર્વ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે, તેને આજ સમજે કે ઘણા દિવસે કરીને સમજે–અને હનુમાન, નારદ, પ્રહ્લાદ એ જે મોટા મોટા ભગવાનના ભક્ત તેમણે પણ ભગવાન પાસે એમ જ માગ્યું છે, જે 'અહંમમત્વરૂપ માયા થકી રક્ષા કરજો અને તમારે વિષે પ્રીતિ થજો; અને એ માયાને તર્યા હોય ને તમારે વિષે પ્રીતિવાળા હોય, એવા જે સાધુ તેનો સંગ થજો; ને સાધુને વિષે હેત ને મમત્વ થજો' માટે આપણે પણ એમ કરવું ને એમ માગવું; અને એનું શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવું."૯૮

"આ દેહને તો પોતાનું સ્વરૂપ માનવું નહિ અને દેહનાં સંબંધીને પોતાનાં સંબંધી માનવાં નહિ; કેમ જે આ જીવ છે તે ચોરાસી લાખ જાતના દેહને પૂર્વે ધરી આવ્યો છે, અને જેટલી જગતમાં સ્ત્રીઓ છે તે સર્વેને પેટ જન્મ લીધા છે, તથા જગતમાં જેટલી કૂતરીઓ, મીનડીઓ, વાનરીઓ, આદિ જે જે ચોરાસીમાં જીવ છે, તે સર્વેને પેટ કેટલાક વાર જન્મ ધર્યા છે; અને આ જગતમાં જેટલી જાતની સ્ત્રીઓ છે તેમાં કઈ એણે સ્ત્રી નથી કરી? સર્વેને પોતાની સ્ત્રીઓ કરી છે. તેમ જ એણે સ્ત્રીના દેહ ધરીધરીને જગતમાં જેટલી જાતના પુરુષ છે, તે સર્વેને પોતાના ધણી કર્યા છે. તેટલા માટે જેમ એ ચોરાસી લાખ જાતના સગપણને હમણાં માનતા નથી, તેમ આ દેહને પોતાનું સ્વરૂપ માનવું નહિ; અને આ દેહનાં સંબંધીને પોતાનાં સંબંધી માનવાં નહિ; કેમ જે ચોરાસી લાખ જાતના દેહ ધર્યા તેનો સંબંધ રહ્યો નહિ, તો આ દેહનો સંબંધ પણ નહિ રહે......જે આવી રીતે નથી સમજતો અને કેવળ દેહાભિમાની ને પ્રાકૃત મતિવાળો છે......એને ખરેખરો ભગવાનનો એકાંતિક ભક્ત ન કહેવાય."૯૯

૯૮ વચનામૃત, ગઢડા, અંત્ય૦ પ્ર૦–૩૯
૯૯ વચનામૃત, ગઢડા, પ્ર૦ પ્ર૦–૨૧

આત્મા-અનાત્માવિવેક શિખવાડવા પોતે કહી દે છે: "આ જીવને વિપરીત ભાવના થઈ છે, જેથી પોતાને દેહથી પૃથક્ જે જીવાત્મા તે રૂપે નથી માનતો, ને દેહરૂપ માને છે. જીવાત્માને વિષે દેહ તો કેવી રીતે વળગ્યો છે? તો જેમ કોઈક પુરુષ હોય તેણે દરજીને ઘેર જઈને ડગલો શિવડાવીને પહેર્યો, ત્યારે તે એમ માને, જે દરજી તે મારો બાપ છે ને દરજણ તે મારી મા છે-એમ જે માને તે મૂર્ખ કહેવાય-તેમ આ જીવને આ દેહરૂપ જે ડગલો તે કયારેક તો બ્રાહ્મણ ને બ્રાહ્મણી થકી ઉત્પન્ન થાય છે, અને કયારેક તો નીચ જાતિમાંથી ઉત્પન્ન થાય છે; તથા ચોરાસી લાખ જાતિ થકી દેહ ઉત્પન્ન થાય છે, તે દેહને વિષે પોતાપણું માને અને તે દેહના માબાપને પોતાનાં માબાપ માને, તે મૂર્ખ કહેવાય; અને તેને પશુ જેવો જાણવો... ..અને જ્યાં સુધી દેહને પોતાનું રૂપ માને છે, ત્યાં સુધી એની સર્વે સમજણ વૃથા છે; અને જ્યાં સુધી વર્ણનું કે આશ્રમનું માન લઈને ફરે છે, ત્યાં સુધી એને વિષે સાધુપણું પણ આવતું નથી; માટે દેહ ને દેહના સંબંધીને વિષે અહં-મમત્વનો ત્યાગ કરીને, પોતાના આત્માને બ્રહ્મરૂપ માનીને સર્વ વાસનાનો ત્યાગ કરીને સ્વધર્મમાં રહ્યો થકો જે ભગવાનને ભજે છે, તે સાધુ કહેવાય-અને જેને એવું સાધુ-પણું આવ્યું, તેને ને પુરુષોત્તમ ભગવાનને કાંઈ છેટું રહેતું નથી-અને બીજું સર્વે થાય, પણ એવી સાધુતા આવવી તો ઘણી કઠણ છે."૧૦૦ "જ્યારે પોતાને આત્મારૂપ માનીએ, ત્યારે તે આત્માની જન્મભૂમિ કઈ? ને તે આત્માનું સગું કોણ? ને તે આત્માની જાત પણ કઈ?......ચોરાસી લાખ જાતનાં જે માબાપ તે અજ્ઞાને કરીને વીસર્યાં છે, તેમ આ મનુષ્યશરીરનાં જે માબાપ છે, તેમને જ્ઞાને કરીને વિસારી દેવાં."૧૦૧

૧૦૦ વચનામૃત, ગ૦, પ્ર૦ પ્ર૦-૪૪ ૧૦૧ વચનામૃત, ગ૦ પ્ર૦ પ્ર૯

આ લોક, દેહ, ગેહ, આ લોકનાં માયિક પદાર્થ એ સર્વ મિથ્યા હોઈ, મિથ્યા થઈ જવાનાં છે; માટે તેમાંથી આસક્તિ ટાળી, સત્ય એવો પોતાનો આત્મા અને સત્ય-સ્વરૂપ પરમાત્માને વિષે પ્રીતિ કરવી, એવો શ્રી સ્વામી-નારાયણ ભગવાનનો સિદ્ધાંત છે. આ લોકમાં તો ફક્ત 'નિર્વાહ' કરી લેવાનો છે. ધર્મથી દરેક સાથે વર્તન કરવું–શરીર પ્રત્યેના ધર્મ, માતાપિતા, સગાંસહોદર, પાડોશી, મિત્ર, દેશબંધુ ઇત્યાદિ સર્વ પ્રત્યેના ધર્મ અનાસક્ત રહી અદા કરવા; પરંતુ જીવનનું એ પરમ ધ્યેય નથી: આ દષ્ટિબિંદુ સાચા સત્પુરુષોનું હોય છે. પોતે આદર્શ સત્પુરુષની સ્થિતિ વર્ણવતા કહ્યું છે : "કોઈ સત્પુરુષ છે, તેને આ લોકના સુખમાં તો પ્રીતિ જ નથી અને પરલોક જે ભગવાનનું ધામ તથા ભગવાનની મૂર્તિ, તેને વિષે જ વાસના છે; અને જે તેનો સંગ કરે, તેનું પણ એવી જ જાતનું હિત કરે, જે 'આ મારો સંગી છે, તેને આ સંસારની વાસના તૂટી જાય ને ભગવાનને વિષે પ્રીતિ થાય તો ઘણું સારું છે' અને જેટલું કાંઈ જતન કરે, તે સર્વે દેહને મૂકીને ભગવાનના ધામમાં ગયા કેડે સુખ આપે એવું જ કરે, પણ દેહના સુખને અર્થે તો કાંઈ ક્રિયા કરે જ નહિ......"[૧૦૨] "આ સંસારને વિષે જે સત્પુરુષ હોય, તેને તો કોઈક જીવને લૌકિક પદાર્થની હાણ-વૃદ્ધિ થતી દેખીને તેની કોરનો હર્ષ-શોક થાય નહિ; અને જ્યારે કોઈકનું મન ભગવાનના માર્ગમાંથી પાછું પડે, ત્યારે ખર-ખરો થાય છે, કાં જે થોડાક કાળ જીવવું ને એનો પરલોક બગડશે, માટે એને મોટી હાણ થાય છે; અને ભગવાનના જે અવતાર પૃથ્વીને વિષે થાય છે, તે ધર્મના સ્થાપનને અર્થે

૧૦૨ વચનામૃત ગઢડા, પ્રથમ પ્રકરણ–૬૭

થાય છે, તે કેવળ વર્ણાશ્રમના ધર્મસ્થાપન અર્થે જ નથી થતા, કેમ જે વર્ણાશ્રમધર્મ તો સપ્તર્ષિ આદિક જે પ્રવૃત્તિધર્મના આચાર્ય છે, તે પણ સ્થાપન કરે છે, માટે એટલા સારુ જ ભગવાનના અવતાર નથી થતા, ભગવાનના અવતાર તો પોતાના એકાંતિક ભક્તના જે ધર્મ, તેને પ્રવર્તાવવાને અર્થે થાય છે, અને વળી જે એકાંતિક ભક્ત છે, તેને દેહે કરીને **મરવું એ મરણ નથી; એને તો એકાંતિકના ધર્મમાંથી પડી જવાય, એ જ મરણ છે......**"[૧૦૩] "વિષયસુખ તો ચોરાસી લાખ યોનિમા જ્યા જ્યા આ જીવે જન્મ ધર્યા ત્યા ત્યા સર્વત્ર પ્રાપ્ત થયુ છે...તેમા કોઈ પ્રારબ્ધનું કારણ નથી ને ભગવાનની કૃપાનુ પણ કારણ નથી, એ તો સહેજે પ્રાપ્ત થાય છે, અને વળી જો ભગવાનનું ભજન નહિ કરે, તો જે જે યોનિમા જશે ત્યા ત્યા અનંત વિષયસુખ પ્રાપ્ત થશે–તેમા કોઈ દેવતાનું પણ સેવન–પૂજન નહિં કર્યું જોઇએ ને કોઈ મંત્રનો જપ પણ નહિ કર્યો જોઈએ, એ તો સહજે જ તે સુખને પામશે, અને આ જીવે કેટલીક વાર દેવતા થઈને દેવલોકના પણ સુખ ભોગવ્યા છે ને કેટલીક વાર ચક્રવર્તી રાજા થઈને પૃથ્વીમા પણ અનંત સુખ ભોગવ્યા છે. તો પણ એ જીવને વિષયસુખને ભોગવ્યાની તૃષ્ણા ટળતી નથી .. ..'[૧૦૪] ભગવાન શ્રી સહજાનંદ સ્વામી ગૃહસ્થ હરિભક્તો માટે પણ આદર્શ બતાવે છે, કે "ગૃહસ્થને તો એમ સમજવું, કે 'જેમ પૂર્વે ચોરાસી લાખ જાતના મારે માબાપ તથા સ્ત્રી–છોકરા થયા હતા, તેવા ને તેવા જ આ દેહના પણ છે, ને કેટલાક જન્મની મા, બેન, દીકરી તે રઝળતી હશે, તેની જેમ મારે મમતા નથી, તેમ આ દેહના સંબંધી તેની પણ મારે મમતા ન રાખવી'

૧૦૩ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ–૪૬
૧૦૪ વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ–૧૪

એવી રીતે વિચાર કરીને સર્વમાંથી પ્રીતિ તોડી ભગવાનને વિષે દઢ પ્રીતિ કરવી ને સાધુનો સમાગમ રાખવો..."[૧૦૫]

વળી પોતે કહે છે: "આત્મા છે, તે બ્રાહ્મણ નથી, ક્ષત્રિય નથી, કણબી નથી, કોઈનો દીકરો નથી, કોઈનો બાપ નથી. એની કોઈ જાત નથી, નાત નથી......અને એ આત્મા અનેક યોનિને પામ્યો છે ને એમ કહેવાય છે, જે 'જેટલું સમુદ્રનું પાણી છે, તેટલું એ જીવ પોતાની માતાનું દૂધ ધાવ્યો છે' અને ત્યાં અનેક પ્રકારે મરાણો છે, તો પણ મર્યો નથી, જેવો છે તેવો ને તેવો જ છે; અને એ અજ્ઞાન-અવસ્થામાં પોતાને દેહરૂપે માનતો હતો, ત્યારે પણ ન મર્યો: તો હવે આપણને એનું જ્ઞાન થયું, ત્યારે તો એ કેમ મરશે ? એવો જે આત્મા તેને પોતાનું સ્વરૂપ માનવું......"[૧૦૬] "આ દેહમાં રહેનાર જીવ છે, તે રૂપને જુએ છે, કુરૂપને જુએ છે તથા બાળ, યૌવન ને વૃદ્ધપણાને જુએ છે-એવા અનંત પદાર્થને જુએ છે, પણ જોનારો પોતે પોતાને જોતો નથી, તે જ અજ્ઞાનીમાં અતિશય અજ્ઞાની છે; અને જેમ નેત્રે કરીને અનંત પ્રકારના રૂપના સ્વાદને લે છે, તેમ જ શ્રોત્ર, ત્વક્, રસના, ઘ્રાણ ઈત્યાદિક સર્વ ઇંદ્રિયોએ કરીને વિષયસુખને ભોગવે છે ને જાણે છે, પણ જોનારો પોતે પોતાના સુખને ભોગવતો નથી ને પોતે પોતાના રૂપને જાણતો નથી, એ જ સર્વ અજ્ઞાનીમાં અતિશય અજ્ઞાની છે, ઘેલામાં અતિશય ઘેલો છે, મૂર્ખમાં અતિશય મૂર્ખ છે ને એ જ સર્વ નીચમાં અતિશય નીચ છે......"[૧૦૭]

આત્મા-અનાત્માનો વિવેક દરેક મુમુક્ષુઓએ અવશ્ય સમજવો જોઈએ. એવો ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો

૧૦૫ વચનામૃત, કારિયાણી-૭
૧૦૬ વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ-૩૯
૧૦૭ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૨૦

આગ્રહ છે. પોતે કહે છે: "એક શ્લોકે કરીને, બે શ્લોકે કરીને, પાંચ શ્લોકે કરીને, સો શ્લોકે કરીને અથવા હજાર શ્લોકે કરીને જે ચોખ્ખું સમજાઈ જાય, તે જ સમજણ સુખદાયી થાય છે, પણ ગોબરી સમજણ સુખદાયી થતી નથી; માટે એમ ચોખ્ખું સમજે, જે હું આત્મા તે મારા જેવો ગુણ દેહને વિષે એકે ય આવતો નથી; અને જડ દુઃખ ને મિથ્યા રૂપ, જે દેહ તેના ગુણ, હું ચૈતન્ય તે મારે વિષે એકે ય આવતો નથી, એવી વિક્તિ સમજીને અત્યંત નિર્વાસનિક થઇને, ચૈતન્યરૂપ થકો પુરુષોત્તમ ભગવાનનું ચિંતવન કરે, એવો જે જડ-ચૈતન્યનો વિવેક તેને દૃઢ વિવેક જાણવો; અને ઘડીક પોતાને આત્મારૂપ માને ને ઘડીક દેહરૂપ માનીને સ્ત્રીનું ચિંતવન કરે, એને ગોબરો જાણવો"......"આઠે પહોર આત્માનો વિચાર કરીને, એક ઘડી પોતાને દેહરૂપ માનીને સ્ત્રીનું ચિંતવન કરે, તો એનો સર્વે વિચાર ધૂળમાં મળી જાય છે; માટે અત્યંત નિર્વાસનિક થવાય, એવો ચોખ્ખો આત્મવિચાર કરવો."[૧૦૮]

**આ આત્મા-અનાત્માનો વિવેક પરમાત્માના સ્વરૂપને વિષે જેને જેટલી નિષ્ઠા હોય, તેટલો જ સિદ્ધ થાય છે;** તે કહ્યું છે, કે "કેટલાક સિદ્ધ થાય છે, કેટલાક સર્વજ્ઞ થાય છે ને કેટલાક દેવતા થાય છે ઇત્યાદિ અનંત પ્રકારની મોટપ પામે છે; તથા પરમપદ પામે છે-એ સર્વે ભગવાનની ઉપાસનાના બળે પામે છે, પણ ઉપાસના વિના કોઈ વાત સિદ્ધ થતી નથી; માટે શાસ્ત્રમાંથી આત્મા-અનાત્માની વિક્તિ (વિવેક)સમજીને અથવા કોઈક મોટા સંતના મુખથી વાત સાંભળીને, જાણે હું આત્મા-અનાત્માની વિક્તિ કરી લઉં; એમ વિક્તિ થતી નથી-એ તો એ જીવને જેટલી પોતાના ઇષ્ટ દેવ જે પરમેશ્વર, તેને વિષે નિષ્ઠા હોય તેટલો જ આત્મા-અનાત્માનો વિવેક થાય છે, પણ

૧૦૮ વચનામૃત, સારંગપુર-૪

ઇષ્ટ દેવના બળ વિના તો કોઈ સાધન સિદ્ધ થતાં નથી..."[૧૦૯]

પોતે કહે છે: 'હું દેહ નથી, હું તો દેહથી નોખો ને સર્વેનો જાણનારો આત્મા છું' એવી જે આત્મનિષ્ઠા તે જ્યારે અતિશય દૃઢ થાય, ત્યારે કામ, ક્રોધ, લોભ તથા ભયને યોગે કરીને પણ ધીરજ ડગે નહિ; અને આત્મનિષ્ઠા વિના બીજા અનેક ઉપાય કરે, તો પણ ધીરજ રહે નહિ.'

આત્મનિષ્ઠા અંતસમે સહાય ન કરે, તે વખતે તો ભગવાનની ઉપાસના જ કામમાં આવે છે. તે પોતે કહ્યું છે, કે "જેમ નદી તરવી હોય ત્યાં તો જેને તરતાં આવડતું હોય તે તરી જાય, ને જેને તરતાં ન આવડતુ હોય તે તો ઊભો થઈ રહે; પણ જ્યારે સમુદ્ર તરવો હોય, ત્યારે તો બેયને વહાણનું કામ પડે છે–તેમ ટાઢ, તડકો, ભૂખ, તરસ, માન, અપમાન, સુખદુઃખ તેરૂપ નદીને તો આત્મનિષ્ઠાવાળો તરી જાય; પણ મૃત્યુસમય તો સમુદ્ર જેવો છે; માટે ત્યાં તો આત્મનિષ્ઠાવાળો હોય તથા વગર આત્મનિષ્ઠાવાળો હોય, એ બેયને ભગવાનની ઉપાસનારૂપ વહાણનું કામ પડે છે; માટે અંતકાળે તો ભગવાનનો દૃઢ આશરો હોય તે જ કામમાં આવે છે, પણ આત્મનિષ્ઠા કાંઈ કામમાં આવતી નથી, તે સારુ ભગવાનની ઉપાસના દૃઢ કરીને રાખવી"[૧૧૦]

હવે આપણે શબ્દાદિક પંચવિષયમાં આસક્તિ તથા દેહને વિષે અહંબુદ્ધિ અને દેહના સંબંધીને વિષે મમત્વબુદ્ધિ તેને કેવી સહેલાઈથી જીતવી, તે વિષયમાં ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ દર્શાવેલા ઉપાયો વિચારીએ:

'પંચવિષયોનો વિષની માફક ત્યાગ કરો' એવો ઉપદેશ

૧૦૯ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ–૫૬
૧૧૦ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ–૬૧

આપણે ઘણી જગ્યાએ સાંભળીએ છીએ; પરંતુ 'વિષયો ખોટા છે, મિથ્યા છે, દુઃખદાયી છે' એવો ઉપદેશ આપનારા પણ વિષયાસક્તિ ટાળી શકતા નથી, એવો પણ આપણે અનુભવ કરીએ છીએ.

ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે પણ કહ્યું છેઃ—

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः।
रसवर्ज्यं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥

ઇંદ્રિયોને વિષયોનો આહાર ન કરવા દે ત્યાં સુધી વિષયો નિવૃત્ત પામેલા જણાય; પરંતુ જ્યાં સુધી વિષય ભોગવવાની આસક્તિ ટળી નથી, ત્યાં સુધી વિષયો યથાર્થ નિવૃત્ત પામ્યા ન કહેવાય.

"ઉપર તજતાં અંત ન આવે,
જિયાં લગી ભીતરમાં ભાવે;
અંતરમાંથી ઊલટી થાય,
ત્યારે તે પાછું નવ ખવાય.
એ સુખ ઓકી નાખ્યુ સંતે આપે,
સ્વામી સહજાનંદ પ્રતાપે." ૧૧૧

—નિષ્કુળાનંદ સ્વામી

વિષયાસક્તિ તો 'परं दृष्ट्वा निवर्तते' પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર થાય ત્યારે નાશ પામે: આવો સાક્ષાત્કાર પામનારા પુરુષો વિરલ હોય, માટે જ ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ 'રાજયોગ' જેવો સહેલામાં સહેલો ઉપાય બતાવ્યો: "વિષયોનો ધર્મથી ઉપભોગ કરો; ફક્ત પાટો બદલો. માયિક પંચવિષયને બદલે પરમાત્મા સંબંધી પંચ-વિષયોનું સેવન કરો. વિષયો સિવાય તો નારદ–સનકાદિક

૧૧૧ ભક્તચિંતામણિ, પ્રકરણ-૧૦૬

જેવા મુક્ત પુરુષો પણ રહી શકતા નથી; પરંતુ તે વિષયો પ્રકૃતિજન્ય નહિ, પણ પરમાત્માના સંબંધવાળા પંચવિષયો; પ્રકૃતિજન્ય માયિક વિષયોનું સેવન બુદ્ધિમાં અંધકાર પાથરે છે, જન્મમરણ સંસૃતિ કરાવે છે; જ્યારે ભગવાન સંબંધી પંચવિષયો બુદ્ધિમાં જ્ઞાન તથા પ્રકાશ કરી, આત્યંતિક કલ્યાણનો માર્ગ ખુલ્લો કરે છે: ગૃહસ્થાશ્રમમાં રહો કે ત્યાગાશ્રમમાં, બ્રાહ્મણ હો કે શૂદ્ર, પુરુષ હો કે સ્ત્રી; પરંતુ જે ભગવાન સંબંધી પંચવિષયનું સેવન કરે, તેની વિષયાસક્તિ જરૂર નાશ પામે ને ભગવાનના સ્વરૂપનું દિવ્ય સુખ પણ તે અનુભવે. જેમ પ્રાકૃત મનુષ્યોને માયિક પંચવિષયને વિષે જળમીનત્વ થઈ ગયું છે, તેવું જ્યારે ભગવાન સંબંધી પંચવિષય માટે થાય, ત્યારે ભગવાનનું સુખ અનુભવાય. તે કહ્યું છે, કે 'જેમ માછલું હોય તેને જળ છે, તે જીવનરૂપ છે; તે જળનો યોગ જ્યાં સુધી હોય, ત્યાં સુધી તે જળમાં માછલું ચાલે–હાલે, ક્રીડા કરે; ને જળનો વિયોગ થાય, ત્યારે તેની ચંચળતા ટળી જાય ને મરી જાય.' તેમ જેને પંચવિષયે કરીને જીવનપણું જ્યાં સુધી મનાયું છે ને તેણે કરીને સુખ માન્યું છે ને તેનો વિયોગ થાય ત્યારે મૂઆ જેવો થઈ જાય છે, એવો જે હોય તે ભગવાનના સુખને ક્યારે ય પણ પામે નહિ; અને પંચવિષયે કરીને જેને જીવનપણું ટળી ગયું છે, તે જ ભગવાનના સુખને અનુભવે છે ને ભોગવે છે ને એવાને જ ભગવાનના સુખની પ્રાપ્તિ થાય છે.'' [૧૧૨] આ સંસારમાં જેમ વિષયી જીવ માયિક પંચવિષય વિના રહી શકતા નથી, તેમ ભગવાનના એકાંતિક ભક્ત ભગવાન સંબંધી પંચવિષય સિવાય રહી શકતા નથી; વનમાં જવું નહિ, અષ્ટાંગ યોગ સાધવો નહિ–ભલેને ઘરમાં જ રહેતો હોય, છતાં માયિક

[૧૧૨] વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ–૨૮

પંચવિષયોમાંથી પ્રીતિ ટાળી ભગવાન સંબંધી પંચવિષયનું જળમીનત્વ થઈ જાય તો તેની વિષયાસક્તિ નાશ પામે. શ્રી સ્વામીનારાયણ ભગવાનના શ્રીમુખના શબ્દો વિચારીએ: "**આ સંસારમાં જે વિષયી જીવ હોય, તે પંચવિષય વિના રહી શકે નહિ–તે જેમ એ વિમુખ જીવને પંચવિષય છે, તેમ હરિભક્તને પણ પંચવિષય છે, પણ તેમાં ભેદ છે–તે ભેદ કેમ છે? તો તે વિષયી જીવ તો ભગવાન વિના અન્ય જે ગ્રામ્યવિષય, તેને ભોગવે છે; અને ભગવાનના ભક્ત છે, તેને તો ભગવાનની કથા સાંભળવી, તે જ શ્રોત્રનો વિષય છે; ભગવાનના ચરણારવિંદનો સ્પર્શ કરવો, અથવા સંતના ચરણની રજનો સ્પર્શ કરવો, તે ત્વચાનો વિષય છે; ભગવાન અથવા સંતનાં દર્શન કરવાં, તે નેત્રનો વિષય છે; ભગવાનનો પ્રસાદ લેવો તથા ભગવાનના ગુણ ગાવા, તે જીભનો વિષય છે; અને ભગવાનને ચઢ્યાં એવાં જે પુષ્પાદિ તેની સુગંધી લેવી, તે ઘ્રાણનો વિષય છે–એવી રીતે વિમુખ અને હરિભક્તના વિષયમાં ભેદ છે; અને એવી રીતના વિષય વિના તો હરિભક્તે પણ રહેવાતું નથી; અને નારદ–સનકાદિક જેવા અનાદિ મુક્ત છે, તેણે પણ એવા પંચવિષય વિના રહેવાતું નથી–તે સમાધિમાં ઘણા કાળ રહે છે, પણ તે સમાધિમાંથી નીકળીને ભગવાનનાં કથાકીર્તન–શ્રવણાદિ વિષયને ભોગવે છે...**"[૧૧૩]

વળી પોતે કહે છે: 'જે ભક્તની ચિત્તવૃત્તિ ભગવાનના સ્વરૂપને વિષે જોડાણી, તેને અષ્ટાંગયોગ વગર સાધે સધાઈ રહ્યો; કારણ કે અષ્ટાંગ યોગ જે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા ને સમાધિ એ આઠ અંગે

૧૧૩ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્ર૦–૬૨

યુક્ત છે, તે તો સાધનરૂપ છે ને એનું ફળ તે ભગવાનને વિષે નિર્વિકલ્પ સમાધિ છે–તે જ્યારે એવી નિર્વિકલ્પ સમાધિ થાય, ત્યારે પ્રાણને નિરોધે કરીને ચિત્તનો નિરોધ થાય છે; પરંતુ જો ચિત્ત નિર્વાસનિક થઈને ભગવાનને વિષે જોડાય છે, તો તે ચિત્તને નિરોધે કરીને પ્રાણનો નિરોધ થાય છે; માટે જેમ અષ્ટાંગયોગ સાધવે કરીને ચિત્તનો નિરોધ થાય છે, તેમ ભગવાનના સ્વરૂપને વિષે જોડાવે કરીને ચિત્તનો નિરોધ થાય છે."[૧૧૪]

**અહં–મમત્વરૂપ માયા**

માયાનું લક્ષણ ભગવાન શ્રી સહજાનંદ સ્વામી શિક્ષપત્રીમાં એવુ કહે છે, કે—

'जीवस्य चाहंममता हेतुर्माया।'

'દેહને વિષે અહંબુદ્ધિ અને દેહના સંબંધીને વિષે મમત્વબુદ્ધિ એ માયા' આ અહંતા–મમતા ટાળવા માટે યોગીઓ ઘણા ઘણા ઉપાય કરે છે, પરંતુ—

"જેમ માથેથી મોડતાં વૃક્ષ, લાગે પત્ર તેને બીજાં લક્ષ;
જ્યારે મૂળેથી વૃક્ષ છેદાય, શાખાપત્રફૂલફળ જાય."[૧૧૫]

—નિષ્કુળાનંદ સ્વામી

તેવા પ્રકારની સ્થિતિ હોય છે.

'દેહરૂપ થઈ કરે ત્યાગ,
તેનો ટકે નહિ વૈરાગ્ય.'

—નિષ્કુળાનંદ સ્વામી

તેમ જ શ્રી સ્વામીનારાયણ ભગવાન પણ કહે છે:–
"આ સંસારને વિષે પોતાના કુંટુંબીનો સંબંધ છે, તે તો

---

૧૧૪ વચનામૃત, ગઢડા, પ્ર૦ પ્ર૦–૨૫

૧૧૫ ભક્તચિંતામણિ, પ્રકરણ–૧૦૬

જેમ થોરનું ઝાડ હોય અથવા વડનું કે પીપળનું ડાળ હોય, તે એક ઠેકાણેથી કાપીને બીજે ઠેકાણે રોપીએ તો ઊગીને ઝાડ થાય; અને આંબો તથા લીંબડો હોય ને તેને એક વાર કાપ્યો, એટલે ફરીને ચોંટે નહિ, તેમ કુટુંબી વિના બીજાનો જે સંબંધ છે, તે તો આંબાના ઝાડના જેવો છે; તે એક વાર કાપ્યો એટલે ફરીને ચોંટે નહિ; અને કુટુંબીનો સંબંધ છે, તે તો થોરના ને વડના ઝાડ જેવો છે, તે કાપી નાખ્યો હોય, તો પણ ધરતીમાં પડ્યો પડ્યો પણ પાલવ્યા વિના રહે નહિ... "

એ સંબંધ ટાળવાનો ઉપાય પણ પોતે બતાવ્યો છે; પરંતુ તે કોઈક જ સિદ્ધ કરી શકે; તે ઉપાય કયો તો:—

"સ્થૂળ, સૂક્ષ્મ ને કારણ, એ ત્રણ દેહ થકી નોખો એવો જે આ દેહને વિષે જીવાત્મા, તેને પોતાનું રૂપ જાણીને, તેને વિષે ભગવાનની મૂર્તિને ધારીને, જાતિ, વર્ણ, આશ્રમ, તેના માનને મૂકીને, કેવળ ભગવાનના સ્મરણને વિષે તત્પર થાય તો કુટુંબીનો સંબંધ ચોખ્ખો ટળે..."[૧૧૬] આવો ઉપાય બતાવ્યો, તેમ છતાં કૃપા કરી, પોતે સહેલામાં-સહેલો ને સરળમાં સરળ બીજો પણ ઉપાય બતાવ્યો છે, કે બીજું વિશેષ સાધન કરવાનું નથી; ફક્ત પાટો જ બદલવાનો છે. દેહને વિષે અહંબુદ્ધિ તથા દેહના સંબંધીને વિષે મમત્વબુદ્ધિ છે, તેની જગ્યાએ ભગવાનના એકાંતિક ભક્તને વિષે-સંતને વિષે-અહંબુદ્ધિ ને મમત્વબુદ્ધિ થાય તો મોક્ષદ્વાર ઉઘાડું થઈ જાય. પોતે કહે છે: "જીવને મોક્ષનું દ્વાર, તે એકાંતિક સંતના પ્રસંગ થકી ઉઘાડું થાય છે, તે કપિલદેવ ભગવાને દેવહૂતિ પ્રત્યે કહ્યું છે:

'प्रसङ्गमजरं पाशमात्मनः कवयो विदुः ।
स एव साधुषु कृतो मोक्षद्वारमपावृतम् ॥'

(શ્રી૦ ભા૦ તૃતીય સ્કંધ, અ૦ ૨૫, શ્લો૦ ૨૦)

૧૧૬ વચનામૃત, ગઢડા, મ૦ પ્ર૦-૩૨

"જેવો એ જીવને પોતાના સંબંધીને વિષે દૃઢ પ્રસંગ છે, તેવો ને તેવો જ પ્રસંગ જો ભગવાનના એકાંતિક સાધુને વિષે થાય, તો એ જીવને મોક્ષનું દ્વાર ઉઘાડું થાય છે" ૧૧૭ વળી કહ્યું છે, કે–કોઈક રાજા વાંઝિયો હોય, ને પછી તેને ઘડપણમાં દીકરો આવે, પછી તે છોકરો તેને ગાળો દે, મૂછો તાણે, તોપણ અભાવ આવે નહિ, અને કોઈકના છોકરાને મારે તથા ગામમાં અનીતિ કરી આવે, તો પણ કોઈ રીતે તેનો અવગુણ આવે જ નહિ, શા માટે જે એ રાજાને પોતાના દીકરાને વિષે આત્મબુદ્ધિ થઈ ગઈ છે, એવી જેને ભગવાનના ભક્તને વિષે આત્મબુદ્ધિ થાય છે, તેણે જ સર્વ સાધન થકી કલ્યાણકારી સત્સંગને જાણ્યો છે એ વાર્તા ભાગવતમાં કહી છે"

'यस्यात्मबुद्धि कुणपे त्रिधातुके
स्वधी कलत्रादिषु भौम इज्यधी ।
यत्तीर्थबुद्धि सलिले न कर्हिचित्
जनेष्वभिज्ञेषु स एव गोखर ॥'

(દશમ સ્કંધ, અધ્યાય ૮૪, શ્લોક ૧૩)

વાત, પિત્ત ને કફથી ભરેલા આ શરીરમાં જેવી આત્મબુદ્ધિ છે, (આ શરીર હું છું, એવી બુદ્ધિ છે,) સ્ત્રી, પુત્ર ઇત્યાદિ સંબંધી જનોમાં આત્મીય બુદ્ધિ છે, (એ મારા છે એવી બુદ્ધિ છે) ભૂમિના વિકારભૂત પ્રતિમાદિમાં પૂજ્યબુદ્ધિ છે ને જળમાં તીર્થબુદ્ધિ છે, એવી આત્મબુદ્ધિ, મમત્વબુદ્ધિ પૂજ્યબુદ્ધિ તથા તીર્થબુદ્ધિ અભિજ્ઞ એવા ભગવાનના એકાંતિક ભક્તોમાં જેને નથી, તેને–તેવા મનુષ્યને–બળદ જેવો મંદ બુદ્ધિવાળો–પશુઓમાં કનિષ્ઠ ખર જાણવો" ૧૧૮

આવી આત્મબુદ્ધિ જો ભગવાન અને ભગવાનના ભક્તને

૧૧૭ ગઢડા, પ્રથમ પ્રકરણ–૫૪ ૧૧૮ ગ૦ પ્ર૦ પ્રકરણ–૫૪

વિષે થાય, તો નિર્વિકલ્પ સમાધિમાં જેવી શાન્તિ રહે તેવી તેને શાન્તિ રહે, અને ભૂંડા દેશકાળાદિક પણ તેને બાધ કરી શકે નહિ; તે કહ્યું છે, કે—

"જેવી પોતાના દેહને વિષે આત્મબુદ્ધિ ને દૃઢ પ્રીતિ રહે છે, તેવી જ ભગવાન તથા ભગવાનના ભક્તને વિષે આત્મબુદ્ધિ ને દૃઢ પ્રીતિ રહે, તો જેવી નિર્વિકલ્પ સમાધિમાં શાન્તિ રહે છે, તેવી શાન્તિ એ સમાધિ વિના પણ સદા ય રહ્યા કરે......તેને કોઈ રીતનું વિઘ્ન લાગે નહિ; અને ગમે તેવા દેશકાળાદિક ભૂંડા આવે, તેણે કરીને એ ભગવાન ને ભગવાનના ભક્ત થકી વિમુખ થાય નહિ." ૧૧૯

'સત્સંગ'માં આત્મબુદ્ધિ થાય, તો ન ટળે એવી પણ પ્રકૃતિ ટળી જાય. 'જ્ઞાની પ્રકૃતિ સરખું આચરણ કરે છે, નિગ્રહનું બળ ત્યાં ચાલતું નથી' એવું શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે; પરંતુ સત્પુરુષને વિષે પ્રેમ ને આત્મબુદ્ધિ હોય, તો તે પ્રકૃતિ પણ ટળે છે.૧૨૦ સત્સંગમાં પ્રીતિ થાય તો—આત્મબુદ્ધિ થાય તો—આત્મ-દર્શન, સત્પુરુષનો મહિમા અને પરમેશ્વરનું સાક્ષાત્ દર્શન પણ થાય છે. તે કહ્યું છે, કે "પૃથ્વીને વિષે જે ભગવાનનો અવતાર, તેને મળેલા જે સંત, તે સંગાથે જ્યારે એને અતિશય પ્રીતિ થાય, ત્યારે એ સત્પુરુષને વિષે એને કોઈ પ્રકારે દોષ ભાસે નહિ; અને જેને જે સંગાથે દૃઢ હેત હોય, તેને તેનો અવગુણ કોઈ પ્રકારે આવે જ નહિ; અને તેનાં વચન પણ સત્ય મનાય એવી રીતે લૌકિક માર્ગમાં પણ રીતિ છે ને કલ્યાણના માર્ગમાં પણ રીતિ છે; માટે સત્પુરુષને વિષે દૃઢ પ્રીતિ એ જ આત્મ-દર્શનનું સાધન છે, અને સત્પુરુષનો મહિમા જાણ્યાનું પણ એ જ સાધન છે; અને પરમેશ્વરનું સાક્ષાત્ દર્શન થયાનું

---

૧૧૯ ગ૦ અંત્ય પ્રકરણ-૧૧
૧૨૦ વચનામૃત, ગ૦ મ૦ પ્ર૦-૩૭

છે, જે પૂર્વજન્મનો સંસ્કાર હશે, તે પણ સત્પુરુષને યોગે કરીને થયો હશે; અને આજ પણ જેને સંસ્કાર થાય છે. તે સત્પુરુષને યોગે કરીને જ થાય છે......"÷ પ્રત્યક્ષ પરમાત્મા અને તેમના સંતોનું ઓળખાણ 'સત્સંગ' સિવાય ક્યારેય થાય જ નહિ. આ લોકમાં પરમાત્મા ને પરમાત્માના સાધર્મ્ય-પણાને પામેલા મુક્ત કે સંતપુરુષો મનુષ્યરૂપે વિચરતા હોય, ત્યારે તેમના સ્વરૂપને ઓળખવું એ ઘણું જ દુષ્કર હોય છે. ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર કહે છે: "જ્યારે હું મનુષ્ય-તનુ ધારણ કરું છું, ત્યારે 'મૂઢ' મનુષ્યો મને ઓળખતા નથી ને તેથી મારી અવજ્ઞા કરે છે" એવી દૃષ્ટિવાળાને 'મૂઢ' શાથી કહે છે ? તો 'સત્સંગ' ના અભાવને લીધે ભગવાનને માયિક દૃષ્ટિથી જુએ છે; તેથી બાહ્યદૃષ્ટિથી 'આ વસુદેવ-દેવકીના પુત્ર છે, મનુષ્ય જેવા મનુષ્ય છે, એવું તો જાણે છે; પણ શું નથી જાણતા ? તે સંબંધમાં ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર જ કહે છે:-

परं भावमजानन्तो ममभूतमहेश्वरम्।

'હું ઇશ્વરનો ઇશ્વર, કાળનો કાળ, સર્વેશ્વર છું', એવું મારું દિવ્ય ઐશ્વર્ય ને દિવ્ય સ્વરૂપને જાણતા નથી.' શ્રૌતસ્માર્ત કર્મ-સંપન્ન શાસ્ત્રજ્ઞ ઋષિઓ ભગવાનને ન ઓળખી શક્યા-કારણ કે એમને 'સત્સંગ' ન હતો. જ્યારે ઋષિપત્નીઓને ગોપિકાઓનો 'સત્સંગ' હતો તો ભગવાનને ઓળખી ભગવાનની શરણાગતિ સ્વીકારી. નદીઓ જેમ સમુદ્રને પ્રાપ્ત થાય, તેમ તે ભગવાન શ્રીકૃષ્ણચંદ્રને પામી. પાછળથી ઋષિઓને ઘણો પસ્તાવો થયો; ને કહેવા લાગ્યા કે 'આપણા ત્રણ પ્રકારના બ્રાહ્મણજન્મને, આપણા વ્રતને, આપણી બહુશ્રુતતાને, આપણા ઊંચા કુળને ને આપણી ક્રિયાદક્ષતાને ધિક્કાર છે, કે આપણે અધોક્ષજ એવા પરમાત્માથી વિમુખ રહ્યા! આપણે બ્રાહ્મણો તો વર્ણ માત્રના

÷ વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ-૨

ગુરુ છીએ; છતાં આપણે આપણા પોતાના જ હિતની બાબતમાં મોહ પામી ગયા છીએ; અને આ ...... પત્નીઓ, જેમને દ્વિજાતિ ઉપવીતાદિ સંસ્કાર પણ કરવામાં આવતા નથી વળી, એમણે નથી ગુરુને ત્યાં નિવાસ કર્યો, કે નથી તપશ્ચર્યા કરી, કે નથી આત્મમીમાંસા સિદ્ધ કરી; નથી એમનામાં ક્રિયાશુદ્ધિ કે નથી એમનામાં શૌચ; છતાં યોગેશ્વર એવા શ્રીકૃષ્ણ ભગવાનમાં એમની ભક્તિ ઉદય થઈ ને આપણી ન થઈ; માટે આપણને ધિક્કાર છે ને એમને ધન્ય છે!'* વિભીષણને હનુમાનજીનો સત્સંગ હતો, તો પ્રકટ ભગવાન શ્રીરામચંદ્રજીનો સમાશ્રય કર્યો હિરણ્યકશિપુ જેવા અસુરના પુત્ર પ્રહ્લાદજીને નારદજીનો સત્સંગ થયો, તો પરમ ભાગવતસંત કહેવાયા. લંકામાં તો ઘણા મનુષ્યો વેદ, વેદાંત ને ઉપનિષદના જ્ઞાનવાળા હતા; પરંતુ પ્રકટ ભગવાન શ્રીરામચંદ્રજીનું ઓળખાણ, સત્સંગ નહિ હોવાથી, થઈ શક્યું નહિ, જેથી 'અસુર' કહેવાયા. રામાવતારમાં શું તે સમયે ધુરંધર પંડિતો ને રાજાઓ હતા નહિ? ઘણા ય હતા; પરંતુ વાલ્મીકિ તથા તુલસીદાસ જેવા ભક્ત કવિઓએ હનુમાન, જાંબુવાન, અંગદ, નલ નીલ વગેરે કપિવૃંદ ને 'જીવન્મુક્ત' કહ્યા; કારણ કે પ્રકટ પ્રભુ શ્રીરામચંદ્રજીના સ્વરૂપનો નિશ્ચય કરી, દૃઢ સમાશ્રય કરી શક્યા. આપણે રામાયણ, મહાભારત, શ્રીમદ્ભાગવત વગેરે સત્ શાસ્ત્રોમાં વાંચીએ છીએ, કે ભગવાનના સમકાલીન ઘણા રાજાઓ એવા હતા, કે જે અતિશય ધર્મવાળા, ભક્તિવાળા, નીતિજ્ઞ, દાનવીર, પ્રામાણિક અને સત્યવાદી હતા; છતાં પ્રકટ ભગવાનનો નિશ્ચય ન કરી શક્યા; તેથી તે સર્વેને 'અસુરાંશ રાજા' કહેલા છે. રાવણ તથા જરાસંધ વર્ણાશ્રમધર્મનું યથાર્થ પાલન કરતા હતા; કર્ણ સત્યપ્રતિજ્ઞ ને દાનવીર હતો; ધૃતરાષ્ટ્ર તો જાણતો હતો, કે કૃષ્ણ દેવકીનો દિવ્ય પુત્ર છે; છતાં તે સર્વે

* શ્રીમદ્ભાગવત, દશમ સ્કંધ, અધ્યાય ૨૩, શ્લોક-૩૮,૩૯,૪૨,૪૩

પ્રકટ ભગવાન ને પ્રકટ ભગવાનના ભક્તનો સમાશ્રય કરી શક્યા નહિ-ઊલટો એમનો દ્રોહ કર્યો. કૃષ્ણાવતારમાં પણ શું પંડિત, પુરાણી, શાસ્ત્રી ને મહામહોપાધ્યાયો નહિ હોય ? હશે જ; પરંતુ વ્યાસનારાયણે તો ગોપ, ગોવાળ ને ગોપિકાઓનાં જ અહોભાગ્ય વર્ણવ્યાં. બ્રહ્માના સ્તુતિભાગરૂપે વ્યાસનારાયણે કહ્યું છે:—

अहो भाग्यमहो भाग्यं नन्दगोपव्रजौकसाम् ।
यन्मित्रं परमानंदं पूर्णब्रह्मसनातनम् ॥

"अहो इति आश्चर्ये—આશ્ચર્યની વાત છે, કે આ નંદજી તથા વ્રજવાસીઓએ શું પુણ્ય કર્યાં હશે, કે પરમાનંદસ્વરૂપ પરિપૂર્ણ પરબ્રહ્મ સનાતન પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્ર એમના મિત્ર થયા ? ખરેખર એમનાં અહોભાગ્ય છે, કે સાક્ષાત્ પરમાત્મા એમની સાથે સખાભાવે વર્તી, આટલો બધો આનંદ આપે છે!!!"× જે જે અવતારના ભક્તોએ તે તે સમયે સત્સંગથી દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત કરી પ્રકટ પ્રભુનું ઓળખાણ કરેલું છે, તેનું જ આત્યંતિક કલ્યાણ થયેલું છે. કહ્યું છે, કે:—

પ્રકટને ભજી ભજી પાર પામ્યા ઘણાં-
ગીધ, ગણિકા, કપિવૃંદ, કોટિ;
વ્રજતણી નાર વ્યભિચારભાવે તરી,
પ્રકટ ઉપાસના સૌથી મોટી!

—મુક્તાનંદ સ્વામી

પ્રકટ મનુષ્યરૂપે આ પૃથ્વી ઉપર પરમાત્મા ને પરમાત્માના ભક્ત વિચરતા હોય, તે સમયે તેમનું ઓળખાણ થવું ઘણું દુષ્કર હોય છે. પ્રકટ હોય ત્યારે કોઈક જ ઓળખી શકે ને પાછળથી એનો બધા મહિમા ગાય એવું આ જગત છે. અત્યારે તો કેટલાંક મનુષ્યો મળે છે, ત્યારે 'રામ, રામ' કહે છે ને એવું બોલી ભેટે છે; ભિક્ષા માગનારા બાવાઓ 'સીતારામ'

× શ્રીમદ્‌ભાગવત, દશમ સ્કંધ, અધ્યાય ૧૪, શ્લોક-૩૨

બોલી ભિક્ષા માગે છે; અને સ્થળે સ્થળે—

'રામ–લક્ષ્મણ–જાનકી, જય બોલો હનુમાનકી!'

તથા 'રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ!'

નો ધ્વનિ ગૂંજી રહેલો શ્રવણગોચર થાય છે; પરંતુ ભગવાન રામચંદ્રજી આ પૃથ્વી ઉપર મનુષ્યરૂપે વિચરતા હતા, ત્યારે કેટલાં મનુષ્યોએ એમને ભગવાન તરીકે ઓળખ્યા? ને કેટલાં મનુષ્યોએ એમને ભગવાન જાણી એમની શરણાગતિ લીધી? કૃષ્ણાવતારમાં પણ કેટલાં સમકાલીન મનુષ્યોએ એમના સ્વરૂપને ઓળખી સમાશ્રય કર્યો? ભલે અત્યારે ઘેરેઘેર 'રાધા-કૃષ્ણ' 'રાધેશ્યામ'નું રટન ચાલતું હોય; પરંતુ મનુષ્યરૂપે પૃથ્વી ઉપર અવતાર ધારણ કરી વિરાજતા હોય તે સમયે એમના સ્વરૂપનો નિશ્ચય કરી એમનો સમાશ્રય કરનારા તો 'कश्चिन्मां वेत्ति तत्त्वतः' એ ન્યાયે વિરલ જ હોય છે. શ્રી સ્વામી-નારાયણ ભગવાન તો કહે છે: "...બ્રહ્માદિકને પણ દુર્લભ એવો જે આ 'સત્સંગ' તેમાં આવીને પરમેશ્વર વિના જેને બીજા પદાર્થમાં હેત રહે છે તેનું કારણ એ છે, જે 'જેવી એ જીવને પરોક્ષને વિષે પ્રતીતિ છે, તેવી પ્રત્યક્ષને વિષે દૃઢપણે પ્રતીતિ થતી નથી, તેમ શ્રુતિમાં કહ્યું છે.' 'જેવી પરોક્ષ દેવને વિષે જીવને પ્રતીતિ છે તેવી જો પ્રત્યક્ષ ગુરુરૂપ હરિને વિષે આવે, તો જેટલા અર્થ પ્રાપ્ત થવાના કહ્યા છે તેટલા સર્વે અર્થ તેને પ્રાપ્ત થાય છે'; અને જ્યારે આવો સંતસમાગમ પ્રાપ્ત થયો, ત્યારે દેહ

સત્સંગીની સભાને અધિક જાણું છું; અને સર્વે હરિભક્તને અતિશય પ્રકાશે યુક્ત દેખું છું. એમાં જે લગાર પણ મિથ્યા કહેતા હોઈએ, તો આ સતસભાના સમ છે–ને સમ શા સારુ ખાવા પડે છે, જે સર્વને એવું અલૌકિકપણું સમજાતું નથી ને દેખાવમાં પણ આવતું નથી..." *

'સત્સંગ' ને વિષે નિષ્ઠા થયા સિવાય પ્રત્યક્ષ પરમાત્માના સ્વરૂપનું યથાર્થ ઓળખાણ થતું નથી ગમે તેવો વિદ્વાન હોય, શાસ્ત્રજ્ઞ હોય, પંડિત કે પુરાણી હોય, પણ સત્સંગથી પ્રકટ પ્રભુને ઓળખી તેમને વિષે ભક્તિયુક્ત થયા સિવાય તેનો મોક્ષ થતો નથી, ઊલટો અધોગતિ પામે છે. પોતે જ કહ્યું છે:—

> गुणिनां गुणवत्ताया ज्ञेयं ह्येतत्परं फलम् ।
> कृष्णे भक्तिश्च सत्सङ्गोऽन्यथा यान्ति विदोऽप्यधः ॥ ×

"વિદ્યાદિક ગુણવાળા જે પુરુષ તેમના ગુણવાનપણાનું એ જ પરમફળ જાણવું–શું તો શ્રીકૃષ્ણ ભગવાનને વિષે ભક્તિ કરવી ને સત્સંગ કરવો–એ બે વિના તો વિદ્વાન હોય, તે પણ અધોગતિ પામે છે." ભક્તિમાર્ગના ધુરંધર આચાર્યોએ કેવળ ભક્તિમાર્ગ પ્રવર્તાવ્યો છે; પરંતુ ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો એવો સિદ્ધાંત છે, કે ભક્તિની સિદ્ધિ સત્સંગ વિના થતી જ નથી; માટે ભક્તિ સત્સંગની સમજણથી સુરક્ષિત રાખવી જોઈએ. પોતે "પરમેશ્વરની ઉપાસના રહેવા સારુ ત્યાગનો પક્ષ મોળો કરીને મંદિર કરાવ્યાં છે." ÷ અને તેવાં શિખરબંધ તથા હરિમંદિરોમાં દર્શન, તથા નવધાભક્તિ વગેરેના પ્રબંધ સાથે દરેક મંદિરોમાં ભવ્ય સભામંડપ તૈયાર કરાવ્યાં છે; કે જેથી

* વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ–૨
× શિક્ષાપત્રી. શ્લોક–૧૧૪
÷ વચનામૃત, ગઢડા, મધ્યમ પ્રકરણ–૨૭

ભક્તિ અને સત્સંગ બન્નેનું સેવન પોતાના આશ્રિતો કરી શકે. મંગળાઆરતીનાં દર્શન થયાં, 'શણગાર, રાજભોગ, ઉત્થાપનનાં દર્શન થયાં' એમ હોડાહોડ કેવળ કરવાની આજ્ઞા ન કરી; પરંતુ 'સત્સંગ' કરવાનું આવશ્યક રાખી 'ज्ञानकर्मसमुच्चयवाद' ઉપદેશ્યો–અર્થાત્ ભગવાનના ભક્તને જે જે ભગવાનની ભક્તિ સંબંધી 'કર્મ' કરવાં, તે પણ પ્રત્યક્ષ પરમાત્માના સ્વરૂપને 'સત્સંગ'થી ઓળખી, સર્વ કર્મ એમને અર્પણ કરી, એમની કેવળ પ્રસન્નતા માટે જ કરવાં, એવો સિદ્ધાંત પ્રતિપાદન કર્યો. કર્મકાંડ ને ઉપાસનાકાંડમાં નિષ્ણાત હોય, છતાં 'સત્સંગ'-થી જ સિદ્ધ થતો 'જ્ઞાનકાંડ' ન હોય તો કર્મકાંડ ને ઉપાસનાકાંડ અધૂરાં જ રહે છે. સત્સંગ વિના પ્રત્યક્ષ ભગવાન ન ઓળખાય; અર્જુનજીને પણ જ્યારે સ્વયં પરમાત્માએ દિવ્ય દૃષ્ટિ આપી, પોતાનું વિશ્વરૂપ બતાવ્યું, ત્યારે જ એ સ્વરૂપનો નિશ્ચય થયો ને કહ્યું: 'नष्टो मोहः.... ....करिष्ये वचनं तव।' પાંડવોને નારદજીનો સત્સંગ હતો અને તેમાં અર્જુનને તો સ્વયં શ્રીકૃષ્ણચંદ્રે કૃપા કરી પોતાના સ્વરૂપનું જ્ઞાન આપ્યું, ત્યારે જ સાચું ઓળખાણ થતાં એમની શરણાગતિ સ્વીકારી.

'સત્સંગ' વિના ગમે તેટલી ભક્તિ કરે, તોપણ તે મુમુક્ષુની ઇંદ્રિયો નિયમમાં આવતી નથી–ગમે તેટલાં વ્રત, તપ, તીર્થ, દાન, જપ, યોગ, યજન કરે; પરંતુ 'સત્સંગ' સિવાય મનની શાન્તિ તો ન જ પ્રાપ્ત થાય. ભગવાન શ્રી સહજાનંદ સ્વામી તો કહે છે: "વૈરાગ્ય અને સ્વધર્મ તેણે કરીને જેણે પોતાની ઇંદ્રિયોને વશ ન કરી હોય, તો તે ભગવાન ને ભગવાનના ભક્તને સંગે રહ્યો થકો પણ દુઃખિયો રહે છે; શા માટે જે જેણે પોતાની ઇંદ્રિયો ન જીતી હોય, તેને કોઈ ઠેકાણે સુખ ન થાય; અને ભગવાનની ભક્તિ કરતો હોય, તો પણ જ્યારે ઇંદ્રિયો વિષયમાં તણાઈ જાય, ત્યારે તો તે હરિભક્તના હૃદયમાં અતિ દુઃખ થાય છે; માટે પોતાની

સર્વે ઇંદ્રિયોને જીતીને વશ કરે, તે જ સદા સુખિયો રહે છે..."*

'સત્સંગ' ન થયો હોય તેને તો પરમાત્માની ઇચ્છાથી અથવા પ્રારબ્ધાનુસાર જે પ્રાપ્ત થયું હોય, તેથી અધિક અધિક પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય, પણ તેની તૃષ્ણા ન મટે.

નર ઇચ્છે છે નરેશ થવા, રાજા ઇચ્છે અમરલોક જાવા;
અમર ઇચ્છે ઇંદ્રપદવી, ઇંદ્ર ઇચ્છે થવા આદ્ય કવિ. ×

—નિષ્કુળાનંદ સ્વામી

એ ન્યાયે તૃષ્ણા વધ્યા કરે, પણ પરમાત્માની ઇચ્છાથી જે પ્રાપ્ત થયું હોય, તેથી સંતોષ માની ભગવાનની ભક્તિ ન કરી શકાય. 'સત્સંગ', વિના ભક્તિ નિર્વિઘ્ન રહી શકે જ નહિ.

રજોગુણ આદિ ગુણનો વેગ 'સત્સંગ' સિવાય શમી શકતો નથી. પોતે જ કહે છે: "સત્સંગ વિના તો બીજાં કોટિ સાધન કરે, પણ તેને ઘાટસંકલ્પની તથા રજોગુણની નિવૃત્તિ થાય નહિ; અને જો નિષ્કપટપણે 'સત્સંગ' કરે ને પરમેશ્વરની વાર્તા ધારે-વિચારે તો એ મલિન ઘાટનો નાશ થાય છે; માટે સત્સંગનો પ્રતાપ તો અતિશય મોટો છે; અને બીજાં સાધન છે, તે કોઈ સત્સંગ તુલ્ય થાય નહિ; કાં જે કોઈ સાધને કરીને જે ઘાટની નિવૃત્તિ થતી નથી, તેની નિવૃત્તિ સત્સંગમાં થાય છે, તે કારણપણા માટે જેને રજોગુણ સંબંધી મલિન ઘાટ ટાળવા હોય, તેણે મન, કર્મ, વચને નિષ્કપટપણે સત્સંગ કરવો તો સત્સંગના પ્રતાપથી એ ઘાટની નિવૃત્તિ થઈ જશે." ÷

સત્સંગ તો કલ્પવૃક્ષ સમાન છે.

હરિ હરિજન હેતુ સહુના, કલ્પવૃક્ષ સમ કહેવાય;
તેમાં જે જન જેવું ચિંતવે, તેને તે તેવું થાય. +

* વચનામૃત, ગઢડા, અંત્ય પ્ર૦-૮ × ભક્તચિંતામણિ, પ્રકરણ-૭૭
÷ વચનામૃત, ગઢડા, પ્ર૦ પ્ર૦-૩૦ + ભક્તચિંતામણિ, પ્રકરણ-૫૭

કલ્પવૃક્ષ સમા ભગવાન ને ભગવાનના ભક્તોની પ્રાપ્તિ તો થઈ હોય; પરંતુ 'સત્સંગ'થી ઓળખાણ ન થઈ હોય–માહાત્મ્યજ્ઞાને સહિત નિશ્ચય ન થયો હોય, તો તેમનો સદુપયોગ કરતાં ન આવડે; કલ્પવૃક્ષ તળે જઈ સમું ન ચિંતવી શકે, તો પ્રાપ્તિ વિરુદ્ધ જ થાય; ઓળખાણ પડ્યા સિવાય તો સવળું ય ચિંતવે ને અવળું ય ચિંતવે; સમ્યક્ ઓળખાણ થયા વિના શરણાગતિ પણ કેવી રીતે લઈ શકે ? નહિ તો 'સત્સંગ'નો પ્રતાપ તો એવો છે, કેઃ—

अघौघं प्राचीनं व्यपनयति पुण्यं प्रथयति
प्रसूते सद्बुद्धिं नवनवकलाः पल्लवयते ।
हरत्याज्ञानान्धं दिशति च परब्रह्मपदवीं
सतां सङ्गः कल्पद्रुम इव च किं किं न तनुते ? ॥ +

'સત્સંગ'નો તો પ્રતાપ જ એવો છે, કે અનંત જન્મના પાપના સમૂહ હોય-સંચિત કર્મનો થર એકઠો થયેલો હોય–પણ જેમ અગ્નિ દારૂના ઢગલાને બાળી નાખે તેમ બાળી નાખે છે; સૂર્ય ઉદય થયો, એટલે રાત્રિ ક્યાં ગઈ તે દેખાય જ નહિ, તેમ 'સત્સંગ' થયો કે એ જીવનાં પાપ માત્ર નાશ પામી જાય છે. પાપનો નાશ થાય; એટલું જ નહિ, પણ 'पुण्यं प्रथयति'—જેમ કોઈ દેવાદાર હોય ને પછી પુષ્કળ દ્રવ્ય કમાય, તો શું પ્રથમ જેવો ગરીબાઈ ને દરિદ્રપણાથી રહેતો હોય તેવી રીતે રહે ? એ તો પોતાનું દેવું પતાવી દઈ બંગલા, બાગ, મોટર વગેરે વસાવે ! 'સત્સંગ'નો એવો પ્રતાપ છે, કે પ્રત્યક્ષ ભગવાન ને પ્રત્યક્ષ ભગવાનના સંતની શરણાગતિ સ્વીકારી કે અનંત જન્મનાં પાપ બાળી નાખી એના પુણ્યકર્મનો વિસ્તાર કરે. વ્યવહારમાં પણ એવા ધર્મવાળાનો સૌ વિશ્વાસ કરે અને ઇજ્જત,

+ વિવેકસાર, અધ્યાય ૨, શ્લોક–૨

આખર, કીર્તિ ને મનની શાન્તિ વૃદ્ધિ પામતાં પરમાત્માના માર્ગમાં પણ શાન્તિથી ભજન કરી શકે; સત્સંગનું જેમ જેમ સેવન કરે તેમ તેમ એની બુદ્ધિ ધર્મસર્ગને વિષે સ્થિર થાય; અને તેથી સર્વ એની સલાહ માગે–બુદ્ધિયોગ આપનારા તો સ્વયં પરમાત્મા છે; પછી શું બાકી રહે? પરમાત્માને અંતર્યામી સમજી–પરમાત્માની બ્હીક રાખી ડરીને ચાલતો હોય, એટલે પ્રામાણિક બ્રહ્મચર્યાદિક નિયમમાં કુશળ તેમ જ સર્વ પ્રકારના વ્યસનથી તે મુક્ત જ હોય; અને–

કુસંગીના ફેલમાં સત્સંગીના રોટલા
—ગુણાતીતાનંદ સ્વામી

એ સુત્રાનુસાર સત્સંગ થતાં વ્યસન માત્રમાં જે દ્રવ્યનો દુર્વ્યય થતો હોય, તે ન થાય અને અન્ય કુસંગી, વ્યસની તથા ફૈલી મનુષ્યોને ચહા, બીડી, સિગારેટ, તમાકુ, અફીણ, ગાંજો, હુક્કો વગેરેમાં તથા હોટેલ, રેસ્ટોરા વગેરેમાં જે ખોટું ખર્ચ થાય, તેટલામાં તો સત્સંગી પોતાનો નિર્વાહ ચલાવી શકતો હોય. આ સંપ્રદાયમાં ગુણાતીતાનંદ સ્વામી વિષે એક આખ્યાયિકા પ્રચલિત છે, કે–"એક દિવસ એક અંગ્રેજ પાદરી સ્વામીની ખ્યાતિ સાંભળી, સ્વામીનાં દર્શન કરવા આવ્યો. સ્વામીના તો મોટા મોટા કાઠિયાવાડના દરબારો પણ શિષ્ય હતા; અને સ્વામીના સમાગમ માટે તેમની પાછળ સર્વસ્વનો ભોગ આપી ફર્યા જ કરતા હતા. પેલા પાદરીએ આશ્ચર્યપૂર્વક પૂછયું: 'આ બધા તમારી પાછળ ફર્યા કરે છે, તેમને તમે કેટલો પગાર આપો છો?' સ્વામીએ ઉત્તર આપ્યો: 'કોઇકને પાંચ હજાર, કોઈકને બે હજાર, તો કોઈને હજાર, તો કેટલાક ને પાંચ સો–બસો–સો' તે સાંભળી પેલા પાદરીને તો વધારે આશ્ચર્ય થયું. તે બોલ્યો: 'સ્વામીજી, આપની પાસે આ ઝોળી સિવાય બીજું કંઈ છે નહિ; ને તેમાં તમારી નિત્યવપરાશની વસ્તુઓ સિવાય બીજું

કંઈ જણાતું નથી, ને તમે આટલો મોટો પગાર આપવાનું કહો છો તો એ દ્રવ્ય કયાં રાખો છો ?' સ્વામીએ ખુલાસો કર્યો : 'એમાં આશ્ચર્ય પામવા જેવું નથી જુઓ, હું તમને પ્રત્યક્ષ પ્રયોગ કરી સમજાવું.' એમ કહી એકેએક દરબારને બોલાવી પૂછયું: 'દરબાર, તમને સત્સંગ થયો નો'તો, ત્યારે અફીણ, દારૂ, રામજણી ને નાયકાઓના તાયફા, નાચ, ઈત્યાદિમાં બાર મહિને કેટલું ખર્ચ થતું ?' દરબારે કહ્યું: 'સ્વામીજી, પાંચ હજાર રૂપિયા!' સ્વામીએ ફરી પૂછયું: 'હવે સત્સંગ થયા પછી?' દરબારે જવાબ આપ્યો: 'એક પાઈનું પણ નહિ!' આવી રીતે દરેકને પૂછયું. પેલો પાદરી તો સમજી ગયો, કે સત્સંગ થયા પછી નિર્વ્યસની જીવન ગાળવાની શરૂઆત કરી, તેથી જે નકામો ખર્ચ થતો બચ્યો તે એમની આવક જ કહેવાય ને ? માટે સ્વામી આડકતરી રીતે એમને એટલો પગાર આપે છે, એવું કહેવું કેવળ સત્ય જ છે!"

સત્સંગ તો પશુત્વમાંથી મનુષ્યત્વ ને મનુષ્યમાંથી સત્સંગી કરી એકાંતિકપણું પણ પ્રાપ્ત કરાવે છે. સત્સંગમાં પ્રવેશ કરતાં જ પંચવર્તમાન ને એકાદશ નિયમ પાળી, એટલે પશુપણું મટી મનુષ્યત્વ આવે અને મનુષ્ય હોય તેના માથે જ વિધિ-નિષેધનો અધિકાર હોય છે, એવું આપણે પ્રથમ જોઈ ગયા. ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર પણ કહે છે:—

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।<br>
न सः सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥

વર્તમાન ને એકાદશ નિયમોના પાલનની ચર્ચા કરી ગયા. તે પ્રમાણે જ્યારે 'સાધક' પાલન કરે છે, ત્યારે તેનામાં રહેલ જડતા-પશુપણું-દૂર થાય છે, ને ખરા અ ! માં મનુષ્યપણું-માનવતા-આવે છે. મનુષ્ય થયા પછી પ્રત્ય.. પરમાત્મા અને પ્રત્યક્ષ પરમાત્માના ભક્તોના ગુણુ તેનામાં આવે છે, ને ત્યારે જ તે સાધક 'સત્સંગી' થાય છે.

શ્રી સ્વામીનારાયણુ ભગવાનનો એવો સદ્ધાંત છે, કે "દેશકાળાદિક આઠ છે, તેમાં 'સંગ'નું પ્રધાનપણું વિશેષ છે." પોતે તેટલા સારુ આજ્ઞા કરે છે:—

कार्यः सङ्गोऽन्वहं सताम् ।

"નિત્ય કે સત્પુરુષોનો સંગ કરવો." × સંગ કોનો ન કરવો, તે પણુ કહે છે:—

चोरपापिव्यसनिनां सङ्ग पापण्डिनां तथा ।
कामिनां च न कर्तव्यो जनवञ्चनकर्मणाम् ॥

"ચોર, પાપી, વ્યસની, પાખંડી, કામી, કીમિયા આદિક ક્રિયાએ કરીને જનને ઠગનારો-એ છ પ્રકારના જે મનુષ્ય, તેનો સંગ ન કરવો." *

भक्तिं वा ज्ञानमालम्ब्य स्त्रीद्रव्यरसलोलुभाः ।
पापे प्रवर्तमानाः स्युः कार्यस्तेषां न सङ्गमः ॥

"જે મનુષ્ય ભક્તિનું અથવા જ્ઞાનનું આલંબન કરીને સ્ત્રી-દ્રવ્ય અને રસાસ્વાદ તેને વિષે અતિશય લોલુપ થકા પાપને વિષે પ્રવર્તતા હોય તે મનુષ્યનો સમાગમ ન કરવો" +

तपस्वी क्रोधयुक्तो यः कृष्णभक्तश्च कामवान्।
स्वधर्मस्थोऽप्यभक्तो यस्त्यागीलोभयुतश्चयः ॥

× શિક્ષાપત્રી, શ્લોક-૩૬ * શિક્ષાપત્રી, શ્લોક-૨૭
+ શિક્ષાપત્રી, શ્લોક-૨૮

यो गुरुं शिष्यवर्गस्वं यथाशास्त्रं न वर्तयेत् ।
यश्च ज्ञानी स्वयं भूत्वा मिथ्यायुक्त्याकृतिं हरेः ॥
एतेषामपि षण्णां वै सङ्गः सन्मतिखण्डनः ।
असत्सङ्ग इव त्याज्यः स्वक्षेमाय मुमुक्षुभिः ॥

"જે શાસ્ત્ર વિહિત ભોગમાંથી સંકોચ પામવારૂપ તપ કરતા હોય, 'તપસ્વી' હોય, છતાં જે ક્રોધી હોય; જે ભગવાનની નવધા ભક્તિ કરતા હોય; છતાં સ્ત્રી અને સ્ત્રૈણ પુરુષોમાં આસક્ત રહેતા હોય-કામી હોય; જે સ્વધર્મે યુક્ત હોય, છતાં ભગવાનનો ભક્ત ન હોય; જે ત્યાગી હોય, જેણે વાસુદેવી મહાદીક્ષા ગ્રહણ કરી હોય અથવા જે પરમહંસ કે સંન્યાસી હોય, છતાં લોભવશ થઈ દ્રવ્યનો સંગ્રહ કરતા-કરાવતા હોય; જે ગુરુપદ પર હોય, છતાં પોતાના શિષ્યવર્ગને ધર્મમાં સ્થાપન કરતા ન હોય-ધર્મમાં વર્તાવતા ન હોય; જે જ્ઞાની હોવાનો દાવો કરતા હોય, છતાં યુક્તિથી પરમાત્માના સાકારપણાનું ખંડન કરતા હોય-આ છ પ્રકારના મનુષ્યોનો સંગ સદ્‌બુદ્ધિનો નાશ કરનાર હોઈ, તેને 'કુસંગ' જાણી મુમુક્ષુઓએ પોતાના હિતને વાસ્તે તેનો ત્યાગ કરવો."×

'સંગ' કરવો તે સાચા સત્પુરુષનો જ કરવો, એવી ભગવાન શ્રી સહજાનંદ સ્વામીની આજ્ઞા છે. 'સાચા સંત'ની પરીક્ષા કર્યા પછી જ એમનો સમાગમ કરવો. સોનું ને પિત્તળ બાહ્યતઃ દેખાવમાં પીળાં લાગે; પરંતુ સુવર્ણની પરીક્ષા કસોટી પર ઘસવાથી, છીણી વડે કાપવાથી, અગ્નિમાં તાવવાથી ને હથોડીથી ટીપવાથી થઈ શકે છે, ને ત્યારે જ તે 'સોનું' છે કે પિત્તળ છે, તે સમજાય છે, તેમ 'સાચા સંત'ની પરીક્ષા સત્ શાસ્ત્રોમાં દર્શાવેલાં લક્ષણોથી જ થાય છે; કારણ કે-" ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ભક્તિનું નિરૂપણ કરવામાં અને બાહ્યવેષ

× સત્સંગી જીવન, પ્રકરણ ૧, અધ્યાય ૧૬, શ્લોક ૧૯ થી ૨૧

ધારણ કરવામાં તો દેવી સંપત્તિવાળા સાચા સંતનું ને આસુરી સંપત્તિવાળા અસંતનું (અસત્પુરુષનું) સરખાપણું હોય છે; પરંતુ તેમાં જે સાચા સંત છે, તે પોતાના શ્રેયને અર્થે તથા ભગવત્પ્રસન્નતા માટે મન, કર્મ, વચને નિષ્કપટપણે બ્રહ્મચર્યાદિક સ્વધર્મનું આચરણ કરે છે, જ્યારે અન્ય દાંભિક અસત્પુરુષો તો સ્ત્રી, દ્રવ્ય, રસાસ્વાદ, માન ઇત્યાદિની પ્રાપ્તિ માટે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ભક્તિ સંબંધી વાર્તા, કપટ-બુદ્ધિથી કેવળ વાણી વિલાસાર્થે કરે છે; અને જેમ ઊંદર ફૂકી ફૂંકીને ગુપ્ત રીતે ધીમે ધીમે કરડે, તેમ પ્રથમ ધર્માદિકની વાર્તા કરી છેવટે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ભક્તિનો મૂળમાંથી જ ઉચ્છેદ કરે છે. સાચા સંતનાં લક્ષણ નીચેની મનનીય પંક્તિઓમાં સુંદર રીતે વર્ણવેલાં છેઃ—

હે જડબુદ્ધિ જીવ, પ્રભુપદને ઇચ્છે તો કર સંતનું પારખું!
રંગ પીતપણે સોનું ને પિત્તળ ન હોયે એક સરખું—ટેક૦
હોઈ સંત અનંત ફીરે જગમેં, રહે ચામ-યામ જેની દગમેં;
તું ભૂલીશ મા ઘોળે ભગમેં—હે જડબુદ્ધિ જીવ૦ ૧
અંગ ભસ્મ ઘસે શિરજૂટ જટા, ગળે માળ તિલક તન ચટાપટા;
મહીં કામ ક્રોધ મદ મોહ થટા—હે જડબુદ્ધિ જીવ૦ ૨
જે મૈથુન અષ્ટ પ્રકારે તજે, નિત્ય સારાસાર મરમ સમજે,
ભજ તેને જે હરિપ્રકટ ભજે—હે જડબુદ્ધિ જીવ૦ ૩
જેને કામ ક્રોધ મદ મોહ નઈ, જેની વૃત્તિ બ્રહ્માકાર થઈ;
કહે બ્રહ્માનંદ સો સંત સઈ—હે જડ બુદ્ધિ જીવ૦ ૪ ×

ચારિત્ર્યશૂન્ય, પ્રવચનપટુ, વાચ્યાર્થ જ્ઞાન કથનારા, સાધુવેષધારી, કહેવાતા સત્પુરુષોની દાંભિક કથા-વાર્તાથી કોઈ પણ જીવનો મોક્ષ થઈ શકતો નથી; માટે સેવવા યોગ્ય સત્પુરુષોની પરીક્ષા કર્યા પછી જ તેમનો સંગ કરવો. પોતે જ તે વિષે કહ્યું છે, કેઃ—

× બ્રહ્માનંદકાવ્ય, પદ-૨૪૭૯

येषां त्रीण्यवदातानि विद्या योनिश्च कर्म च।
सतस्तानेव सेवेत परीक्ष्य मतिमान्नरः ॥

"જેમનામાં 'વિદ્યાશુદ્ધિ'–જ્ઞાનશુદ્ધિ–એટલે શુદ્ધ સંપ્રદાય પરંપરાગત જ્ઞાન અવિચ્છિન્નપણે, સાચા શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુ થકી ઊતરી આવ્યું હોય; જેમનામાં 'યોનિશુદ્ધિ' હોય, અર્થાત્ જે સ્વધર્મનિષ્ઠ ભક્તિમાન શુદ્ધ માતાપિતા થકી જન્મ પામ્યા હોય; જેમનામાં 'કર્મશુદ્ધિ' એટલે જે અહિંસા, બ્રહ્મચર્ય વગેરે સદાચારમાં દૃઢ નિષ્ઠાવાળા હોય, જેમનામાં ચારિત્ર્ય-શુદ્ધિ હોય, ને જેમનામાં મન, વાણી ને ક્રિયામાં એકરૂપતા હોય–એવા સત્પુરુષની પરીક્ષા કર્યા પછી જ બુદ્ધિશાળી મનુષ્યે તેમનું સેવન કરવું."× શ્રી સ્વામીનારાયણ ભગવાને શ્રીસત્સંગી જીવન-ગ્રંથમાં 'જનશિક્ષા' ના પરમમનનીય અધ્યાયમાં કહ્યું છેઃ– "હે ભક્તો, તમે મારું વચન સાવધાનતાથી સાંભળો; હું તમારા સર્વનું હિત કહું છું. મારા આશ્રિતોએ ક્યારે ય શાસ્ત્રમર્યાદાનું ઉલ્લંઘન કરવું નહિ; મારા આશ્રિત, ત્યાગી તથા ગૃહસ્થ હરિભક્તોએ સ્વધર્મમાં રહી સત્પુરુષોનો જ સંગ કરવો, પણ ક્યારે ય અસત્પુરુષનો સંગ કરવો નહિ; આ ઘોર કળિયુગમાં જીવોનું તત્કાળ આત્યંતિક કલ્યાણ કરવા, નિર્મળ અંતઃકરણ-વાળા સત્પુરુષો જ સમર્થ છે; આ ભૂમિ ઉપર બાહ્ય ચિહ્નો વડે મનુષ્યોને ઠગનારા, સત્પુરુષ તરીકે પોતાની ખોટી પ્રખ્યાતિ કરનારા, સ્ત્રી–દ્રવ્ય ને રસાસ્વાદમાં આસક્ત રહેનારા, ને તેની પ્રાપ્તિ માટે મુમુક્ષુઓને ઊંધે રસ્તે દોરનારા, કળિના મળરૂપ, સ્ત્રી ને સ્ત્રૈણ પુરુષોમાં લુબ્ધ વર્તતા, મૂઢ ને દેહાત્મબુદ્ધિવાળા ઘણા અસત્પુરુષો જોવામાં આવે છે–આવા 'સદાભાસ' (સત્પુરુષોનો આભાસ માત્ર જેમને વિષે હોય તેવા) પુરુષોનો સંગ કરવાથી મુમુક્ષુતાનો અંકુર પણ નાશ પામી જાય છે; સામાન્યતઃ દેહધારી

× સત્સંગી જીવન, પ્રકરણ ૨, અધ્યાય ૨, શ્લોક–૧૭

મનુષ્યો, નરકદ્વાર, કામ, ક્રોધ ને લોભ, તેમાં સ્વભાવથી જ આસક્ત હોય છે ને તેવા મનુષ્યોને જો અસત્પુરુષનો સંગ થઈ જાય તો તે મૃત્યુ પછી પોતાના અસદ્‌ગુરુઓ સાથે કુંભીપાકાદિ નરકમાં 'યાવચ્ચંદ્રદિવાકરૌ' પડે છે; માટે મારા આશ્રિતોએ ક્યારે ય અસત્પુરુષનો સંગ ન કરવો, પરંતુ 'સાચા સંત'નો જ સંગ કરવો. તેવા સાચા ત્યાગી સંતોનાં લક્ષણો હવે હું તમને કહું છું:-

'જે અષ્ટ પ્રકારે સ્ત્રી-સંગનો ત્યાગ કરવારૂપ દૃઢ બ્રહ્મચર્ય પાળતા હોય, દ્રવ્યનો સર્વ પ્રકારે સંબંધ ન રાખતા હોય, માદક વસ્તુઓ વર્જ્ય કરતા હોય, જેમણે રસના-ઈંદ્રિય ઉપર વિજય મેળવ્યો હોય, જે મન-કર્મ-વચને પોતાનો ને પારકો દ્રોહ ન કરતા હોય, દેહ અને દેહના સંબંધી જનોને વિષે સ્નેહ રહિત હોય, દ્યૂતાદિ વ્યસનનો ત્યાગ રાખતા હોય, સ્ત્રીઓથી ચાર હાથ છેટે ચાલતા હોય, જડભરતની પેઠે માન રહિત વર્તતા હોય, પોતાના બ્રહ્મચર્યાદિ નિયમનો પ્રમાદથી ભંગ થતાં તેનું યથા-શાસ્ત્ર પ્રાયશ્ચિત કરતા હોય, આપત્કાળ પડ્યા સિવાય એકલા બહાર વિચરતા ન હોય તથા ભગવાનની નવધા ભક્તિ સિવાય એક ક્ષણ પણ વૃથા નિર્ગમન ન કરતા હોય, તે સાચા સંત જાણવા; પૂર્વોક્ત લક્ષણે રહિત હોય ને પોતાની ઇચ્છામાં આવે તેવી રીતે સ્વચ્છંદીપણે વર્તતા હોય, તો ઉપરથી સાધુના સરખો-સત્પુરુષના સરખો-વેષ રાખતા હોય, તોપણ તેમનો દૂરથી જ ત્યાગ કરવો........"*

વળી 'શ્રી સત્સંગીજીવન'ના ધર્મરક્ષાના પરમ મનનીય અધ્યાયમાં શ્રી સ્વામીનારાયણ ભગવાને સેવવા યોગ્ય સાચા સંતનાં લક્ષણ કહેતાં કહેલું છે, કે—"સંત બે પ્રકારના છે: બુદ્ધિવાળા (ધીમન્તઃ) ને બીજા થોડી બુદ્ધિવાળા (અલ્પધિયઃ); તેમાં જે બુદ્ધિવાળા સંત છે, તે સદ્દેશ કાળાદિકનું જ સેવન કરે

* સત્સંગી જીવન, પ્રકરણ ૩, અધ્યાય-૫૯

છે; અને ભગવાન મનુષ્યરૂપે આ પૃથ્વી પરથી અંતર્ધાન થયા હોય, છતાં તેમનું સદા પ્રત્યક્ષપણું સમજી, તેમને અંતર્યામી જાણી, તેમનું નિત્યપણું વિચારી, ભગવાન મનુષ્યરૂપે પ્રત્યક્ષ વિચરતા હોય ને જેવી રીતે ધર્મમાં વર્તે, તેવી રીતે ભગવાનની બ્હીક રાખી, ધર્મમાં દૃઢપણે વર્તે છે; જ્યારે બીજા 'થોડી બુદ્ધિવાળા સંત' ભગવાન પરોક્ષ થઈ ગયા એવું સમજી, ભગવાનની લેશમાત્ર બ્હીક રાખતા નથી, ને મિથ્યા માહાત્મ્યજ્ઞાનનું અવલંબન કરી, નિરંકુશપણે અસત્ દેશકાળાદિકનું સેવન કરે છે, ને તેથી વંશે સહિત અધર્મથી પરાભવ પામે છે; ને પાપ કરવામાં રુચિવાળા તેવા થોડી બુદ્ધિવાળા સંતો અંતે નિશ્ચય ધર્મભ્રષ્ટ થાય છે; માટે મુમુક્ષુઓએ 'બુદ્ધિવાળા સંત'નો જ સમાગમ કરવો, પણ 'થોડી બુદ્ધિવાળા સંત'નો કયારે ય સમાગમ ન કરવો; કારણ કે અલ્પ બુદ્ધિવાળાઓના સેવનથી કોઈ પણ જીવનો મોક્ષ થતો નથી; કિન્તુ કેવળ ધર્મહાનિ ને ઉપાસનાનો નાશ થઈ જાય છે; એવા પાપ બુદ્ધિવાળા સંત, બ્રહ્મચર્યાદિ ધર્મભંગનું પ્રાયશ્ચિત્ત કરવામાં પોતાનું શિથિલપણું હોય તે ઢાંકવા ભગવાનનું શુષ્ક માહાત્મ્ય બતાવે છે, કે 'ભગવાન તો અધમોદ્ધારણ ને પતિત પાવન છે, માટે એક જ વાર તેમના નામનું ઉચ્ચારણ કરવાથી પાપ અવશેષ રહેતું જ નથી—ભગવાનના નામોચ્ચારણમાં જેટલી પાપ બાળવાની શક્તિ છે, તેટલી પાપી પુરુષમાં પાપ કરવાની પણ શક્તિ નથી'—આવી રીતે માહાત્મ્ય કહી પોતાના સિદ્ધપણાની પણ પ્રખ્યાતિ કરે છે; એટલું જ નહિ, પરંતુ જે 'સાચા સંત' હોય છે, તેમને 'સાધનદશાવાળા' કહે છે ને મનસ્વીપણે યથેષ્ટ આચરણ કરનારા વચનદ્રોહી ને 'સિદ્ધદશા પામેલા' તથા 'મહામુક્ત' કહે છે; વળી 'થોડી બુદ્ધિવાળા સંત' એવો પણ પ્રલાપ કરે છે, કે 'આ જગત મૂર્તિમાન બ્રહ્મ છે ને અમે'

બ્રહ્મ છીએ અને સ્ત્રી–પુરુષોનો સંભોગ તે બ્રહ્મનો જ વિલાસ છે, જેથી અમારે વિષે કૃષ્ણબુદ્ધિ રાખી અમારો અંગસંગ કરશે, તે નિશ્ચય ગોલોકધામને પામશે'''। 'એકાંતિક ધર્મ સ્થાપવામાં ભગવાનનો જેટલો આગ્રહ હોય છે, તેટલો આવા પાપાચરણ પટુ કહેવાતા સત્પુરુષોનો એકાંતિક ધર્મનો ઉચ્છેદ કરવામાં આગ્રહ હોય છે, માટે ગૃહસ્થ હરિભક્તોએ પોતાના સંબંધી સ્ત્રી જનોને તેવા દાંભિક અસત્પુરુષોથી દૂર જ રાખવા, કારણ કે આવી સત્–અસત્ વિવેકબુદ્ધિ પુરુષોમાં હોય છે, પણ સ્ત્રીઓમાં હોતી નથી, જેથી સ્ત્રીઓને, પૃથ્વી પરથી ભગવાન મનુષ્યરૂપે અંતર્ધાન થયા પછી ભગવત્પ્રતિમાઓને વિષે સાક્ષાત્ નારાયણની બુદ્ધિ રાખી, તે પ્રતિમાઓનું સેવન કરવું, પરંતુ 'બુદ્ધિવાળા સંત' કે 'થોડી બુદ્ધિવાળા સંત' કોઈના સમાગમ માટે સ્ત્રીઓએ જવું નહિ આ મેં બાંધેલી સત્‌શાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન કરી જે સ્ત્રી પુરુષો વર્તશે, તે પોતાના મોક્ષમાર્ગથી નિશ્ચય પડી જશે, જે સ્ત્રીપુરુષો આ મર્યાદાનું ઉલ્લંઘન કરશે, તે આ લોકમાં અપકીર્તિ પામી દેહ મૂક્યા પછી યમપુરીમાં આર્તનાદ કરતા કરતા અનંત દુઃખ ભોગવશે"* **શ્રીમદ્ ભાગવત તથા ભગવદ્‌ગીતા એ આદિક જે સત્શાસ્ત્ર તે થકી અસત્પુરુષ કેવી સમજણ ગ્રહણ કરે છે, તે વિષે પોતે કહે છે:** "અસત્પુરુષની એમ સમજણ છે, જે 'આ વિશ્વને વિષે સ્થાવરજંગમરૂપ એવી જે સ્ત્રીપુરુષની આકૃતિઓ તે વિરાટરૂપ એવા જે આદિપુરુષ નારાયણ તે થકી માયાએ કરીને ઊપજી છે, માટે એ સર્વે આકૃતિઓ તે નારાયણની જ છે, તે સારુ જે મુમુક્ષુ કલ્યાણને ઇચ્છતો હોય, તેણે પ્રથમ પોતાનું મન વશ કરવું–ને મન સ્ત્રીઓ તથા પુરુષરૂપ એવી ઉત્તમનીચ જે જે આકૃતિઓ તેને વિષે આસક્ત થાય, ત્યારે તેને તે જ આકૃતિનું મનને વિષે ધ્યાન

* સત્સંગી જીવન, પ્રકરણ ૩ અધ્યાય–૫૪

કરવું તો એને સઘસમાધિ થાય અને તે આકૃતિને વિષે જો મન હોય કલ્પે તો તેમાં બ્રહ્મની ભાવના લાવવી, જે 'સમગ્ર જગત બ્રહ્મ છે' એમ વિચાર કરીને તે સંકલ્પ ખોટો કરવો–એવી રીતે જે સત્ શાસ્ત્રમાંથી અનુભવનું ગ્રહણ કરવું, તે અસત્પુરુષની સમજણ છે અને એમ સમજવું, એ એના મનનો અતિ દુષ્ટ ભાવ છે અને એનું ફળ અંતકાળે ઘોરતમ નરક ને સંસૃતિ છે."*

**સંગનું બળ–પુરુષનું બળ વિશેષ હોય છે, તે સંબંધમાં પોતે** કહે છે:—"દેશ તો પૃથ્વી કહેવાય, તે સર્વ ઠેકાણે સરખો છે, પણ અતિશય જે મોટા પુરુષ જે દેશમાં રહેતા હોય, તેને પ્રતાપે કરીને ભૂંડો દેશ, ભૂંડો કાળ, ભૂંડી ક્રિયા હોય, તે સર્વે સારાં થઈ જાય છે; અને અતિશય ભૂંડા પાપી પુરુષ જે દેશમાં રહેતા હોય, તેને યોગે કરીને સારો દેશ, સારી ક્રિયા ને સારો કાળ હોય, તે પણ ભૂંડા થઈ જાય છે–માટે શુભ ને અશુભ એવા જે દેશકાળ ને ક્રિયા તેના હેતુ તો પુરુષ છે."÷ "દેશકાળ ક્રિયા ને સંગ તેમાં ક્રિયાનું સમર્થપણું થોડું છે ને દેશકાળ ને સંગનું કારણ વિશેષ છે; કેમ જે જો પવિત્ર દેશ હોય, પવિત્ર કાળ હોય ને તમ જેવા (ગોપાળાનંદ સ્વામીને કહે છે) સંતનો સંગ હોય તો ત્યાં ક્રિયા રૂડી જ થાય; અને જો સિંધ જેવો ભૂંડો દેશ હોય તથા ભૂંડો કાળ હોય તથા પાતરો ને ભડવા અથવા દારૂ–માંસના ભક્ષણ કરનારા તેનો સંગ થાય તો ક્રિયા પણ ભૂંડી જ થાય, માટે પવિત્ર દેશમાં રહેવું અને ભૂંડો કાળ વર્તતો હોય ત્યાંથી આઘુંપાછું ખસી નીસરવું અને સંગ પણ પ્રભુના ભક્ત ને પંચવર્તમાને યુક્ત એવા જે બ્રહ્મવેત્તા સાધુ તેનો કરવો......"+

'સંગ' કરવામાં વિવેક પોતે શીખવે છે કેઃ—'...જેનો

---

* વચનામૃત, લોયા૦–૧૧ ÷ વચનામૃત, ગ૦ પ્ર૦ પ્ર૦–૫૯

+ વચનામૃત, ગ૦ પ્ર૦ પ્ર૦–૨૯

સંગ થાય, તે સાથે કોઈ રીતે અંતર રહે નહિ, ત્યારે તેનો સંગ થયો જાણવો અને ઉપરથી તો શત્રુને પણ હૈયામાં ઘાલીને મળે છે, પણ અંતરમાં તો લાખો ગાઉનું છેટું હોય-એવી રીતે ઉપરથી સંગ હોય, તે સંગ ન કહેવાય અને મન, કર્મ, વચને કરીને જે સંગ કરે, તે જ સગ કર્યો કહેવાય; માટે એવી રીતે મન, કર્મ, વચને સંગ તો પરમેશ્વર અથવા પરમેશ્વરના ભકત તેનો જ કરવો; જેણી જીવનું કલ્યાણ થાય, પણ પાપીનો સંગ તો કયારે ય ન કરવો."+ વળી પોતે કહે છે. "અંતરમાં જે કુસંગી રહ્યા છે. ને બહાર રહ્યા છે, તે બે એક છે અને વળી અંતરમાં સંત રહ્યા છે ને બહાર રહ્યા છે, તે બે એક છે; પણ જે અંતરમાં કુસંગી છે, તેનું બહારના કુસંગીને પોષણે કરીને બળ વધે છે અને અંતરમાં જે સંત છે, તેનું પણ બહારના જે સંત છે, તેને પોષણે કરીને બળ વધે છે; માટે બહારના કુસંગીનો સંગ ન કરે ને બહારના જે સંત છે, તેનો સંગ રાખે તો કુસંગીનું બળ ઘટી જાય ને સંતનું બળ વધે."* સંપૂર્ણ સત્સંગ જેને થયો હોય તેનાં લક્ષણ પોતે કહે છે:-"અતિશય દઢ આત્મનિષ્ઠા હોય, તોપણ પંચવર્તમાનના નિયમમાં લેશ માત્ર ફેર પાડે નહિ; પોતે બ્રહ્મસ્વરૂપે વર્તે, તોપણ પરબ્રહ્મ પરમાત્માનું દાસપણું મૂકે નહિ-સ્વામી-સેવકભાવે ભગવાનની દઢ ઉપાસના કરે-પ્રત્યક્ષ મૂર્તિ ભગવાનને અતિશય અસંગી, નિર્લેપ જાણે; ભગવાનનો અતિશય મહિમા જાણી શ્રવણાદિ નવધા ભકિત દઢ કરી રાખે અને ભગવાનના ભકતની સેવા-ચાકરી કરે."÷

'સત્સંગ' વિષે આટલી સંક્ષેપમાં સમાલોચના કર્યા પછી હવે 'એકાંતિકની મુક્તિ' વિષે આપણે વિચારણા કરીશું.

+ વચનામૃત, ગ૦ પ્ર૦ પ્ર૦-૭૮

* વચનામૃત, ગ૦ પ્ર૦ પ્ર૦-૭૦ ÷ વચનામૃત, લોયા૦-૧

## (૫) એકાંતિકની મુક્તિ (આત્યંતિક કલ્યાણ)

"સત્સંગ થયા પછી દુર્લભમાં દુર્લભ સાધન એકાંતિકપણું છે, ધર્મ, જ્ઞાન, વૈરાગ્યે યુક્ત ભગવાનની ભક્તિ કરે, તે એકાંતિક કહેવાય"* વળી પોતે કહે છે 'જેને ભગવાન વિના બીજી કોઈ વાસના ન હોય ને પોતાને બ્રહ્મરૂપ માનીને ભગવાનની ભક્તિ કરતો હોય, તે એકાંતિક ભક્ત કહેવાય"– એકાંતિક ભક્ત હોય તે પોતાનું રૂપ દેહ માને નહિ ને પોતાને ચૈતન્યરૂપ માને, અને સ્વધર્મ, જ્ઞાન વૈરાગ્ય, તેણે સહિત ભગવાનની ભક્તિ કરે ને એક ભગવાન વિના બીજા કોઈ પદાર્થની વાસના રાખે નહિ "+ "આપણા ઉદ્ધવ સંપ્રદાયને વિષે જ્ઞાન વૈરાગ્ય, ધર્મ ને ભગવાનની ભક્તિ એ ચાર વાના જેમાં હોય તે એકાંતિક ભક્ત કહેવાય અને આપણા સત્સંગમાં મોટો કરવા યોગ્ય પણ તે જ છે "× " જેને શબ્દ, સ્પર્શ, રૂપ રસ ને ગંધ એ પંચવિષય હોય તોપણ ભગવાન સંબંધી જ હોય અને જેના શ્રવણ તે અખંડ ભગવાનની કથા સાંભળવાને ઇચ્છે, ત્વચા ભગવાનનો સ્પર્શ કરવાને ઇચ્છે, નેત્ર ભગવાન ને ભગવાનના સંતના દર્શન કરવા ઇચ્છે, રસના ભગવાનના મહાપ્રસાદના સ્વાદને ઇચ્છે, નાસિકા ભગવાનને ચડ્યાં જે પુષ્પ-તુળસી તેની સુગંધને ઇચ્છે પણ પરમેશ્વર વિના અન્ય વસ્તુને સુખદાયી જાણે જ નહિ–એવી રીતે જે વર્તે, તે ભગવાનનો એકાંતિક ભક્ત કહેવાય" §

મુક્તિ તો ભક્તિથી થાય છે; પરંતુ ભક્તિ નિર્વિઘ્ન રહેવા સારુ ધર્મ, જ્ઞાન ને વૈરાગ્ય, જે ભક્તિનાં "સહાય

* વચનામૃત, લોયા૦-૬ વચનામૃત, ગ૦ પ્ર૦ પ્ર૦-૧૧
+ વચનામૃત ગ૦ ગ૦ પ્ર૦-૨૨ × વચનામૃત, વડતાલ૦ ૩
§ વચનામૃત, ગ૦ મ૦ ૫૦-૪૮

રૂપ ઉપકરણ” છે, તેનું રક્ષણ અત્યાવશ્યક છે. ભક્તિને શરીરનું રૂપક આપી ધર્મ, જ્ઞાન ને વૈરાગ્યને તેનાં અંગ તરીકે ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ વર્ણવ્યાં છે. તે કહ્યું છે, કેઃ—

धर्मो ज्ञानं च वैराग्यं भक्तेर्वेद्यानि तत्त्वतः ।
अङ्गानि त्रीण्युत्तमाङ्गहृत्पादाख्यान्यनुक्रमात् ॥

“ધર્મ, જ્ઞાન ને વૈરાગ્ય અનુક્રમે ભક્તિનાં મસ્તક, હૃદય ને ચરણ છે; અર્થાત્ ધર્મ ભક્તિનું મસ્તક છે, જ્ઞાન ભક્તિનું હૃદય છે અને વૈરાગ્ય ભક્તિના ચરણ છે.” * ભક્તિ ધર્મ સહિત કરવી, જ્ઞાન સહિત કરવી ને વૈરાગ્ય સહિત કરવી, એવો ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો આદેશ છે. પોતે કહે છે: “આત્મનિષ્ઠા, વૈરાગ્ય ને ધર્મ તે તો ભગવાનની ભક્તિનાં સહાયરૂપ ઉપકરણ છે, પણ ભગવાનની ભક્તિ વિના એકલો વૈરાગ્ય, આત્મનિષ્ઠા તથા ધર્મ તે જીવને માયા તર્યાનું સાધન નથી; અને જો ધર્મ, આત્મનિષ્ઠા ને વૈરાગ્ય અતિશય ન હોય ને એકલી ભગવાનની ભક્તિ હોય, તો પણ એ જીવનું કલ્યાણ થાય ને માયાને તરે, એટલો ધર્માદિ થકી ભક્તિને વિષે વિશેષ છે, તો પણ ધર્માદિ અંગનું સહાયપણું હોય તો એ ભક્તિને વિષે કોઈ વિઘ્ન થતું નથી; અને જો ધર્માદિ અંગનું સહાયપણું ન હોય, તો વિષમ દેશકાળાદિકે કરીને ભક્તિને વિષે વિઘ્ન જરૂર થાય છે; તે માટે ધર્માદિક અંગે સહિત ભક્તિ કરવી...” ÷ **શ્રી સ્વામીનારાયણ ભગવાનનો એવો સિદ્ધાંત છે, કે ભગવાનની ભક્તિ વિના એકલું બ્રહ્મજ્ઞાન અથવા એકલો વૈરાગ્ય મોક્ષ કરી શકતાં નથી.** પોતે કહે છે: “આત્મનિષ્ઠાવાળા જે સંત તેને આત્મનિષ્ઠા ને તીવ્ર વૈરાગ્ય એ બે હોય, તેણે કરીને કોઈ રીતનું બંધન તો ન થાય, પણ જો તેને ભગવાનને વિષે ભક્તિ

* સ૦ જી૦ પ્રકરણ ૨, અધ્યાય ૭, શ્લોક—૩૪
÷ ગ૦ મ૦ પ્ર૦—૩૨

ન હોય, તો જેમ ખહુ પ્રકારનાં ભોજન ને ખહુ પ્રકારનાં વ્યંજન કર્યાં હોય ને તેમાં જો એક લવણ ન હોય, તો તે સર્વે નકારાં થઈ જાય છે, તેમ ભગવાનની ભક્તિ વિના એકલું જે બ્રહ્મજ્ઞાન છે તથા વૈરાગ્ય છે, તે તો નકારું જ છે ને સદા અકલ્યાણકારી છે–એમ જાણીને શુકદેવજી બ્રહ્મસ્વરૂપ થયા હતા, તો પણ શ્રીમદ્‌-ભાગવતને ભણતા હવા; અને શ્રીકૃષ્ણ ભગવાનને વિષે દૃઢ ભક્તિને કરતા હવા; માટે આત્મનિષ્ઠાવાળાને જો ભગવાનની ભક્તિ ન હોય તો એ એને મોટું દૂષણ છે; અને જેને ભગવાનને વિષે ભક્તિ હોય તેને પણ જો આત્મનિષ્ઠા ને વૈરાગ્ય ન હોય, તો જેવી ભગવાનને વિષે પ્રીતિ હોય, તેવી બીજા પદાર્થને વિષે પણ થઈ જાય; માટે એ ભક્તિમાર્ગવાળાને પણ મોટું દૂષણ છે; અને જે આવો પરિપક્વ ભગવાનનો ભક્ત હોય, તેણે તો ભગવાનનો યથાર્થ મહિમા જાણ્યો છે; માટે તેને તો પરમેશ્વર વિના બીજું સર્વે તુચ્છ જણાણું છે; તે સારુ કોઈ પદાર્થમાં તે મોહ પામતો નથી, માટે આત્મનિષ્ઠા, વૈરાગ્ય ને ભગવાનને વિષે ભક્તિ એ ત્રણે ય ભેળાં હોય, ત્યારે કોઈ જાતની ખોટ ન કહેવાય; અને એવો જે હોય, તે તો ભગવાનનો જ્ઞાની ભક્ત કહેવાય, એકાંતિક ભક્ત કહેવાય, અનન્ય ભક્ત કહેવાય"×

વળી પોતે કહે છે: "કોઈક સાધને કરીને બ્રહ્મસ્વરૂપને પામ્યો હોય, તો પણ જો......ભગવાનની ભક્તિએ રહિત છે, તો તે પૂરો જ્ઞાની કે એકાંતિક ભક્ત ન કહેવાય. 'શ્રીમદ્‌ભાગવત'માં પણ કહ્યું છે:—

> नैष्कर्म्यमप्यच्युतभाववर्जितम्
> न शोभते ज्ञानमलं निरञ्जनम् ॥
> (સ્ક૦ સ્કંધ, અ૦-૫.

× ગ૦ મ૦ પ્ર૦-૬૪

નૈષ્કર્મ્ય જે આત્માના યથાર્થ ઉપાસનરૂપ જ્ઞાન જો કે તે રાગદ્વેષાદિ અંજને રહિત છે, તો પણ જો ભગવાનની ભક્તિએ રહિત છે તો તે અત્યંત શોભતુ નથી, અર્થાત્ ભક્તિયોગ વિનાનો કેવળ જ્ઞાનયોગ શોભતો નથી. 'ગીતા'માં પણ કહ્યું છે:—

कर्मणो ह्यपि वोद्धव्यं वोद्धव्यं च विकर्मणः।
अकर्मणश्च वोद्धव्यं गहना कर्मणो गतिः॥
(અ૦ ૪, શ્લોક-૧૭)

'અકર્મ' જે જ્ઞાન તેને વિષે પણ જાણવું રહ્યું છે, તે શું તો જે બ્રહ્મરૂપ થયો, તેને પણ પરબ્રહ્મ પુરુષોત્તમ તે જાણવા રહ્યા છે, અને જે બ્રહ્મરૂપ થયો તેને જ પુરુષોત્તમની ભક્તિનો અધિકાર છે ..બ્રહ્મરૂપ થઇને જે પરબ્રહ્મની ભક્તિ ન કરે, તે પણ આત્યંતિક કલ્યાણને ન પામ્યો કહેવાય.."×

**ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ભક્તિ એ ચારેને એકબીજાની** અપેક્ષા છે. એવો પોતાનો સિદ્ધાંત છે. તે કહ્યું છે, કે:—"આ સત્સંગને વિષે પોતાના આત્યંતિક કલ્યાણને ઇચ્છનો એવો જે ભક્તજન, તેને એકલી આત્મનિષ્ઠાએ કરીને જ પોતાનું આત્યંતિક કલ્યાણરૂપ કાર્ય સરતું નથી, તથા એકલી પ્રીતિ જે પ્રેમે સહિત નવ પ્રકારની ભક્તિ કરવી,- તેથી પણ તે કાર્ય સરતું નથી, તથા એકલો જે વૈરાગ્ય તેણે કરીને પણ તે કાર્ય સરતું નથી—આત્મનિષ્ઠા આદિક જે ચાર ગુણ તેમને એક-બીજાની અપેક્ષા છે, તે કહીએ તે સાંભળોઃ આત્મનિષ્ઠા તો હોય પણ જો શ્રીહરિને વિષે પ્રીતિ ન હોય, તો તે પ્રીતિએ કરીને થઈ જે શ્રીહરિની પ્રસન્નતા તેણે કરીને જ પામવા યોગ્ય એવું મોટું ઐશ્વર્ય—જે 'માયાના ગુણે કરીને પરાભવ ન પમાય એવું મોટું સામર્થ્ય'—તેને એ ભક્ત નથી પામતો;

× લોયા૦-૭

અને શ્રીહરિને વિષે પ્રીતિ હોય, પણ જો આત્મનિષ્ઠા ન હોય તો દેહાભિમાનને યોગે કરીને તે પ્રીતિની સિદ્ધિ થતી નથી, અને શ્રીહરિને વિષે પ્રીતિ ને આત્મનિષ્ઠા એ બે ય હોય પણ જો દૃઢ વૈરાગ્ય ન હોય, તો માયિક પંચવિષયને વિષે આસક્તિએ કરીને તે પ્રીતિ ને આત્મનિષ્ઠા તેની સિદ્ધિ થતી નથી, અને સ્વધર્મ તો હોય નો પણ જો પ્રીતિ, આત્મનિષ્ઠા ને વૈરાગ્ય એ ત્રણ ન હોય, તો ભૂર્લોક, ભુવર્લોક, અને બ્રહ્માના ભુવન પર્યંત જે સ્વર્ગલોક તે થકી બહાર ગતિ થતી નથી કહેતા બ્રહ્માંડને ભેદીને માયાના તમ થકી પર એવું જે શ્રીહરિનું અક્ષરધામ તેની પ્રાપ્તિ થતી નથી, અને આત્મનિષ્ઠા, પ્રીતિ ને વૈરાગ્ય એ ત્રણ હોય તો પણ જો સ્વધર્મ ન હોય તો એ ત્રણેની સિદ્ધિ થાતી નથી "* પરંતુ અતિશય માહાત્મ્ય સહિત ભગવાનને વિષે ભક્તિ હોય તો ધર્મ જ્ઞાન ને વૈરાગ્ય સામાન્યપણે હોય, તો ય એક ભક્તિને વિષે ત્રણે આવી જાય તે પોતે કહ્યું છે કે–"જો માહાત્મ્ય સહિત ભગવાનની ભક્તિ હોય ને આત્મનિષ્ઠા ધર્મ તથા વૈરાગ્ય એ સામાન્યપણે હોય, તો પણ કોઈ દિવસ એ ધર્મમાથી પડે નહિ અતિશય માહાત્મ્ય સહિત ભક્તિ ભગવાનને વિષે હોય, તો એક ભક્તિને વિષે ત્રણે આવી જાય અને સામાન્ય ભક્તિ હોય તો એકમા ત્રણ ન આવે "×

'એકાંતિકની મુક્તિ' નો હવે આપણે વિચાર હાથ પર લઈએ–કલ્યાણ તો શાસ્ત્રમા ઘણા પ્રકારના વર્ણવ્યા છે, પણ આત્યંતિક કલ્યાણ અતિ દુર્લભ છે એકાંતિક સિવાય કોઈનું આત્યંતિક કલ્યાણ ન થાય, એવો ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો સિદ્ધાંત છે એકાંતિક સિવાયના બીજા સાધકો યોગભ્રષ્ટ થાય; પરંતુ એકાંતિકને પુનરાવૃત્તિ ન હોય પોતે કહે છે 'ભગવાન-

---

* ગઢડા, પ્રથમ પ્રકરણ–૧૯ × વડતાલ૦–૩

ની ઇચ્છા વિના તો ભગવાનના ધામને પામીને કોઈ પડે જ નહિ; અને જે પડે છે તે તો આધુનિક અપકવ ભક્ત હોય, તે સાધન-કાળમાંથી જ પડે છે તે તો યોગભ્રષ્ટ કહેવાય; પણ વૈરાગ્ય, આત્મનિષ્ઠા, ભક્તિ ને બ્રહ્મચર્યાદિક જે ધર્મ તેણે કરીને જે સિદ્ધ થાય, તે તો.....કોઈ કાળે પડતા નથી."× "એકાંતિક ભક્તો દેહનો ત્યાગ કરીને, સર્વે માયાના ભાવથી મુક્ત થઈને અર્ચિમાર્ગે કરીને ભગવાનના અક્ષરધામને પામે છે......અને ભગવાનની અખંડ સેવામાં રહે છે......"* "વૈરાગ્ય, બ્રહ્મ-ચર્ય, શ્રદ્ધા, અહિંસાધર્મ અને આત્મનિષ્ઠા–એમાંથી કોઈ અંગમાં ન્યૂનતા હોય તો આત્યંતિક મોક્ષ જે ભગવાનનું અક્ષરધામ તેને તો ન પામે, અને એ વિના બીજાં જે ભગવાનનાં ધામ છે, તેને પામે અથવા વધુ સવાસનિક હોય તો દેવલોકને પામે; જે દેવલોકને ભગવાનના ધામ આગળ મોક્ષધર્મને વિષે નરક તુલ્ય કહ્યા છે, અને દેવતામાંથી મનુષ્ય થાય ને મનુષ્ય-માંથી વળી દેવતા થાય અને '**अनेक जन्म संसिद्धस्ततो याति परां गतिम्**' એ શ્લોકનો પણ એ જ અર્થ છે, જે 'જે ભગવાનનો ભક્ત સવાસનિક હોય, તે નરક-ચોરાસીમાં તો ન જાય પણ દેવતામાં ને મનુષ્યમાં તો અનંત જન્મ ધરે; પછી જ્યારે પૂર્વે કહ્યાં એવાં વૈરાગ્યાદિક લક્ષણે યુક્ત થાય, ત્યારે જ ભગવાનની કૃપાનું પાત્ર થાય અને પછી ભગવાનનો એકાંતિક ભક્ત થઈને ગુણાતીત એવું જે ભગવાનનું અક્ષરધામ તેને પામે છે; માટે એક જન્મે અથવા અનંત જન્મે પણ જે દિવસ પ્રથમ કહ્યા એવે લક્ષણે યુક્ત થઈને અતિશય નિર્વાસનિક થશે, ત્યારે જ ભગવાનની કૃપાનું પાત્ર થશે ને આત્યંતિક મોક્ષને પામશે, પણ તે વિના તો નહિ જ પામે"+ **અક્ષરધામના સુખ જેવું સુખ બીજા ધામમાં નથી.** પોતે કહ્યું છે, કે—

× સારંગપુર૦-૧૪ * ગઢડા, પ્રથમ પ્રકરણ-૨૧ + સારંગપુર૦ ૧૧

"પશુના સુખથી મનુષ્યમાં અધિક સુખ છે ને તે કરતાં રાજાનું સુખ અધિક છે, ને તેથી દેવતાનું સુખ અધિક છે, ને તેથી ઇંદ્રનું અધિક છે, ને તેથી બૃહસ્પતિનું ને તેથી બ્રહ્માનું ને તેથી વૈકુંઠલોકનું ને તેથી ગોલોકનું સુખ તે અધિક છે; અને તેથી ભગવાનના અક્ષરધામનું સુખ અતિ અધિક છે......"*

એકાંતિક ભક્ત તો 'निरञ्जनः परमं साम्यमुपेति' એ શ્રુતિ વાક્યાનુસાર અંજન જે માયા તે થકી રહિત થઈ ભગવાનના તુલ્યપણાને પામે છે કહેતાં જેમ ભગવાન શુભ-અશુભ કર્મે કરીને બંધાતા નથી તેમ તે મુક્ત પણ શુભ-અશુભ કર્મે કરીને બંધાય નહિ; અને જેમ લક્ષ્મીજી છે, તે હેને કરીને કયારેક તો ભગવાનના સ્વરૂપમાં લીન થઈ જાય છે ને કયારેક તો નોખાં રહ્યાં થકાં ભગવાનની સેવામાં રહે છે, તેમ તે ભક્ત પણ અતિશય હેતે કરીને ભગવાનને વિષે કયારેક તો લીન થઈ જાય છે અને કયારેક તો મૂર્તિમાન થકો ભગવાનની સેવામાં રહે છે; અને જેમ ભગવાન સ્વતંત્ર છે, તેમ એ ભગવાનનો ભક્ત પણ સ્વતંત્ર થાય છે—આવી રીતની જે સામર્થી, તે તો ભગવાનની કૃપા થકી આવે છે......"+ વળી પોતે કહે છે: "એકાંતિક ભક્ત જયારે દેહ મૂકે છે—ત્યારે તેનો શ્રીકૃષ્ણ ભગવાનને વિષે પ્રવેશ થાય છે અને જે એકાતિક ન હોય, તેનો તો બ્રહ્માદિકમાં પ્રવેશ થાય છે, અથવા સંકર્ષણાદિકને વિષે પ્રવેશ થાય છે, પણ એકાંતિક થયા વિના શ્રીકૃષ્ણ-વાસુદેવમાં પ્રવેશ થતો નથી. તે પ્રવેશ તો એમ સમજવો જે જેમ અતિશય લોભી હોય તેનો ધનમાં પ્રવેશ થાય છે, ને જેમ અતિકામી હોય, તેનો મનગમતી સ્ત્રીમાં પ્રવેશ થાય છે ને જેમ ઘણીક દોલતવાળો હોય ને તે વાંઝિયો હોય ને તેને દીકરો આવે તો તેનો દીકરામાં પ્રવેશ

* પંચાળા૦ ૧ + સારંગપુર-૧૧

થાય છે, તેમ એવી રીતે જેનો જીવ જે સંગાથે બંધાયો હોય, તેને વિષે તેનો પ્રવેશ જાણવો–પણ જેમ જળમાં જળ મળી જાય છે અને અગ્નિમાં અગ્નિ મળી જાય છે; તેમ પ્રવેશ થતો નથી; એ તો જેનો જેને વિષે પ્રવેશ હોય, તેને પોતાના ઇષ્ટદેવ વિના બીજા કોઈ પદાર્થને વિષે હેત ઊપજે નહિ ને એક તેની જ રટના લાગી રહે, ને તે વિના જીવે તે મહાદુઃખના દિવસ ભોગવીને જીવે પણ સુખ ન થાય."÷ **એકાંતિકની ગતિ** પોતે વર્ણવે છે, કે–"એકાંતિકનો વાસુદેવ ભગવાનમાં પ્રવેશ થાય તે પ્રવેશ તે શું, તો તેજના મંડળને વિષે દિવ્ય મૂર્તિ એવા જે વાસુદેવ ભગવાન તેને વિષે એ ભક્તને સ્નેહ હોય. તે સ્નેહે કરીને વાસુદેવ ભગવાનની મૂર્તિને વિષે એના મનનું નિરંતર અનુસંધાન રહે ને આસક્ત થકો વર્તે ને એવી રીતે રહ્યો થકો એ વાસુદેવ ભગવાનની સેવાને વિષે પણ બહાર થકી રહે; જેમ લક્ષ્મીજી છે તે વાસુદેવ ભગવાનના હૃદયને વિષે ચિહ્નરૂપે સ્નેહના આધિક્યપણે કરીને રહ્યાં છે ને બહાર થકી સ્ત્રીરૂપે કરીને સેવામાં પણ રહ્યાં છે, તેમ એકાંતિક ભક્તનો વાસુદેવ ભગવાનને વિષે પ્રવેશ જાણવો; અને હમણાં પણ જે ભક્તને ભગવાનની કથા–કીર્તન, નામસ્મરણ ઇત્યાદિ જે દશ પ્રકારની ભક્તિ તથા ભગવાનનું માહાત્મ્ય તથા સ્વધર્મ તથા વૈરાગ્ય તથા આત્મનિષ્ઠા તથા સંતનો સમાગમ, એનું બંધારણ હોય, તે એવું હોય જે 'તે વિના કોઈ રીતે ચાલે નહિ'; જેમ અફીણ આદિનો બંધાણી હોય તેને તે વિના ચાલે નહિ–ને તે અફીણ તો કડવું ઝેર છે તોપણ અફીણના બંધાણીને અફીણ વિના ચાલે નહિ; તથા દારૂનું બંધાણ હોય તો તે દારૂ પીએ ત્યારે ગળું બળે એવો છે તોપણ તે વિના ચાલે નહિ......તે એને ઘણાક રૂપિયા આપે તોપણ તે બંધાણથી વહાલા ન થાય

÷ ગઢડા, મધ્ય પ્ર૦–૩૮

ને ન લે, કેમ જે એ વ્યસન એના જીવ સંગાથે જડાઈ ગયું છે—તેમ જેને ભગવદ્‌ભક્તિ આદિ ક્રિયાનું બંધાણ થયું હોય, તે ગમે તેવો કુસંગ થાય, તોપણ તે વિના ચાલે જ નહિ ને એ વિના બીજા કાર્યમાં એનું મન રાજી થાય નહિ; અને ભગવદ્‌ભક્તિ આદિ ક્રિયામાં એનો જીવ જડાઈ ગયો હોય ને એનો જ એને અતિ ઈશક હોય એવો જે ભગવાનનો ભક્ત તેનો પણ વાસુદેવ ભગવાનને વિષે પ્રવેશ છે એમ જાણવું; અને તે ભગવદ્‌ભક્ત કેવો હોય તો ભગવાનની સેવા વિના ચતુર્ધા મુક્તિને પણ ન ઈચ્છે, તો બીજાની શી વાર્તા? એવો હોય તે ભગવાનનો એકાંતિક ભક્ત જાણવો."×

એકાંતિકની મુક્તિ અને આત્યંતિક કલ્યાણ એ પર્યાયવાચક શબ્દો છે. ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો એવો સિદ્ધાંત છે, કે—"કારણ-શરીર છે, તેને વિષે સ્થૂળ, સૂક્ષ્મ એ બે દેહ બીજવૃક્ષન્યાયે રહ્યા છે; માટે એને કારણ-શરીર કહે છે. એ કારણ-શરીર અવિદ્યાત્મક છે, અનાદિ છે ને સંચિત કર્મે યુક્ત છે; અને જેમ બીજને ને ફોતરાંને નિત્ય સંબંધ છે, અને ભૂમિને ને ગંધને જેમ નિત્ય સંબંધ છે, તેમ જીવને ને કારણ-શરીરને નિત્ય સંબંધ છે; અને જેમ પૃથ્વીને વિષે બીજ રહ્યાં છે, તે વર્ષાકાળે જળના યોગને પામીને ઊગી નીસરે છે, તેમ માયાને વિષે કારણ-શરીરે યુક્ત થકા રહ્યા એવા જે જીવ તે ઉત્પત્તિકાળને વિષે ફળપ્રદાતા એવા જે પરમેશ્વર તેની દૃષ્ટિને પામીને પોતપોતાના કર્મને અનુસારે નાના પ્રકારના દેહને પામે છે." વળી પોતે કહે છે: "કારણ-શરીરરૂપ જીવની માયા છે, તે વજ્રસાર જેવી છે, તે કોઈ રીતે જીવથી જુદી પડતી નથી. જ્યાં સુધી કારણ-શરીર ન બળે, ત્યાં સુધી જીવનું આત્યંતિક કલ્યાણ ન થાય—જન્મમરણ-સંસૃતિ ન ટળે—

× ગઢડા, અંત્ય, પ્ર૦-૩૩

પ્રલયકાળે કારણ-શરીર સહિત જીવ માયામાં લીન રહે છે, ઉત્પત્તિકાળે પરમાત્મા આ જીવને બુદ્ધિ, ઇંદ્રિયો, મન ને પ્રાણ આપે છે. અનાદિકાળથી માયાથી પરિવેષ્ટિત જીવોની મુક્તિ સાધવા સર્વ સાધન આપી કારણ-શરીરમાંથી સૂક્ષ્મ ને સ્થૂળ શરીર ઉત્પન્ન કરે છે. સ્થૂળદેહ, પૃથ્વી, જળ, તેજ, વાયુ ને આકાશ એ પંચમહાભૂતનું બનેલું છે અને સૂક્ષ્મદેહ પંચજ્ઞાનેન્દ્રિય, પંચકર્મેન્દ્રિય, પંચપ્રાણ ને ચાર અંતઃકરણ મળી ઓગણીસ તત્ત્વનું છે. સ્થૂળદેહને વિષે પણ સૂક્ષ્મદેહ અનુસ્યૂતપણે વર્તે છે, ત્યારે જ સર્વે ક્રિયા યથાર્થપણે થાય છે, તેવી જ રીતે સૂક્ષ્મદેહને વિષે પણ સ્થૂળદેહ એકત્વપણે વર્તે છે, ત્યારે જ સૂક્ષ્મદેહના ભોગ સિદ્ધ થાય છે—આ ત્રણે દેહ જીવની માયા છે, તેમા કારણ-શરીર તો ગમે તેટલા ઉપાય કરે, ગમે તેવાં સાધન કરે, પણ જીવથી જુદું થાય જ નહિ, એવુ છે તોપણ તેને બાળવાનો ઉપાય પોતે બતાવે છે —'**જ્યારે એ જીવને સંતનો સમાગમ મળે;ને તે સંતને વચને કરીને પરમેશ્વરનું સ્વરૂપ ઓળખ્યામાં આવે; ને તે પરમેશ્વરના સ્વરૂપનું ધ્યાન કરે; ને તે પરમેશ્વરના વચનને હૃદયમાં ધારે**, ત્યારે એ કારણ શરીર છે, તે બળીને ખોખા જેવું થઈ જાય છે'—જેમ આંબલીનું બીજ હોય ને તે બીજની છાલ બીજ સાથે અતિ દૃઢ ચોટી હોય, પછી તેને જ્યારે અગ્નિમાં શેકે, ત્યારે તે છાલ દાઝીને ખોખા જેવી થઈ જાય ને પછી હાથમાં લઈને ચોળે તો જુદી થઈ જાય, તેમ **ભગવાનનું ધ્યાન ને ભગવાનનું વચન તેણે કરીને કારણ-શરીર શેકાઈને આંબલીના ફોતરાંની પેઠે જુદું થઈ જાય** છે; અને તે વિના તો કોટિ ઉપાય કરે, તોપણ કારણ-શરીરરૂપ જે અજ્ઞાન, તેનો નાશ થતો નથી,"* એકાંતિક ભક્ત હોય અથવા જે એકાંતિકના માર્ગે ચાલ્યો હોય, તેને તો એવી વૃત્તિ

* સા૦-૧૪, કારિયાણી-૧૨ તથા વડતાલ-૧૬

રહે જે "ભગવાન તથા સંત મને જે જે વચન કહેશે, તેમ જ મારે કરવું છે......અને આટલું વચન મારાથી મનાશે ને આટલું નહિ મનાય, એવું વચન તો ભૂલે પણ ન કહે અને ભગવાનની મૂર્તિને હૈયામાં ધારવી હોય, તેમાં શૂરવીરપણું રહે ને મૂર્તિ ધારતાં ધારતાં જો ન ધરાય તોપણ કાયર ન થાય ને નિત્ય નવીન શ્રદ્ધા રાખે... ..."×

ધ્યાનઃ—ધ્યાન કોનું થાય ને કોનું ન થાય, તેનો વિવેક બતાવતાં ભગવાન શ્રી સહજાનંદ સ્વામી કહે છેઃ—

कृष्णस्तदवताराश्च ध्येयास्तत्प्रतिमाऽपिच ।
न तु जीवा नृदेवाद्या भक्ता ब्रह्मविदोऽपिच ॥

"શ્રીકૃષ્ણ ભગવાન તથા શ્રીકૃષ્ણ ભગવાનના જે અવતાર તે ધ્યાન કરવા યોગ્ય છે તથા શ્રીકૃષ્ણ ભગવાનની પ્રતિમા પણ ધ્યાન કરવા યોગ્ય છે; માટે એમનું ધ્યાન કરવું, પણ મનુષ્ય તથા દેવાદિક જે જીવ, તે તો શ્રીકૃષ્ણ ભગવાનના ભક્ત હોય અને બ્રહ્મવેત્તા હોય, તોપણ ધ્યાન કરવા યોગ્ય નથી; માટે એમનું ધ્યાન ન કરવું."+ આ સામાન્ય ક્રમ કહ્યા પછી વિશેષ સ્પષ્ટતા કરે છે......"જે એકાંતિક ભક્ત હોય-પતિવ્રતાના જેવી ભક્તિ-વાળા હોય-તેમણે તો 'જેવી ભગવાનની મૂર્તિ પોતાને મળી હોય, તેનું જ ધ્યાન કરવું,' પરંતુ પૂર્વે ભગવાનના અવતાર થઈ ગયા, તે મૂર્તિનું પણ ધ્યાન ન કરવું; અને પોતાને ભગવાનની મૂર્તિ મળી હોય, તેને વિષે જ પતિવ્રતાની પેઠે ટેક રાખવી..."÷ વળી પોતે કહે છેઃ "જેવે રૂપે કરીને ભગવાનનું દર્શન પોતાને થયું છે ને તે સંગાથે જેને પતિવ્રતા જેવી દૃઢ પ્રીતિ બંધાણી છે, તેણે મોટામોટા બીજા મુક્ત સાધુ તે સંગાથે પણ પ્રીતિ થાય જ નહિ; અને પોતાના ઇષ્ટદેવ જે ભગવાન, તેના જે બીજા

× ગઢડા, પ્રથમ પ્રકરણ-૧૫ + શિક્ષાપત્રી, શ્લોક-૧૧૫
÷ વચનામૃત, લોયા૦.૧૧

અવતાર હોય, તે સંગાથે પણ પ્રીતિ થાય નહિ; કેવળ જે સ્વરૂપની પોતાને પ્રાપ્તિ થઈ હોય, તે સંગાથે જ પ્રીતિ રહે ને તેની મરજી પ્રમાણે જ વર્તે અને બીજાને જે કાંઈક માને, તે તો તેના જાણીને માને, એવી જેને પોતાના ઇષ્ટદેવ જે ભગવાન તેને વિષે પતિવ્રતાના જેવી દૃઢ ભક્તિ હોય તે ગમે તેવા બીજા ગુણવાનને દેખે, પણ તેને વિષે હેત થાય જ નહિ..."÷

આ સંપ્રદાયના અનુયાયીઓની એવી દૃઢ નિષ્ઠા હોય છે, કે ધ્યાન તો પોતાને પ્રત્યક્ષ મળ્યા એવા શ્રી સ્વામીનારાયણ ભગવાનનું જ થાય; પરંતુ તે વિના અન્ય અવતારો કે પ્રતિમાઓનું પણ ન થાય દેવ, મનુષ્ય નો 'ધ્યાનના શુભાશ્રય' નથી, એટલે બ્રહ્મવેત્તા સત્પુરુષ હોય કે મોટા દેવ હોય, છતાં એમનું ધ્યાન થઈ શકે નહિ; વળી પાંચ વખત માનસી પૂજા કરવાનું આ સંપ્રદાયના અનુયાયીઓ માટે આવશ્યક હોય છે; તે માનસીપૂજા પણ ઋતુઋતુ પ્રમાણે* રોમાંચગાત્ર થઈ ગદ્‌ગદ્ કંઠે+ શ્રી સ્વામીનારાયણ ભગવાનની જ કરવામાં આવે છે.

**વચનઃ**—વચન (આજ્ઞા) પ્રમાણે વર્તવાનું, તે પણ આ સંપ્રદાયમાં પ્રત્યક્ષ પરમાત્મા શ્રી સ્વામીનારાયણ ભગવાનનાં ઉપદેશેલાં વચન અનુસાર જ; તે કહ્યું છે, કે—

ધર્મ તે ધર્મસુતનાં વચન, તેહ પાળવાં પ્રીતે કરી
જેને જેમ કરી આગન્યા, તે ફેરવવી નહિ ફરી;
આગન્યાથી અધિક બીજો, નથી આવતો ધ્યાર્યામાંય ધર્મ
તોળી તપાસી જોયું તને મને, એ જ ધર્મ છે વળી પર્મ;
ત્યાગીગૃહી જન જેહને, કરી જેને તે જેમ આગન્યા
તેણે તે તેમ વર્તવું, નવ વર્તવું વચન વિના;

÷ ગઢડા, અંત્ય૦ પ્રકરણ–૧૬ * ગ૦, અંત્ય૦ પ્રકરણ–૨૩
+ સારંગપુર–૩

વચનમાં જેહ -વરતે, તે પરમ ધર્મ પાળનાર;
વચન વિરોધી જે વરતે, તે સર્વે ધર્મ ટાળનાર.

× × × ×

જેણે વચનમાં રહેવાનું દૃઢ કર્યું, તેણે ધર્મ ધાર્યા છે સઘળા;
તેહ વિના બીજા ધર્મ તે તો, પાપની પ્રજળી પળા.
શુદ્ધ ધર્મ શ્રીમુખનીવાણી, કહી છે જેને કરુણા કરી;
એવી રીતે રૈ'યે, તે'યે જાણો શુદ્ધ ધર્મ રહ્યા ધરી.
ધર્મ ધર્મ સહુ કોઈ કહે, પણ ધર્મમાં બહુ મર્મ છે;
પ્રકટ પ્રભુનાં વચન પાળે, એથી મોટો કોઈ ધર્મ છે ? "*

— નિષ્કુળાનંદ સ્વામી

'શિક્ષાપત્રી'માં તો પાને પાને 'ધર્મસુત'નાં વચન છે– 'પ્રકટ પ્રભુ'નાં વચન છે—એ વચન ધારવાં, એ વચન જીવનમાં ઉતારવાં, એનું નામ ધર્મપાલન ને એ જ ધર્મપરાયણતા.

આ પ્રમાણે પ્રકટ પ્રભુનું ધ્યાન ને પ્રકટ પ્રભુનાં વચન ધારે, તેનું કારણ શરીર બળી જાય ને તે આત્યંતિક કલ્યાણ પામે. પરમાત્મા પોતાના દિવ્ય અક્ષરધામમાં એવા એકાંતિક ભક્તને ભાગવતી-તનુ આપી, પોતાની સેવામા રાખે છે અને એ જ મુક્તિ છે. સ્વામી-સેવક ભાવે દિવ્ય ભાગવતી-તનુ ધારણ કરી, ભગવાન-ની સેવામાં રહેનારો એકાંતિક ભક્ત ભગવાનના સાધર્મ્યપણાને પામે છે. શ્રી સ્વામીનારાયણ ભગવાનના સિદ્ધાંત પ્રમાણે તે જ મુક્તિ છે. '**સેવામુક્તિશ્ચ ગમ્યતામ્** દિવ્ય ધામમાં બ્રહ્મરૂપે ભગવાનની સેવા કરવી, તે અમે મુક્તિ માની છે.'× આવા એકાંતિક ભક્તો, જ્ઞાની ભક્તો નિષ્કામ ભક્ત કહેવાય છે. એ તો ચાર પ્રકારની મુક્તિને પણ નથી ઇચ્છતા, કેવળ ભગવાનની પ્રસન્નતા જ ઇચ્છે છે. તે કહ્યું છે, કે:–"ભગવાનના લોકમાં રહેવું,

* સારસિદ્ધિ, કડવું-૨૭, ૨૮ × શિક્ષાપત્રી, શ્લોક-૧૨૧

ભગવાનને સમીપે રહેવું, ભગવાનના સરખું રૂપને પામવું અને ચોથું ભગવાનના સરખું ઐશ્વર્ય પામવું–એ ચાર પ્રકારની મુક્તિને ભગવાનનો ભક્ત નથી ઇચ્છતો ને કેવળ ભગવાનની સેવાને જ ઇચ્છે છે .....અને એવા જે નિષ્કામ ભક્ત, તેમને ભગવાન પોતાની સેવામા રાખે છે અને એ ભક્ત નથી ઇચ્છતા, તો પણ બળાત્કારે ભગવાન એને પોતાનાં ઐશ્વર્ય–સુખને પમાડે છે,...એ નિષ્કામ ભક્તને જ ગીતામાં ભગવાને જ્ઞાની કહ્યો છે, અને જે સકામ ભક્ત છે, તેને અર્થાર્થી કહ્યો છે ....."*

**એકાંતિક ભક્ત ભગવાનના સાધર્મ્યપણાને પામે છે, તો પણ સ્વામી-સેવકપણું રહે છે,** તે સિદ્ધાતના વિશેષ સ્પષ્ટીકરણ માટે પોતે પૂર્વ પક્ષ ગ્રહણ કરી, ઉત્તરપક્ષનું પણ પોતે જ સ્થાપન કરે છે પોતે પ્રશ્ન પૂછે છે: "ભગવાનનો ભક્ત હોય તે દેહ મૂકીને બ્રહ્મરૂપ થઇને ભગવાનના ધામમા જાય છે. પછી એમા ને ભગવાનમા શો અંતરાય રહે, જેણે કરીને સ્વામી-સેવકપણાનો નાતો રહે છે, કેમ જે એ ભગવાનનો ભક્ત છે, તે પણ જેવા ભગવાન સ્વતંત્ર છે ને કાળકર્મ ને માયાના આવરણે રહિત છે, તેવો જ થાય છે, માટે એમા શો ભેદ રહે છે, જેણે કરીને સ્વામી-સેવકપણું રહે છે?"

પોતે જ ઉત્તર કરે છે "ભગવાનનો ભક્ત હોય તેણે જેવા ભગવાનને જાણ્યા હોય, જે ભગવાન આટલી સામર્થીએ યુક્ત છે અને આટલી શોભાએ યુક્ત છે ને આવા સુખસ્વરૂપ છે, એવી રીતે એ ભક્તે જેટલો ભગવાનનો મહિમા જાણ્યો છે અને જેવા પ્રતાપે યુક્ત ભગવાનને જાણ્યા છે, તે ભક્ત જ્યારે દેહ મૂકીને ભગવાનના ધામમા જાય છે, ત્યારે રૂપ તથા સામર્થી–એ તે ભક્તની પણ તેવી જ થાય છે, તો પણ ભગવાનની સામર્થી

* ગઢડા, પ્રથમ પ્રકરણ–૪૩

અને ભગવાનનું સુંદરપણું ઇત્યાદિક જે પ્રતાપ, તે એ ભક્તને ભગવાનને વિષે અતિશય જણાય છે; ત્યારે એ ભક્ત એમ જાણે છે, જે 'મેં જેટલો પ્રતાપ જાણ્યો હતો ને સુંદરપણું જાણ્યું હતું, તેટલું ઐશ્વર્ય ને તેટલું સુંદરપણું તો મને પણ ભગવાને આપ્યું છે, તો પણ ભગવાનનું ઐશ્વર્ય ને ભગવાનનું સુંદરપણું તે તો અતિશય અપાર દેખાય છે'; માટે મારા જેવા અનંત ભગવાનના સાધર્મ્યપણાને પામ્યા છે. તો પણ ભગવાન જેવો કોઈ થવાને સમર્થ થતો નથી; શા માટે જે ભગવાનનો મહિમા, ગુણ, કર્મ, જન્મ ને સામર્થી તથા સુંદરતા, સુખદાયકપણું એ આદિક જે અનંત કલ્યાણકારી ગુણ તેના પારને શેષ, શારદા, બ્રહ્માદિક દેવતા તથા ચાર વેદ–એ પામતા નથી અને ભગવાન પોતે પણ પોતાના મહિમાના પારને પામતા નથી; માટે ભગવાન તો સર્વે સામર્થીએ કરીને અપાર છે; અને એ ભગવાનને ભજીને અનંત કોટિ વૈષ્ણવ ભગવાન સરખા થયા છે, તો પણ ભગવાનમાંથી કોઈ જાતનો પ્રતાપ અણુ જેટલો પણ ન્યૂન થયો નથી; જેમ મીઠા જળનો સમુદ્ર ભર્યો હોય, તેમાંથી મનુષ્ય, પશુ, પંખી સર્વે જેટલું ભાવે તેટલું જળ પીએ તથા પાત્ર ભરી લે, તોપણ ઓછું થતું નથી; શામાટે જે તે સમુદ્ર તો અગાધ છે; તેમ જ ભગવાનનો મહિમા પણ અતિશય અપાર છે; માટે કોઈ રીતે કરીને વધે–ઘટે એવો નથી; તે સારું જે જે ભગવાનના ભક્ત બ્રહ્મરૂપ થયા છે, તો પણ ભગવાનના દૃઢ દાસ થઈને ભગવાનનું ભજન કરે છે. એવી રીતે ભગવાનના ભક્ત ભગવાનના સાધર્મ્યપણાને પામ્યા છે, તો પણ સ્વામી–સેવકપણું રહે છે, એ જ એ પ્રશ્નનો ઉત્તર છે." * વળી આ જ સિદ્ધાંતનું સમર્થન કરતાં પુનઃ પોતે કહે છે : 'મુક્તો નિર્ગુણપણે અક્ષરધામને વિષે રહ્યા હોય ને નારાયણ પણ ત્યાં તેવી જ રીતે

* ગઢડા મધ્યમ પ્રકરણ–૬૭

રહ્યા હોય, તે વારે એ સર્વે ચૈતન્યમય છે ને નિર્ગુણ છે અને 'મમ સાધર્મ્યમાગતાઃ'—નારાયણના સાધર્મ્યપણાને પામ્યા છે, એવા જે મુક્ત ને નારાયણમાં કેમ ભેદ છે, તો જેમ ચંદ્રમા છે ને તારા છે તેમાં ભેદ છે તેમ–જુઓને પ્રકાશપણે કરીને સરખા નથી અને બિંબમાં પણ ઘણો ભેદ છે અને સર્વે ઔષધિનું પોષણ, તે પણ ચંદ્રમા વતે જ થાય, પણ બીજે તારે ન થાય અને રાત્રિનો અંધકાર, તે પણ ચંદ્રમાએ કરીને ટળે, પણ તારાએ કરીને ટળે નહિ, તેમ નારાયણ તથા મુક્તોમાં ભેદ છે; અને વળી જેમ રાજા ને રાજાના ચાકર તે મનુષ્ય જાતિએ કરીને સરખા છે, પણ રાજાનું સામર્થ્ય, ઐશ્વર્ય, રૂપ, લાવણ્ય તે સર્વોપરી છે; અને જે રાજા વતે થાય, તે ચાકર વને થાય જ નહિ, સૂઝે એવડો મોટો હોય, તોપણ ન થાય, તેમ પુરષોત્તમ નારાયણ, તે સર્વ કર્તા છે, સર્વ કારણ છે, સર્વ નિયંતા છે, અતિ રૂપવાન છે, અતિ તેજસ્વી છે, અતિ સમર્થ છે અને 'કર્તુમકર્તુમન્યથા કર્તું સમર્થ' છે, તે જો પોતાની ઇચ્છામાં આવે તો એ અક્ષરધામને વિષે રહ્યા જે મુક્ત, તે સર્વેને પોતાના તેજને વિષે લીન કરીને પોતે એક જ વિરાજમાન રહે; અને સૂઝે તો એ સર્વે મુક્ત તેમણે સેવ્યા થકા એમની ભક્તિને અંગીકાર કરે ને એ સહિત વિરાજમાન રહે; અને જે અક્ષરધામને વિષે પોતે રહ્યા છે, તે અક્ષરને પણ લીન કરીને પોતે સ્વરાટ્ થકા એકલા જ વિરાજમાન રહે અને પોતાના મનમાં આવે તો એ અક્ષરધામ વિના પણ અનંતકોટિ મુક્તને પોતાના ઐશ્વર્યે કરીને ધારવાને સમર્થ છે.........પોતાના ઐશ્વર્યે કરીને સર્વોપરી વર્તે છે; તે એને ને બીજા અક્ષરાદિક મુક્તને સરખા કહે છે, તે દુષ્ટ મતવાળા જાણવા ને તેને અતિ પાપી જાણવા અને એનાં દર્શન પણ કરવાં નહિ; અને એવી રીતની સમજણવાળાનાં દર્શન કરીએ તો પંચ મહાપાપ જેવું પાપ થાય; અને એ નારાયણને લઇને તો જેને

વિષે મોટપ કહીએ તેને વિષે સંભવે; એને લઈને બ્રહ્મા, શિવ, નારદ, સનકાદિક એ સર્વેને ભગવાન કહેવાય છે અને ઉદ્ધવજીને વિષે એ નારાયણને લઈને ઉદ્ધવને ભગવાન કહેવાય; અને હમણાં આ મુક્તાનંદ સ્વામી જેવા સંતને વિષે એ નારાયણને લઈએ, તો એમને પણ ભગવાન જેવા કહેવાય, અને એ નારાયણને લીધા વિના તો અક્ષરને પણ ભગવાન્ ન કહેવાય તો બીજાની શી વાર્તા કહેવી ? અને 'अपरिमिता ध्रुवास्तनुभृतो यदि सर्वगतास्तर्हि न शास्यतेति नियमो ध्रुव नेतरथा।' એ વેદસ્તુતિના ગદ્યનો પણ એ જ અર્થ છે;......એ નારાયણ જેવા તો એક નારાયણ જ છે પણ બીજો કોઈ એ જેવો થતો નથી અને 'एकमेवाद्वितीयं ब्रह्म' એ શ્રુતિનો પણ એ જ અર્થ છે; જે 'એ નારાયણ જેવા તો એક નારાયણ જ છે' એમ સર્વ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે......"* "........જે ભગવાનના ભક્ત હોય, તે ભગવાનના પ્રતાપે કરીને બ્રહ્મા, શિવ, શુકજી, નારદ તે જેવા પણ થાય અને પ્રકૃતિપુરુષ જેવા પણ થાય અને બ્રહ્મ તથા અક્ષર જેવા પણ થાય, તોપણ શ્રીપુરુષોત્તમનારાયણ જેવો થવાને તો કોઈ સમર્થ નથી; માટે જેનો સંગ કર્યા થકી તથા જે શાસ્ત્ર સાંભળવા થકી ભગવાનની ઉપાસનાનું ખંડન થઈને સ્વામી-સેવકભાવ ટળી જતો હોય તો તે સંગનો તથા તે શાસ્ત્રનો......તત્કાળ ત્યાગ કરવો."+

એકાંતિક ભક્તને તો ભગવાનનાં કથા-કીર્તન કરતાં થકાંજ દિવસ ને રાત્રિ વીતે છે, ત્રણ અવસ્થાથી પર જે પોતાનો જીવાત્મા તેનું બ્રહ્મરૂપે સાક્ષાત્ દર્શન થાય છે, ભગવાન વિના અન્ય પદાર્થને વિષે વૈરાગ્ય થાય છે અને અધર્મનો ત્યાગ કરીને ધર્મને વિષે રહેવાય છે—આટલી તો જીવતાં પ્રાપ્તિ થાય છે; અને દેહ મૂકે ત્યારે એવા ભક્તને ભગવાન પોતા જેવો જ

* લોયા૦ ૧૩ + કારિયાણી૦ ૧૦

કરે છે જેમ ભગવાને બ્રહ્માને કહ્યું છે: 'હે બ્રહ્મા, જેવો હું છું, જેવો મારો મહિમા છે ને જેવાં મારા ગુણ ને કર્મ છે, તેવુ મારા અનુગ્રહ થકી તને વિજ્ઞાન થાઓ' એવુ જે બ્રહ્માને કહ્યું છે, તેમ જે પોતાના અનન્ય ભક્ત હોય તે સર્વને ભગવાન એવી પ્રાપ્તિ કરાવે છે, અને જેમ ભગવાન કાળ, કર્મ ને માયાથકી રહિત છે, તેમ જ ભગવાનના ભક્ત પણ કાળ, કર્મ ને માયાથકી રહિત થાય છે ને અખંડ ભગવાનની સેવાને વિષે રહે છે, એવી દેહ મૂકયા કેડે પ્રાપ્તિ થાય છે "× ભગવાનનું બ્રહ્મપુર ધામ છે તેને વિષે ભગવાન સદા સાકાર મૂર્તિ વિરાજમાન છે અને ભગવાનના ભક્ત પણ એ ભગવાનના ધામમા મૂર્તિમાન થકા ભગવાનની સેવામા રહે છે આ વિદેહમુક્તિનો ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો આદર્શ છે જીવન્મુક્તિનો આદર્શ પણ એવો જ દિવ્ય છે તે વિષે પોતે કહે છે: "એકાંતિક ભક્તોને મરીને ભગવાનના ધામમા જવુ એમ નથી એ તો છતી દેહે જ ભગવાનના ધામને પામી રહ્યો છે "–

આવા 'જીવન્મુક્ત જોગિયા' થી ભગવાન અને ભગવાનના ધામ અણુમાત્ર છેટે નથી .....એવાનુ દર્શન થાય ત્યારે એમ જાણવુ 'મને સાક્ષાત્ ભગવાનનું દર્શન થયુ.'* ભગવાન શ્રી સહજાનંદ સ્વામી સ્વય કહે છે· "એવાના પગની રજને તો અમે પણ માથે ચઢાવીએ છીએ અને એવાને દુખવતા મનમા બીએ છીએ–એવાનાં દર્શન પણ ઇચ્છીએ છીએ "+ "અમારે, આ દેહને મૂકશુ પછી કોઈ રીતનો જન્મ થવાનુ નિમિત્ત તો નથી, તોપણ અંતરમા એમ વિચારીએ છીએ, જે જન્મ ધર્યાનું કોઇક કારણ ઉત્પન્ન કરીને પણ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ભક્તિ તેણે યુક્ત એવા જે આ સત તેના મધ્યમા

× ગ० મ० પ્ર०-૬૬ – ગ० અંત્ય० પ્ર०-૭
* સારંગપુર० ૧૦ + ગ० પ્ર० પ્ર०-૩૭

જન્મ ધરવો એમ જ ઇચ્છીએ છીએ." × "અમે તો જે મન–કર્મ–વચને પરમેશ્વરના ભક્ત છે, તેને અર્થે અમારો દેહ પણ શ્રીકૃષ્ણાર્પણ કરી રાખ્યો છે......" ÷

ભગવાન, ભગવાનના 'એકાંતિક ભક્ત અને ભગવાનની ભક્તિ, એ ત્રણેનો નિત્ય સંબંધ છે. "......દેહ મૂકીને ભાગવતી તનુએ કરીને પણ આજ વાર્તા કરવી છે." * આવું પોતે કહે છે; એટલે ભક્તિ તો ભગવાન અને ભગવાનના એકાંતિક ભક્ત હોય, ત્યાં હોય જ. પોતે સ્વયં કહે છે: "......અમારે ભગવાનનાં કથા–કીર્તન કે વાર્તા કે ભગવાનનું ધ્યાન, એમાંથી કોઈ કાળે મનની તૃપ્તિ થતી જ નથી; ને તમારે પણ સર્વેએ એવી જ રીતે કરવું." +

અક્ષરધામમાંથી ભગવાન જ્યારે જીવના કલ્યાણને અર્થે મૂર્તિ ધારણ કરે છે, ત્યારે પોતાનું અક્ષરધામ, ચૈતન્યમૂર્તિ પાર્ષદ અને પોતાનાં સર્વે ઐશ્વર્ય તે સહિત જ પધારે છે; તે સ્વતંત્રપણે અવતરે છે–કર્માધીન નહિ. સર્વે મુક્તો પણ ભગવાનની ઇચ્છાથી જ આ પૃથ્વીપર દેખાય છે. અહીં દેહધારી જેવા થઈ મુક્તો આવે.ત્યારે અક્ષરધામમાં તો દિવ્યદેહે સેવામાં તો હોય જ; પરંતુ આ લોકમાં ભગવાનના સંકલ્પથી બીજારૂપે દેખાય. આવા દિવ્ય ભગવાન અને દિવ્ય મુક્તો અનંત જીવોને એકાંતિક કરી 'દિવ્યરૂપ પાર્ષદ ભેળા ભેળવવા વાસ્તે' આ પૃથ્વી ઉપર પધારે છે. તે સમયે પોતાનું દિવ્ય સ્વરૂપ–ઐશ્વર્ય-તેજ–સામર્થ્ય છુપાવી, મનુષ્ય જેવા મનુષ્ય થઈ દર્શન દે છે. વળી પોતે કહે છે: "જેવા પ્રકટ ભગવાન પૃથ્વી ઉપર વિરાજે છે અને જેવા ભગવાનના ભકત ભગવાનની સમીપે વિરાજે છે તેવા ને તેવા જ જ્યારે આત્યંતિક પ્રલય થાય છે

× ગ૦ મ૦ પ્ર૦–૪૮ ÷ લોયાણી૦ ૬
* ગ૦ મ૦ પ્ર૦–૬૩ + ગ૦ મ૦ પ્ર૦–૪૯

ત્યારે પણ રહે છે; અને આ ભગવાન અને આ ભગવાનના ભક્ત તે સદા સાકાર જ છે" તદુપરાંત, "સ્વરૂપાદ્વૈત"નો સિદ્ધાન્ત જે પોતે ઉપદેશેલો છે, તે અતિશય અલૌકિક ને મનનીય છે. પોતે કહે છે: "કોટિ કોટિ ચંદ્રમા, સૂર્ય, અગ્નિ, તેના જેવો તેજનો સમૂહ છે, તે સમુદ્ર જેવો જણાય છે; એવું બ્રહ્મરૂપ તેજોમય જે ભગવાનનું ધામ, તેને વિષે જે પુરુષોત્તમ ભગવાનની આકૃતિ રહી છે, તે આકૃતિમાંથી એ ભગવાન્ પોતે અવતાર ધારે છે. તે જે ધામમાં રહી જે મૂર્તિ ને આ પ્રકટ શ્રીકૃષ્ણની મૂર્તિ, તેમાં આધકપણે સાદશ્યપણુ છે—જેમ ધામની મૂર્તિ-ગુણાતીત છે, તેમ જ મનુષ્યમૂર્તિ પણ ગુણાતીત છે—ગુણાતીત એવુ જે અક્ષરધામ, તેને વિષે જે મૂર્તિ છે, તે જ મૂર્તિ પ્રત્યક્ષ છે. એ બેમાં ફેર નથી".* "એ મનુષ્યસ્વરૂપ અને અક્ષરધામમાં રહેલું દિવ્યસ્વરૂપ એ બે એક જ છે......એકાંતિક ભક્ત તો...ભગવાનનું સ્વરૂપ અક્ષરધામને વિષે જેવુ રહ્યું છે, તેવું જ પૃથ્વીને વિષે જે ભગવાનનું મનુષ્ય સ્વરૂપ રહ્યું છે તેને સમજે; પણ તે સ્વરૂપને વિષે ને આ સ્વરૂપને વિષે લેશમાત્ર ફેર સમજે નહિ.........."×

વળી પોતે કહે છે: "અમે સાંખ્યાદિક શાસ્ત્રના વિચારે કરીને એમ નિશ્ચય કર્યો છે, જે માયાના કાર્યમાંથી ઉત્પન્ન થયા જે આકારમાત્ર તે સર્વે મિથ્યા છે; કેમ જે એ સર્વે આકાર કાળે કરીને નાશ પામે છે અને ભગવાનના અક્ષર-ધામને વિષે જે ભગવાનનો આકાર છે તથા તે ભગવાનના પાર્ષદ જે મુક્ત તેમના જે આકાર છે, તે સર્વે સત્ય છે ને દિવ્ય છે ને અતિશય પ્રકાશે યુક્ત છે; અને તે ભગવાનનો ને તે મુકતનો જે આકાર, તે પુરુષના જેવો દ્વિભુજ છે ને

* ગ૦ અંત્ય૦ પ્ર૦-૩૧ × પંચાળા૦ ૪

સચ્ચિદાનંદરૂપ છે; અને તે અક્ષરધામને વિષે રહ્યા જે એ ભગવાન, તે મુક્ત પુરુષે દિવ્ય નાના પ્રકારના ઉપચારે કરીને સેવ્યા થકા ને તે મુક્ત પુરુષને પરમ આનંદ ઉપજાવતા થકા સદા વિરાજમાન છે; અને એવા સર્વોપરી જે પુરુષોત્તમ ભગવાન તેજ દયાએ કરીને જીવોના કલ્યાણને અર્થે આ પૃથ્વીને વિષે પ્રકટ થયા થકા સર્વજનના નયનગોચર વર્તે છે; ને તમારા ઇષ્ટદેવ છે ને તમારી સેવાને અંગીકાર કરે છે; અને એવા જે પ્રત્યક્ષ પુરુષોત્તમ ભગવાન તેના સ્વરૂપમાં ને અક્ષરધામને વિષે રહ્યા જે ભગવાન તેના સ્વરૂપમાં કાંઈ ભેદ નથી એ બે એક જ છે." +

મોક્ષગ્રંથ શ્રી 'સત્સંગી જીવન' માં પણ કહેલું છે, કેઃ—

"दिव्यं कृष्णस्य रूपं भवति च सततं तस्य लोकोऽपि दिव्यो
दिव्या भोगाश्च भोग्यान्यपि च भगवतस्तस्य दिव्यानि सन्ति।
दिव्या वै पार्षदाश्च प्रकटितनृतनोः शक्तयस्तस्य दिव्या
दिव्या भक्ताश्च सर्वे जगति यदुपतेः सन्ति दिव्याः क्रियाश्च॥

"દિવ્ય અક્ષરધામમાં રહેલા પરમાત્મા જેમ દિવ્ય છે, તેમ જ મનુષ્યરૂપે વિચરતા પરમાત્મા પણ દિવ્ય છે. તેમનો લોક પણ દિવ્ય છે, તેમના સર્વ ભોગ પણ દિવ્ય છે, ભોગ યોગ્ય વસ્તુઓ પણ દિવ્ય છે; તેમના પાર્ષદો દિવ્ય છે, તેમની શક્તિઓ પણ દિવ્ય છે, તેમના સર્વે ભક્તો દિવ્ય છે–તેમની ક્રિયાઓ પણ દિવ્ય છે." × શ્રીમુખનું પણ વચન છે:–

"મારા લોક ભોગ ને મુક્ત સર્વે દિવ્ય છે રે,
ત્યાં તો જોયાની છે–જુક્ત .." —પ્રેમાનંદ સ્વામી

આવી દિવ્ય અલૌકિક ગતિ–મુક્તિ–એકાંતિક ભકતની છે.

હવે આપણે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ભકિતનાં પૃથક્ પૃથક્ લક્ષણ વિચારીશું.

+ ગ૦, અંત્ય૦–૩૮ × પ્રકરણ–૩, અધ્યાય–૨૯, શ્લોક–૧૪૩

## ૬ : ધર્મ

ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ ધર્મની મીમાંસા બે જુદી જુદી દૃષ્ટિએ કરેલી છે. શાસ્ત્રદૃષ્ટિએ અને એકાંતિકની દૃષ્ટિએ. પ્રથમ આપણે શાસ્ત્રદૃષ્ટિથી તેની સમીક્ષા કરીએ.

'धर्मो ज्ञेयः सदाचारः श्रुतिस्मृत्युपपादितः।'

"શ્રુતિ, સ્મૃતિ પ્રતિપાદિત સદાચાર તે ધર્મ જાણવો"× "શ્રીમદ્ભાગવતાદિ સચ્છાસ્ત્રમાં જીવના કલ્યાણને અર્થે પ્રતિપાદન કર્યા એવા જે અહિંસા આદિ સદાચાર, તેને જે મનુષ્ય પાળે છે, તે આ લોક ને પરલોકને વિષે મહાસુખ પામે છે"* આવો 'સદાચાર' વેદના જેટલો જ પ્રમાણભૂત માનેલો છે; પરંતુ તે "શિષ્ટ પુરુષોએ રાગદ્વેષે રહિત, આપત્કાળના ધર્મનો આશ્રય લીધા સિવાય, આચરણ કરેલો હોય, તો જ તે ધર્મનું મૂળ કહેવાય."+ પણ જો રાગદ્વેષે યુક્ત અથવા આપત્કાળના વશપણાથી શિષ્ટ પુરુષે પણ કાંઈ આચરણ કર્યું હોય, તો તે પણ ધર્મ ન કહેવાય. દૃષ્ટાંત તરીકે, કોઈ ધર્મપ્રચારકે રાગદ્વેષથી એવો આદેશ કર્યો હોય, કે આપણો સિદ્ધાંત ન માને તેને તલવાર નીચે કાઢી નાખવા, અથવા કોઈ ઋષિ-મુનિને ઘણા દિવસ સુધી અન્ન ન મળ્યું હોય ને તેવા આપત્કાળમાં માંસ ભક્ષણ તેમણે કર્યું હોય, અગર તો કોઈ શિષ્ટ પુરુષે આસક્તિથી 'यज्ञिया हिंसा अहिंसा' એવું પ્રતિપાદન કરી યજ્ઞશેષ માંસ ભક્ષણ કર્યું હોય, તો તે સદાચાર ન કહેવાય. શ્રી સ્વામીનારાયણ ભગવાને તેથી જ કહ્યું છે: "પૂર્વે થયા જે મોટા પુરુષ, તેમણે પણ જો કયારે ય અધર્માચરણ કર્યું હોય, તો તેનું ગ્રહણ ન કરવું."÷ "ઘણુંક છે ફળ જેને વિષે એવું પણ જે કર્મ, તે જો

× શિક્ષાપત્રી, શ્લોક-૧૦૩ * શિક્ષાપત્રી, શ્લોક-૮

+ સ૦ જી૦ પ્ર૦ ૫, અ૦ ૧૭, શ્લોક-૫ ÷ શિક્ષાપત્રી, શ્લોક-૭૪

ધર્મે રહિત હોય, તો તેનું આચરણ જ ન કરવું; કેમ જે ધર્મ છે, તે જ સર્વ પુરુષાર્થનો આપનારો છે; માટે કોઈક ફળના લોભે કરીને ધર્મનો ત્યાગ ન કરવો. "× " વળી વેદાદિક આઠ સચ્છાસ્ત્ર પ્રતિપાદન કરી છેવટે વિવેકદૃષ્ટિ રાખવા પોતે કહ્યું :-" એ સર્વે સચ્છાસ્ત્રોમાંથી જે જે વચન ભગવાનનું સ્વરૂપ, ધર્મ, વૈરાગ્ય ને ભક્તિના ઉત્કર્ષપણાને કહેતા હોય, તેટલાં જ વચન પ્રધાનપણે ગ્રહણ કરવાં; અને શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ ધર્મે સહિત જ કરવી—એ રીતે સર્વે સચ્છાસ્ત્રનું રહસ્ય છે" *

સનાતન સચ્છાસ્ત્રોમાં 'ધર્મ' ના છ ભેદ વર્ણન કરેલા છે:—વર્ણધર્મ, આશ્રમધર્મ, વર્ણાશ્રમધર્મ, ગૌણધર્મ, નૈમિત્તિક ધર્મ અને સાધારણ ધર્મ. આનાં લક્ષણ વગેરેનો વિસ્તાર પણ તેમાં કરેલો છે. આ સ્થળે તો આપણે ધર્મમાં મુખ્ય 'અહિંસા-ધર્મ' અને 'બ્રહ્મચર્ય' તેની જ સમીક્ષા કરીશું.

**અહિંસા:**—શ્રી સ્વામીનારાયણ ભગવાન કહે છે: " હિંસા યુક્ત જે ધર્મ છે, તે તો ધર્મ, અર્થ ને કામ પર છે; તે પણ હિંસાના સંકોચને અર્થે કહેલો છે; અને અહિંસામય જે ધર્મ છે, તે મોક્ષપરાયણ છે—એ સાધુનો ધર્મ છે. હિંસામય ધર્મ તો રાગપ્રાપ્ત છે, પણ કલ્યાણને અર્થે નથી; અને અહિંસારૂપ ધર્મ છે, તે તો કેવળ કલ્યાણને અર્થે છે; માટે ગૃહસ્થ અથવા ત્યાગી એ સર્વેને અહિંસારૂપ જે ધર્મ છે, તે જ કલ્યાણને અર્થે કહ્યો છે. રાજા ઉપરિચરવસુ રાજ્યમાં હતા, તો પણ અહિંસા ધર્મને વિષે રહ્યા હતા. તે માટે સાધુને તો મન-કર્મ-વચને કોઈનું ભૂંડું વાંચવું નહિ...ક્રોધે યુક્ત પ્રકૃતિ તો દુષ્ટનો ધર્મ છે અને શાંત સ્વભાવે વર્તવું તે જ સાધુનો ધર્મ છે; અને કોઈ કહેશે, જે 'હજારો માણસોને નિયમમાં વર્તાવવા

× શિક્ષાપત્રી, શ્લોક-૭૩ * શિક્ષાપત્રી, શ્લોક-૧૦૧,૧૦૨

હોય, તેને કેમ સાધુતા ગ્રહણ કર્યે ચાલે ?' તો તેનો ઉત્તર એ છે, જે રાજા યુધિષ્ઠિરનું હજારો ગાઉમાં રાજ્ય હતું, તો પણ સાધુતા રાખી હતી; અને ડારા દેનારા તો ભીમસેન જેવા હજારો હોય, તે વારીએ તો પણ તે કર્યા વિના રહેવાય નહિ—માટે તીખા સ્વભાવવાળાની તો કાંઈ ખોટ નથી—એવા તો ઘણા ય હોય; પણ સાધુ થવું, એ જ ઘણુ દુર્લભ છે." ÷ "ભગવાનના ભકત હોય તેણે અતિશય ગરીબપણું પકડવું, પણ કોઈનું અપમાન કરવું નહિ; કાં જે ભગવાન તો ગરીબના અંતરને વિષે પણ વિરાજમાન રહ્યા છે. તે એ ગરીબના અપમાનના કરતલનું ભૂંડું કરી નાખે છે, એવું જાણીને કોઈ અલ્પજીવને પણ દુઃખવવો નહિ; અને અહંકારને વશ થઈ જેને તેને દુઃખવતો ફરે, તો ગર્વગંજન એવા જે ભગવાન, તે અંતર્યામી રૂપે સર્વમાં વ્યાપક છે, તે ખમી શકે નહિ—પછી ગમે તે દ્વારે પ્રકટ થઈને એ અભિમાની પુરુષના અભિમાનને સારી પેઠે નાશ કરે છે. તે માટે ભગવાનથી ડરીને જે સાધુ હોય, તેણે લેશ માત્ર અભિમાન રાખવું નહિ, અને એક **કીડી જેવા જીવને પણ દુઃખવવો નહિ**, એ જ નિર્માની સાધુનો ધર્મ છે." × "જે ગરીબને કલપાવે, તેનું તો કોઈ રીતે રૂડું જ થાય નહિ. મહાભારતમાં ભીષ્મપિતાએ રાજા યુધિષ્ઠિરને એમ કહ્યું છે, જે જો તું ગરીબને કલપાવીશ, તો તું તારા વંશે સહિત બળીને ભસ્મ થઈ જઈશ'; માટે ભગવાનનો ભકત હોય અથવા કોઈ બીજો હોય, પણ ગરીબ માત્રને લેશ પણ દુઃખવવો નહિ; અને જો ગરીબને દુઃખવે, તો બ્રહ્મ હત્યા જેટલું પાપ થાય છે."* 'શિક્ષાપત્રી'ના આરંભમાં કહે છેઃ 'कस्यापि प्राणिनो हिंसा नैव कार्योऽत्र

÷ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૧૬૬

× વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૬૨

* વચનામૃત ગ૦ પ્ર૦ પ્ર૦ ૭૨

मामकैः'—" અમારા જે સત્સંગી તેમણે કોઈ જીવ પ્રાણી માત્રની પણ હિંસા ન કરવી."× "સ્ત્રી, ધન અને રાજ્યની પ્રાપ્તિને અર્થે પણ કોઈ મનુષ્યની હિંસા ન કરવી."÷ "જાણીને તો ઝીણા એવા જૂ, માંકડ, ચાંચડ આદિ જીવની પણ હિંસા કયારે ય ન કરવી."† "દેવતા અને પિતૃ તેના યજ્ઞને અર્થે પણ બકરા, મૃગલા, સસલા, માછલા આદિક કોઈ જીવની હિંસા ન કરવી; કેમકે અહિંસા છે તે જ મોટો ધર્મ છે, એમ સર્વ શાસ્ત્રમાં કહ્યું છે."+

અન્યની હિંસા ન કરવી; તેમ જ પોતાનો ઘાત કરી પોતાની જાતની હિંસા ન કરવી–એવી આજ્ઞા પણ પોતે કરેલી છે: "અમારા આશ્રિતોએ આત્મઘાત તો તીર્થને વિષે પણ ન કરવો–ક્રોધે કરીને ન કરવો. કયારેક કોઈક અયોગ્ય આચરણ થઈ જાય, તો તે થકી મુંઝાઈને પણ આત્મઘાત ન કરવો–ઝેર ખાઈને, ગળે ટૂંપો ખાઈને, કૂંવે પડીને તથા પર્વત ઉપરથી પડીને ઈત્યાદિક કોઈ રીતે આત્મઘાત ન કરવો." "કયારેક પોતાવતે કાંઈક અયોગ્ય આચરણ થઈ ગયું હોય, અથવા કોઈક બીજાવતે અયોગ્ય આચરણ થઈ ગયું હોય, તો શસ્ત્રાદિકે કરીને પોતાના અંગનું તથા બીજાના અંગનું છેદન ન કરવું, અથવા ક્રોધે કરીને પણ પોતાના અંગનું તથા બીજાના અંગનું છેદન ન કરવું."* સ્થૂળ હિંસાનો નિષેધ કરી ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ સૂક્ષ્મહિંસાનો પણ આમ નિષેધ કરેલો છે: "પોતાના સ્વાર્થની સિદ્ધિને અર્થે પણ કોઈને વિષે મિથ્યા અપવાદ આરોપણ ન કરવો; અને કોઈને ગાળ તો કયારે ય ન દેવી."= "ધર્મનિષ્ઠ–બુદ્ધિશાળી ગૃહસ્થ હરિભક્તોએ સ્ત્રીઓના મર્મસ્થળ ભેદાય એવું કઠણ વચન ન કહેવું; તેમ જ જે વચન સાંભળી

× શ્લોક–૧૧ ÷ શ્લોક–૧૩ † શ્લોક–૧૨
+ શ્લોક–૧૨ * શ્લોક–૧૪,૧૫ = શ્લોક–૨૦

સ્ત્રીઓ દેહનો ઘાત-કરે-આપઘાત કરે, એવું વચન પણ ક્યારે ય સ્ત્રીઓ પ્રત્યે ન બોલવું. ધર્મરક્ષણ કરવાના હેતુથી પણ સ્ત્રીનું અંગછેદન ન કરવું, લાકડી ઇત્યાદિથી સ્ત્રીને પ્રહાર ન કરવો, તેમ જ સ્ત્રીઓનો વધ તલવાર આદિથી ક્યારે ય ન કરવો. સ્ત્રીઓ માટે સામ, દામ ને ભેદ એ ત્રણ ઉપાય યોજવા; પણ દંડ ન યોજવો. ધર્મભંગ થતાં શાસ્ત્રમાં કહેલું યોગ્ય પ્રાયશ્ચિત્ત આપવું, તે પણ દેશ, કાળ, વય, વિત્ત, જાતિ ને શક્તિ-આ છ ઉપર દૃષ્ટિ રાખીને આપવું."÷

ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ પ્રચલિત વામમાર્ગનું તેમ જ હિંસામય યજ્ઞોનું ખંડન કરી, સ્વયં અહિંસાપ્રધાન યજ્ઞો કરી, અહિંસાધર્મની પુનઃપ્રતિષ્ઠા કરી. પોતાના ધનાઢ્ય ગૃહસ્થ સત્સંગીઓને અહિંસાપ્રધાન જ યજ્ઞો કરવાની આજ્ઞા કરી પોતે કહ્યું:-'**आढ्यैस्तु गृहिभिः कार्या अहिंसा वैष्णवा मखाः ॥**'—"ધનાઢ્ય એવા જે ગૃહસ્થ સત્સંગી તેમણે હિંસાએ રહિત એવા જે વિષ્ણુ સંબંધી યજ્ઞ તે કરવા." *

**બ્રહ્મચર્ય**-આ સંપ્રદાયના પ્રાણસમો આ ધર્મ મનેલો છે.

"તે બ્રહ્મચર્ય છે બ્રહ્મસ્વરૂપ,
કહ્યું સનત્સુજાતીયે અનૂપ."×

—નિષ્કુળાનંદ સ્વામી

'બ્રહ્મ'—પરબ્રહ્મ પરમાત્મા—ના માર્ગમાં, ચર્-ગતિ કરવા સારુ-આ વ્રતના પાલનની અત્યંત આવશ્યકતા છે. આ વ્રતનું જે પાલન કરે, તે જ બ્રહ્મ-પરમાત્મા-ના સ્વરૂપને જાણવાનો અધિકારી થાય છે. ભગવાન શ્રી સહજાનંદ સ્વામી તો કહે છે: "આપત્કાળ હોય ને સર્વ જાય (આચારના નિયમો-

÷ સ૦ જી૦, પ્ર૦ ૩, અ૦-૨૫, શ્લોક-૫૩.૫૪
* શિક્ષાપત્રી, શ્લોક-૧૫૫ × ભક્તચિંતામણિ, પ્રકરણ-૪૩

આહારશુદ્ધિના નિયમો ન સચવાય); પરંતુ ધર્મ સંબંધી. સાધનમાં તો એક નિષ્કામપણું (બ્રહ્મચર્ય) હોય, તો સર્વે સાધન આવે. (એ નિયમોમાં શિથિલતા પ્રાપ્ત થઈ હોય–ગૌણ થયા હોય, તોપણ તે સર્વે પુનઃ આચારમાં આવે.) ÷ આ વ્રત જે પાળે, તેના ઉપર પોતાની કેટલી બધી પ્રસન્નતા છે, અને જે તેનું પાલન ન કરે, તેના ઉપર પોતાની કેટલી બધી અપ્રસન્નતા છે, તે નીચેના શ્રીમુખના શબ્દોથી જ સમજાશે. પોતે કહે છે: "એક નિષ્કામી વર્તમાન (બ્રહ્મચર્ય) દૃઢ હોય, તો તેને આ લોકમાં તથા પરલોકમાં કોઈ ઠેકાણે ભગવાનથી છેટું રહેતું નથી; અને અમારે પણ તે ઉપરથી કોઈ દિવસ હેત ઓછું થાય નહિ; અને અમે અહીં ટકયા છીએ, તે પણ અહીંના હરિ-ભક્તોનો અતિ નિષ્કામી વતમાનનો દૃઢાવ દેખીને ટકયા છીએ; અને જેને નિષ્કામી વર્તમાન દૃઢ હોય, તો તે થકી અમે હજાર ગાઉ છેટે જઈએ, તોપણ તેની પાસે જ છીએ. અને જેને તે નિષ્કામી વર્તમાનમાં કાચપ છે ને તે જો અમારી પાસે રહે છે. તોપણ તે લાખ ગાઉ છેટે છે; અને અમને નિષ્કામી ભક્ત હોય તેના જ હાથની કરી સેવા ગમે છે; માટે આ મૂળજી બ્રહ્મચારી છે, તે અતિશય દૃઢ નિષ્કામી છે, તો અમને એની કરેલી સેવા અતિશય ગમે છે; અને બીજો કોઈ સેવા ચાકરી કરે, તો તે એવી ગમતી નથી. અને અમે જે જે વાર્તા કરીએ છીએ, તેને વિષે પણ નિષ્કામી વર્તમાનનું જ અતિશય પ્રતિપાદન થાય છે. અને અમે જે દિવસ થકી પ્રકટ થયા છીએ, તે દિવસ થકી નિષ્કામી વર્તમાનને જ અતિશય દૃઢ કરતા આવીએ છીએ. અને સભા બેઠી હોય ત્યાં કોઈક સ્ત્રી અથવા પુરુષ તેને જોયામાં ફેર પડે, ત્યારે એ ગમે તેટલી યુક્તિ કરીને સંતાડે, તોપણ અમને જણાયા વિના રહે જ નહિ ત્યારે અમારો તે મનુષ્ય ઉપર અતિશય

÷ વચનામૃત, લોયા૦–૬

કુરાજીપો થઈ જાય છે અને અમારું મુખપણ શ્યામણું થઈ જાય છે, અને તેનું દુ ખ તો અતિશય લાગે છે, પણ મહોબત જાણીને ઝાઝુ કહેવાય નહિ, અને વળી સાધુ-દાવો છે, માટે હૈયામા સમજી રહીએ છીએ, પણ જો રાજાના જેવી રીત હોય, તો તેને માથે ઝાઝો દ ડ થાય, માટે સર્વ પરમહંસ તથા મોટી મોટી બાઈઓ, તેને અમે મોરથી જ કહી રાખ્યું છે, જે 'સત્સંગમા કોઈ પુરુષને તથા કોઈ સ્ત્રીને કદાચિત્ જો નિષ્કામી વર્તમાનમા ફેર પડે, તો અમને સ ભળાવશો મા', શા માટે જે જ્યારે અમે એવી વાર્તા સાભળીએ છીએ, ત્યારે જેમ વાઝિયાને ઘેર દીકરો આવ્યો હોય ને તે મરી જાય ને તેને જેવો શોક થાય, તેવો અમારે પણ શોક થાય છે, તથા મનમા એમ વિચાર થઈ જાય છે, જે બધા સત્સગને મૂકીને જતા રહીએ; માટે જે નિષ્કામી વર્તમાન રાખે, તે જ અમને વહાલો છે અને તેને ને અમારે આ લોક પરલોકમા દ્દઢ મેળાપ રહે છે"+

બ્રહ્મચર્ય-નિષ્કામી વર્તમાન-નો ઇષ્ટદેવને વિષે જેટલી નિર્દોષ નિષ્ઠા હોય, તેટલું જ પાળી શકાય. બ્રહ્મચર્યવ્રતના સંરક્ષણ માટે નિયમો તો ઘણાય મનુષ્યો પાળવા પ્રયત્નશીલ થતા હશે; પરંતુ 'નિષ્ઠા' વિના નિયમમાં શિથિલતા આવ્યા સિવાય રહે જ નહિ: એકલા નિયમથી એ વ્રતની સિદ્ધિ ન થાય. જેનામા નિષ્ઠા અને નિયમ બન્ને સાથે હોય, તે જ નિષ્કામી વર્તમાન સિદ્ધ કરી શકે છે પોતે કહે છે "મોટા પુરુષને વિષે જે નિર્દોષ બુદ્ધિ રાખે છે, તે પોતે સર્વ દોષ થકી રહિત થાય છે, અને જે મોટા પુરુષને વિષે દોષ પરઠે છે, તે દોષના પરઠનારાની બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે અને કામાદિક જે શત્રુ તે સર્વે તેના હૈયામા આવીને નિવાસ કરે છે પછી એ સત્પુરુષને વિષે દોષ બુદ્ધિ પરઠનારો જે

+ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૩૩

પુરુષ, તેના હૈયામાં ભૂંડા ભૂંડા ઘાટ પણ પીડ્યા કરે છે; અને એ સત્સંગ કરે છે, તોપણ દુઃખિયો મટે નહિ. અને જે બુદ્ધિમાન છે, તે તો અમારે સમીપે રહીને અમારી સર્વે પ્રકૃતિને જાણે છે, જે જેટલા સંસારમાં મોહ ઉપજાવવાના પદાર્થ–ધન, સ્ત્રી, અલંકારાદિ તથા ખાનપાનાદિક છે, તે કોઈમાં મહારાજને હેત નથી અને મહારાજ તો સર્વ થકી ઉદાસ છે, અને કોઈકને દયાએ કરીને પાસે બેસવા દે છે કે જ્ઞાનવાર્તા કરે છે, તે તો કેવળ તેના જીવના કલ્યાણને અર્થે દયા કરીને કરે છે...... અને આ મુકુંદ બ્રહ્મચારી છે, તે ભોળા જેવા જણાય છે, તોપણ અમારા સ્વભાવને યથાર્થ જાણે છે, જે 'મહારાજ તો આકાશ જેવા નિર્લેપ છે અને એમને કોઈ પોતાનું પણ નથી અને પારકું પણ નથી.' અને એવી રીતે જે અમારા સ્વભાવને જાણે છે, તો જેવા ઈશ્વરમાં ગુણ હોય, તેવા ગુણ બ્રહ્મચારીમાં વર્તે છે અને અંતર્યામી સૌમાં રહ્યા છે. તે બાઈ ભાઈને મનમાં એમ સમજાવે છે, જે 'બ્રહ્મચારીમાં કોઈ વાતની ખોટ નથી!'..."×

"અમે જન્મ્યા છીએ, તે દિવસથી કરીને આજ દિવસ પર્યન્ત કોઈ દિવસ જાગ્રતમાં અથવા સ્વપ્નમાં દ્રવ્યનો કે સ્ત્રીનો ભૂંડો ઘાટ થયો હોય, તો આ સમગ્ર પરમહંસના સમ છે. એવી રીતે અમે સદાય નિર્દોષપણે છીએ; અને જે અમારે વિષે દોષબુદ્ધિ કરશે તો તેને જાગ્રતમાં તથા સ્વપ્નમાં ભૂંડાઘાટ થશે ને તેને દેહ મૂકયા સમે બહુ કષ્ટ થશે."*

"જે ભગવાનને કામી સમજે છે, તે પોતે અત્યંત કામી થઈ જાય છે. ......જે ભગવાનને અતિશય નિર્દોષ સમજે, તો

× વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ–૭૩

* વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ–૩૩

પોતે પણ અતિશય નિર્દોષ થઈ જાય છે."÷

**નિષ્કામવ્રતની સિદ્ધિના ઉપાય**—"જગતમાં એમ વાર્તા છે, જે 'મન હોય ચંગા, તો કથરોટમાં ગંગા' એ વાર્તા ખોટી છે, એ તો ગમે તેવો સમાધિનિષ્ઠ હોય અથવા વિચારવાન હોય, ને તે પણ જો સ્ત્રીઓના પ્રસંગમાં રહેવા માંડે, તો એનો ધર્મ કોઈ રીતે રહે જ નહિ, અને ગમે તેવી ધર્મવાળી સ્ત્રી હોય, ને તેને જો પુરુષનો સહવાસ થાય, તો એનો પણ ધર્મ રહે જ નહિ, અને એવી રીતે સ્ત્રી–પુરુષને પરસ્પર સહવાસ થાય ને એનો ધર્મ રહે, એવી તો આશા રાખવી નહિ. તે આ વાર્તા તે એમ જ છે, પણ એમાં કાંઈ સંશય રાખવો નહિ, તે માટે ધર્મમાં તો ક્યારે રહેવાય? તો પરમહંસ હોય તથા બ્રહ્મચારી હોય, ને તે જો પોતાના બ્રહ્મચર્યાદિક નિયમ કહ્યા છે તેમાં રહે, તો તેણે ધર્મમાં રહેવાય, અને સ્ત્રી હોય, ને તે પણ જો પોતપોતાના નિયમ કહ્યા છે તેમાં વર્તે, તો તેણે ધર્મમાં રહેવાય, અને બીજા જે સત્સંગી ગૃહસ્થ હોય, તે પણ જો પોતપોતાના નિયમ કહ્યા છે તેમાં રહે, ને યુવાઅવસ્થાવાળી જે પોતાની મા, બેન ને દીકરી તે ભેળો એકાંતમાં પણ ન બેસે ને તેની સામું પણ દૃષ્ટિ માંડીને ન જુએ, તો એણે ધર્મમાં રહેવાય..."+ આ સ્ત્રીપુરુષના સંસર્ગની મર્યાદાના બીજ, ભગવાન શ્રી સહજાનંદ સ્વામીના માતા-પિતા, અયોધ્યામાં રહેતા હતાં, તે સમયથી વવાવ્યા હતા. મુમુક્ષુ સ્ત્રીઓએ ધર્મદેવને પ્રાર્થના કરી "અમને ઉપદેશ આપો. અમારે તમને ગુરુ કરવા છે" ધર્મદેવ અતિ-સમર્થ, નિર્વિકાર ને નિર્લેપ હતા, છતાં ભવિષ્યમાં એ ધપર૫રા ન ચાલે તે હેતુથી સર્વ યુવતીજનોને ભક્તિદેવીનું ગુરુપણું સ્વીકારવા સૂચન કર્યું. સ્ત્રીઓ સ્ત્રીઓને જ ઉપદેશ કરી શકે અને પુરુષો પુરુષોને જ પ્રબોધ કરી શકે, એ ઉદ્ધવ-સંપ્રદાયની

÷ વચનામૃત, ગ૦, પ્રથમ પ્ર૦-૨૪ + વચનામૃત, ગ૦, મ૦ પ્ર૦-૩૫

અલૌકિક ધર્મમર્યાદાનાં અહીંથી બીજ રોપાયાં. ધર્મદેવે વિચાર કર્યો:—

'આજ કાઢું રીત એહ રે, ચાલે આગે પરંપરા તેહ રે'

આ ધર્મ-મર્યાદાની પ્રવૃત્તિ ધર્મદેવે કરી, ત્યારે પોતે બાળસ્વરૂપે હતા. પોતાના પ્રાકટ્ય પછી તરત જ પોતાના સંકલ્પ માત્રથી ધર્મદેવ દ્વારા પૂર્વભૂમિકા તૈયાર કરાવી.

ત્યારબાદ ભગવાન શ્રી સહજાનંદ સ્વામી, નીલકંઠવર્ણી વેષે, લોજપુરમાં આવ્યા. તે વખતે ત્યાં ઉદ્ધવાવતાર શ્રી-રામાનંદ સ્વામીના :સંતો—મુકતાનંદ સ્વામી વગેરે—નિવાસ કરી રહેતા હતા. મંદિર પાસે એક જીવરાજ શેઠનું ડહેલું હતું *જે સભાસ્થાન તરીકે ત્યારે ઉપયોગમાં સેવાતું; તે સભામાં* સ્ત્રી અને પુરષો ભેગાં બેસી કથા સાંભળતાં. નીલકંઠવર્ણીએ તરત જ ટકોર કરી:—

"બાઈ ભાઈ મળે એક ઠાર,
નહિ ત્યાગીનો ધર્મ લગાર."

નીલકંઠવર્ણી તો ત્યાંથી ચાલી નીકળ્યા ને મંદિરમાં જુદી સભા ભરી; તેમની પાછળ એક પછી એક અન્ય સભા-જનો પણ ઊઠીને તે સભામાં બેઠા. મુકતાનંદ સ્વામી તો મુકત પુરષ હતા. એમને તો ઇશારાની જ જરૂર હતી તરત જ ચેતી ગયા ને સ્પષ્ટ શબ્દોમાં સ્ત્રીઓને જણાવી દીધું:—

"બાઈઓ, છેલ્લા હવે રામ રામ!"

એટલું કહી ઊઠીને એ પણ નીલકંઠ વર્ણીની સભામાં બેઠા. તે દિવસથી આ સંપ્રદાયમાં સ્ત્રી-પુરષોની સભા જુદી થઈ; વળી તે સ્થાનમાં એક ગોખલો હતો, તે દ્વારા મંદિરમાંથી ગૃહસ્થના ઘર સાથે 'દીવો-દેવતા'નો સંબંધ રાખતા; નીલકંઠ-વર્ણીને તેની જાણ થતાં તેમણે મુક્તાનંદ સ્વામી વગેરે સંતોને

કહ્યુ: 'આવી રીતે ગૃહસ્થના ઘર સાથે સંબંધ રાખવાથી ત્યાગીનો ધર્મ રહે જ નહિ". તે ગોખલો નીલકંઠવર્ણીએ પોતે જ પૂરી નાખ્યો. આ સિવાય ત્યાગીની 'જાયગા'માં થઈ સ્ત્રીઓને જવા–આવવાનો રસ્તો હતો, તે નીલકંઠવર્ણીએ ત્યાગીઓના ધર્મ–રક્ષણ સારુ બંધ કરાવ્યો. ધર્મધુરંધરપદ સ્વીકાર્યા પછી, કાલવાણી ગામમાં પ્રબોધની સમૈયા ઉપર સત્સંગ સમુદાય એકત્રિત થયો, ત્યારે પણ સંપ્રદાયના ધોરણથી વિરુદ્ધ વર્તન રાખનાર 'વાલબાઈ' ને 'હરબાઈ' ને વિમુખ કરી સ્ત્રીપુરુષોની અલૌકિક ધર્મ મર્યાદાનું, ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ સ્થાપન કર્યું. આ બન્ને બાઈઓ ભગવાં વસ્ત્ર ધારણ કરી, શિષ્ય તથા શિષ્યાઓ સાથે પુરુષોની સભામાં જ્યાં શ્રી સહજાનંદ સ્વામી વિરાજમાન હતા ત્યાં આવ્યાં. તે સભામાં ત્યાગીઓની હાજરી હોવાથી પ્રવેશ કરતી વખતે ગૃહસ્થ હરિભક્તોએ તે બન્નેને વાર્યાં; પરંતુ તેની અવગણના કરી તેમણે તો તે સભામાં પ્રવેશ કર્યો; તેથી ત્યાગીઓ–ભાગવતી પરમહંસો–સભામાંથી ઊઠી ગયા. પોતાના શિષ્યગણથી વીંટાયેલાં તે બન્ને તો ગાદી પર બેસી ગયાં. શ્રી સહજાનંદ સ્વામીએ તે સમયે અપ્રસન્નતા દર્શાવતાં કહ્યું: "તમે ત્યાગીનો વેષ રાખો છો, છતાં પુરુષોનો પ્રસંગ કેમ રાખો છો? તમારે જો સત્સંગમાં રહેવાનો ખપ હોય, તો સત્સંગના ધોરણમાં રહી અષ્ટ પ્રકારે પુરુષોનો ત્યાગ રાખવારૂપ બ્રહ્મચર્યનું પાલન કરો." શ્રી સહજાનંદ સ્વામીના વચનની અવગણના કરી અભિમાનપૂર્વક બન્ને બોલી ઊઠયાં:—"સ્ત્રી પુરુષ એવો ભેદ અમારી દૃષ્ટિમાં જ નથી. અમે તો સાચાં બ્રહ્મવેત્તા છીએ, બાલ્યાવસ્થાથી બ્રહ્મચર્યવ્રતનું પાલન કરીએ છીએ. યુવાવસ્થામાં કોઈ પણ પ્રકારનો વિકાર અમને થયો નથી; તો હવે વૃદ્ધાવસ્થામાં પુરુષોનો પ્રસંગ રાખવાથી વિકાર થશે? અમારા ગુરુ આત્માનંદ સ્વામીએ તથા રામાનંદ સ્વામીએ અમને કંઈ કહ્યું નહિ ને તમે આજ–કાલના

આવ્યા છો, તે વળી પુરુષ-પ્રસંગ સ્ત્રીઓએ ન રાખવો જોઈએ એવું પ્રતિપાદન કરી શું 'નવી રીત' પ્રવર્તાવવા માગો છો?" શ્રી સહજાનંદ સ્વામીએ એક વખત ફરી ત્યાગીના ધર્મોનું સ્મરણ કરાવતાં કહ્યું: "જેવો પુરુષોને સ્ત્રીઓનો પ્રસંગ બંધનકારી છે, તેવી રીતે સ્ત્રીઓને પુરુષોનો પ્રસંગ પણ બંધનકારી છે ઘીનો અગ્નિને સંબંધ થતાં જેમ અગ્નિ વિશેષ પ્રજ્જ્વલિત થાય છે, તેમ સ્ત્રી-પુરુષોનો ધર્મ વિરુદ્ધ સંબંધ થતાં કામાગ્નિ અતિશય પ્રજ્જ્વલિત થઈ સ્ત્રી-પુરુષોને બાળી નાખે છે—ધર્મમાંથી ચલિત કરી કલ્યાણના માર્ગમાંથી ભ્રષ્ટ કરે છે, માટે એમાં કોઇએ કોઈપણ પ્રકારનું અભિમાન કરવુ જ નહિ સિદ્ધ હોય ને ઇંદ્રિયોપર વિજય મેળવ્યો હોય, તોપણ અન્યના ઉપદેશ સારુ પણ તેવા સિદ્ધ પુરુષોએ સ્ત્રીઓના પ્રસંગથી ને તેવી સિદ્ધ સ્ત્રીઓએ પુરુષોના પ્રસંગથી છેટે રહેવુ. અહીં મુક્તાનંદ સ્વામી વગેરે સંતો છે, જેમણે અંતઃશત્રુ પર વિજય મેળવ્યો છે; છતાં અમારી આજ્ઞાથી અષ્ટ પ્રકારે સ્ત્રીઓનો ત્યાગ રાખવારૂપ બ્રહ્મચર્યવ્રત પાળે છે, તો તમારે પણ અષ્ટ પ્રકારે પુરુષોનો ત્યાગ રાખવો." આ પ્રમાણે શ્રી સહજાનંદ સ્વામીએ તેમને હિતવચન કહ્યાં; પરંતુ સિદ્ધપણાના અભિમાનમાં તેમણે તે વચનની અવગણના કરી, તેથી શ્રી સહજાનંદ સ્વામીએ "સર્પે કરડેલી આંગળી "ની પેઠે બન્નેને વિમુખ કર્યાં.

આ સ્ત્રી-પુરુષની મર્યાદા વિષે કહ્યું છે, કે:—

"કરે પુરુષ પ્રબોધ રૂડા પુરુષને રે,
કરે ત્રિયા ત્રિયાને ઉપદેશ;
એવી રીતિ ઉદ્ધવ સંપ્રદાયની રે,
કહે બ્રહ્માનંદ પાપ નહિ લેશ."×

—બ્રહ્માનંદ સ્વામી

× બ્રહ્માનંદ કાવ્યઃ ૫૯-૧૯૯૪

નારદ પંચરાત્રમાં પણ કહ્યું છે કેઃ—

'स्त्रियः स्त्रीणां सभामध्ये पुंमासश्च तथा नृणाम्।
ऊपविश्यान्वहं कुर्युः कृष्णकीर्तिं न चान्यथा॥'

"સ્ત્રીઓએ સ્ત્રીઓની સભામાં ને પુરુષોએ પુરુષોની સભામાં બેસી હમેશાં શ્રીકૃષ્ણ ભગવાનની કીર્તિ કહેવી—ભગવત્કથા, વાર્તા, કીર્તન ઇત્યાદિ નવધા ભક્તિ કરવી;—પણ એથી બીજી રીતે કરવી નહિ; અર્થાત્ સ્ત્રીઓએ પુરુષોની સભામાં ને પુરુષોએ સ્ત્રીઓની સભામાં બેસીને કયારેય કથા-વાર્તા વગેરે કહેવાં-સાંભળવાં નહિ. ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ 'શિક્ષાપત્રી'-માં પણ કહ્યું છે: 'ज्ञानवार्ताश्रुति र्नार्या मुखात्कार्या न पुरुषैः' "અમારા સત્સંગી જે પુરુષ માત્ર, તેમણે બાઈ-માણસના મુખ-થકી જ્ઞાનવાર્તા ન સાંભળવી."*

ધર્મસંગ્રહમાં કહ્યું છે:—

'न गायेत्सह नारीभिर्नस्वपेच्चाध्वनि व्रजेत्।
ताभ्यः कथा न श्रृणुयाच्छ्रावयेत्ता न चैकलाः॥'

પુરુષોએ સ્ત્રીઓની સાથે ગાવું નહિ-સાથે કીર્તન બોલવાં નહિ; સ્ત્રીઓ સાથે માર્ગમાં એકલા ચાલવું નહિ; સ્ત્રીઓના મુખ થકી જ્ઞાનવાર્તા-કથાવાર્તા-સાંભળવી નહિ ને સ્ત્રીઓને જ્ઞાનવાર્તા-કથાવાર્તા-એકાંતમાં કહેવી નહિ.

વળી, 'શિક્ષાપત્રી'માં પોતે આજ્ઞા કરી છે:—

'उत्सवाहेषु नित्यं च कृष्णमंदिरमागतैः।
पुंभिः स्पृश्या न वनितास्तत्र ताभिश्च पुरुषाः॥'

"ઉત્સવના દિવસને વિષે તથા નિત્ય પ્રત્યે શ્રીકૃષ્ણના મંદિરમાં આવ્યા એવા જે સત્સંગી પુરુષ, તેમણે તે મંદિરને વિષે સ્ત્રીઓનો સ્પર્શ ન કરવો; તથા સ્ત્રીઓ તેમણે પુરુષનો

* શ્લોક-૩૪

સ્પર્શ ન કરવો; અને મંદિરમાંથી નીસર્યાં પછી પોતપોતાની રીતે વર્તવું."+

આવી આજ્ઞા કરવાનો હેતુ એ છે, કે સ્ત્રી–પુરુષોનો પરસ્પર સ્પર્શ, મનને ક્ષોભ પમાડનારો શાસ્ત્રમાં માનેલો છે; તો ભગવન્મંદિરમાં તો વિશેષે કરીને તેનો ત્યાગ રાખવો.

નારદનું પણ વચન છે, કેઃ—

'मंदिरे भगवतः पराङ्गनाङ्गानि यः स्पृशति दुष्टमानसः ।
वीक्षते च मुहुरङ्गनाननान्येषः दुष्टतम आप्यति क्षयम् ॥'

"ભગવાનના મંદિરમાં જે દુષ્ટ બુદ્ધિવાળો મનુષ્ય પર-સ્ત્રીઓનો સ્પર્શ કરે છે, અથવા વારે વારે સ્ત્રીઓ સામી દૃષ્ટિ કર્યા કરે છે, તે કલ્યાણના માર્ગમાંથી તત્કાળ પડી જાય છે– નાશ પામે છે." ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ સ્ત્રીઓ ને પુરુષોનાં હરિ–મંદિરો જુદાં જુદાં કર્યાં અને શિખરબંધ મંદિરોમાં સ્ત્રી–પુરુષોને દર્શન કરવાના માર્ગ ભિન્ન ભિન્ન રાખ્યા; તેમ જ સ્ત્રીઓની ને પુરુષોની સભા પણ નોખી નોખી કરી, કે જેથી ભક્તિ કરતાં કરતાં કે જ્ઞાન શીખતાં શીખતાં ઇંદ્રિયો વિષયમાં ખેંચાઈ જઈ મનોવિકાર થવા પામે નહિ.

વડતાલમાં પુષ્પદોલના ઉત્સવ સમયે ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ સાચા સત્પુરુષનાં લક્ષણ કહ્યાં, ત્યારે પ્રશ્ન પૂછવામાં આવ્યોઃ "હે પ્રભો, તમે સ્ત્રી–દ્રવ્યનો ત્યાગ કરવાની મુક્ત તથા મુમુક્ષુ, એ બન્ને પ્રકારના સંતોને સમાનપણે આજ્ઞા કરો છો; પરંતુ જે અગ્નિ જેવા તેજસ્વી, સિદ્ધ દશા પામેલા મુક્ત પુરુષો હોય, તેમને સ્ત્રીઓની આગળ ભગવાનની કથા–વાર્તા કરવાની છૂટ આપો; કારણ કે 'એવા બ્રહ્મનિષ્ઠ પુરુષોને યથેષ્ટાચરણ બાધ કરનાર થતું નથી' એવું કેટલાક વિદ્વાનો પણ કહે છે; જે સાધન દશાવાળા મુમુક્ષુ સંતો હોય, તે સ્ત્રીઓથી

+ શ્લોક–૪૦

છેટે રહે ને સ્ત્રીઓને કથા-વાર્તા ન કરે, તે તો યોગ્ય છે; પણ જે નિર્બંધ ને નિર્વિકાર સિદ્ધ પુરુષો છે, તેમને તો સ્ત્રીઓ સાથે સંભાષણ કરવાની આજ્ઞા આપવી જોઈએ. એવા પુરુષો જો સ્ત્રીઓને કથા-વાર્તા નહિ કરે, તો સ્ત્રીઓની અધર્મના સર્ગ થકી રક્ષા કેવી રીતે થશે ? ને સ્ત્રીઓનો મોક્ષ પણ કેવી રીતે થશે ?" તેનો ઉત્તર આપતાં પોતે કહ્યું : "અમારાં આશ્રિત સ્ત્રીઓએ, મુક્ત પુરુષોના મુખ થકી પણ સ્વતંત્રપણે કથા-વાર્તા ન સાંભળવી. સ્ત્રીઓની સભામાં મુક્ત પુરુષો કથા-વાર્તા કરે, તો તે પણ પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે; અને સ્ત્રીઓ જો તેમના થકી સાંભળે, તો સ્ત્રીઓ પણ પોતાના ધર્મમાંથી પડી જાય છે; એટલું જ નહિ, પણ મુક્ત પુરુષો તથા સાંભળનારી સ્ત્રીઓ બન્ને ય મહાપાપવાળા થઈ અનર્થને પામે છે. આવી રીતે પૂર્વે પણ ઉદ્ધવાવતાર શ્રી રામાનંદ સ્વામીએ મને કહેલું છે. આ વાર્તા મેં તમને કહી તે એમ જ છે, એમાં કોઈ પણ પ્રકારનો સંશય નથી; કારણ કે પુરુષને બુદ્ધિ ભ્રષ્ટ થવાનું કારણ સ્ત્રીઓનો પ્રસંગ છે, ને સ્ત્રીઓને બુદ્ધિ ભ્રષ્ટ થવાનું કારણ પુરુષો છે. પૂર્વે ઘણા મુક્ત પુરુષો ને ઘણી મુમુક્ષુ સ્ત્રીઓ પરસ્પર એક બીજાના પ્રસંગથી કલ્યાણના માર્ગમાંથી પડી ગયેલાં છે. શ્રીમદ્‌ભાગવતાદિ સતશાસ્ત્રોમાં કહેલું છે, કે 'મુક્ત પુરુષને પણ સ્ત્રીઓ નરકનું દ્વાર છે'; ને તેવા સિદ્ધ પુરુષો પણ સ્ત્રીઓના પ્રસંગમાં આવતાં, પતંગિયાં દીવાને દેખી તેમાં પડી નાશ પામે છે તેમ, કલ્યાણના માર્ગમાંથી ભ્રષ્ટ થાય છે."× "મુક્ત પુરુષ પણ પોતાની માતા, બેન કે દીકરી સાથે એકાંતમાં રહેનારો ન થાય; કારણ કે ઇંદ્રિયોનો સમૂહ બળવાન છે, તે વિદ્વાન-જ્ઞાની-ને પણ આકર્ષણ કરે છે; માટે જિતેંદ્રિય સિદ્ધ પુરુષોએ પણ ક્યારે ય સ્ત્રી-પ્રસંગ ન કરવો ";+ તેમ જ સિદ્ધ

× એકાદશ સ્કંધ, અધ્યાય-૮, શ્લોક-૮ + નવમ સ્કંધ, અ૦ ૧૯, શ્લોક-૧૭

સ્ત્રીઓએ પુરુષોનો પ્રસંગ ન કરવો.

'मदाज्ञापि न मंतव्या स्त्रीप्रसङ्गो भवेद्यया ।
मुक्तैरपि तथा स्त्रीभिः पुंप्रसङ्गो भवेद्यया ॥'

"મુક્ત પુરુષોએ, જે મારી આજ્ઞાએ કરીને તેમને સ્ત્રીઓનો પ્રસંગ થતો હોય, તો તેવી મારી આજ્ઞા પણ ન માનવી; ને મુક્ત સ્ત્રીઓએ, જે મારી આજ્ઞાએ કરીને તેમને પુરુષોનો પ્રસંગ થતો હોય, તેવી મારી આજ્ઞા પણ ન માનવી. વળી, તમે કહ્યું, કે–'મુક્ત પુરુષો તો તેજસ્વી છે—પ્રજ્વલિત અગ્નિ સમાન છે; માટે તેમને સ્ત્રીઓનો પ્રસંગ બંધનકારી થતો નથી' તે વચન સતશાસ્ત્રથી તેમ જ સત્પુરુષોના આચારથી વિરુદ્ધ છે; ને તે વચન મોટા પુરુષોએ માનેલું નથી. 'મુક્ત પુરુષોનો પ્રસંગ સ્ત્રીઓને મોક્ષનો હેતુ છે' એ જે વચન, તે તો નિત્યમુક્ત એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તેમને વિષે જ સંભવે છે. મોટા મોટા દેવો ને ઈશ્વરો પણ આ વૈદિકી મર્યાદાનું ઉલ્લંઘન કરવાથી અતિશય નિંદા પામેલા છે. સ્ત્રીઓનો પ્રસંગ તો શું પણ સ્ત્રીઓનું દર્શન માત્ર પણ મુક્ત પુરુષોને ધર્મ થકી પાડી નાખે છે; માટે 'મુક્ત સાધુને 'યથેષ્ટાચરણ દોષ માટે નથી' એવું જે કહે છે તે મહાપાપી છે."* વળી, પોતે કહે છે: "આ પુરુષ ને આ સ્ત્રી એવી ભેદદૃષ્ટિ જેને ન હતી, તેવા ઋષ્યશૃંગ (એકલશૃંગી) ઋષિ પણ સ્ત્રીપ્રસંગથી ભ્રષ્ટ થયા છે; માટે મુક્ત પુરુષોએ પણ સ્ત્રીઓના પ્રસંગ થકી ભય પામવો. બુદ્ધિવાળા મુક્ત પુરુષે મારી આજ્ઞાથી અથવા સ્ત્રીઓના ધર્મરક્ષણના પ્રયોજન માટે પણ પોતાના નિયમનો ત્યાગ કરી સ્ત્રીઓનો પ્રસંગ ક્યારે ય ન કરવો. સ્ત્રીઓના હાથપગ આદિ અવયવોનું જોવું તે પણ મુક્ત પુરુષોને પોતાની સ્થિતિમાંથી ચલિત કરે છે; માટે તેનો પણ

* સત્સંગી જીવન, પ્રકરણ ૩, અધ્યાય-૫૯

સર્વ પ્રકારે ત્યાગ રાખવો. આ વિષે એક પુરાતન ઇતિહાસ તમને કહું છું તે સાંભળો: નારદ ઋષિ ને પર્વત ઋષિ બન્ને મામા-ભાણેજ થતા હતા. બન્ને બ્રહ્મનિષ્ઠ સિદ્ધ પુરુષો હતા. તીર્થાટન કરતાં કરતાં એક સમયે અંબરીષ રાજાના ભુવનમાં આવ્યા. રાજાએ તે બન્નેને પૂછ્યું: "તમે બન્ને સર્વજ્ઞ જેવા છો; તો મારી દીકરી જયંતી માટે યોગ્ય વર કોણ છે, તે કૃપા કરી કહો." આ બન્ને સિદ્ધ પુરુષો જયતીનું રૂપ જોઈ મોહ પામ્યા; ને અયોગ્ય માગણી કરતાં બોલ્યા: "આ તારી પુત્રી અમને પરણાવ; તો તારું શ્રેય થશે!" રાજાએ પ્રથમ તો ધાર્યું, કે આ બ્રહ્મ-નિષ્ઠ ને નૈષ્ઠિક બ્રહ્મચારી છે, ને આવી ઇચ્છા પ્રદર્શિત કરે જ નહિ–આ તો પરિહાસ કરતા હશે; પરંતુ જ્યારે એ બન્નેએ ગંભીરતા-થી કહ્યું: "અત્યાર સુધી બ્રહ્મચર્યાશ્રમમાં રહી ભગવાનનું ભજન કર્યું, તો આજથી ગૃહસ્થાશ્રમમાં રહી ભગવાનની કીર્તિનું ગાન કરીશું; માટે અમને કન્યાદાન આપો." કામાંધ થયેલા તે બન્નેનું આવું વચન સાંભળી, અંબરીષ રાજા વિચાર કરવા લાગ્યા, કે 'જો ના પાડીશ, તો મને શાપ દેશે; ને હા પાડું, તો લોકશાસ્ત્ર વિરુદ્ધ અધર્માચરણ કરવું પડે; બન્નેને એક કન્યા કેવી રીતે પરણાવાય?' છેવટે નિશ્ચય કરી ઉત્તર આપ્યો: "આ કન્યાનો સ્વયંવર પ્રાતઃકાળે થશે; માટે તમે બન્ને તે સમયે આવજો." બન્ને વિચાર કરવા લાગ્યા: 'કન્યા તો રૂપને ઇચ્છે; માટે કોટિ કામદેવ લજ્જા પામે તેવું રૂપ મેળવવા વૈકુંઠનાથ પાસે જઈએ.' બન્નેને માંહોમાંહે ઈર્ષા ઉત્પન્ન થઈ. નારદે મનમાં ધાર્યું: 'મારું રૂપ કોટિ કામદેવ લજ્જા પામે તેવું થાય, ને પર્વતનું મુખ માંકડાનું થાય, તો કન્યા મને વરે.' પર્વતે પણ નારદ માટે એવો જ વિચાર કર્યો. બન્ને વારા ફરતી વૈકુંઠનાથ પાસે ગયા. નારદ પ્રથમ ગયા. કપટ રાખી કહ્યું: 'હે ભગવન્, અંબરીષ રાજાની દીકરીનો સ્વયંવર નક્કી થયો

છે; તે કન્યાને પરણવાની મારી ઇચ્છા નથી; પરંતુ ત્યાં એકત્રિત થયેલા રાજાઓને પાછા પાડવાની ઇચ્છા છે. વળી મારો હરીફ પર્વત મુનિ છે, તેનું મુખ મર્કટનું થાય, ને મારું તપથી કૃશ થયેલું શરીર પુષ્ટ તથા કોટિ કામદેવ લજ્જા પામે તેવું થાય, એવું વરદાન આપો.' વૈકુંઠનાથે 'તથાસ્તુ' કહ્યું. તે પછી પર્વત મુનિ વૈકુંઠનાથ પાસે આવ્યા; ને નારદ મુનિની માફક કહી પોતાનું કોટિ કામદેવ લજ્જા પામે તેવું રૂપ માગ્યું; અને નારદનું મુખ મર્કટનું થાય, તે સારુ પ્રાર્થના કરી. વૈકુંઠનાથે તેને પણ 'તથાસ્તુ' કહ્યું!!! સ્વયંવર પહેલાંની રાત્રિ જયંતીના ચિંતવનમાં જ બન્નેએ વ્યતીત કરી. પ્રાતઃકાળે જેવું તેવું આહ્નિક કર્મ કરી,વહેલા જઈ કન્યાના પ્રવેશ-દ્વાર આગળ ઊભા રહ્યા. વરમાળા લઈ આવતાં જ બન્નેનાં મર્કટનાં મુખ જોઇ ભય પામી કન્યા પાછી જતી રહી. કામના-નો ભંગ થતાં ક્રોધ ઉત્પન્ન થયો; સંમોહ અને સ્મૃતિવિભ્રમ પણ પાછળ જ આવ્યા, જેથી બુદ્ધિ નાશ થતાં અંબરીષ રાજાએ દગો કર્યો ધારી તે નિર્દોષ રાજાને શાપ દીધો. પરમ ભગવદીય રાજાના રક્ષણાર્થે પરમાત્માએ સ્થાપેલા સુદર્શન ચક્રે તે શાપ નિવારણ કર્યો; પરંતુ તે બન્ને મુનિઓની પાછળ શાપ તથા ચક્ર પડ્યાં; તેથી 'त्राहिमाम्' 'त्राहिमाम्' પોકારતા દેવતાઓના લોકમાં તે બન્ને ફર્યા પણ કોઈથી રક્ષણ ન થઈ

જોતાં પોતાના વ્રતથી પૂર્વે ચલિત થયા હતા; માટે હે ભક્તો, આત્મા-પરમાત્માના જ્ઞાનને બળે કરીને અથવા ભગવાનની નવ પ્રકારની ભક્તિને બળે કરીને, મારા વચનને ઉલ્લંઘીને, જે મનુષ્ય પોતાની નજરમાં આવે તેમ વર્તશે, તે કામથી પીડા પામી પોતાના ધર્મથી ભ્રષ્ટ થઈ મહાકષ્ટ પામશે."*

**ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ પુરુષો માટે જેવી આજ્ઞા કરી, તેવી સ્ત્રીઓ માટે પણ કરેલી છે. પોતે કહે છે: "જેવી રીતે પુરુષો સ્ત્રીઓના નિરીક્ષણાદિથી ભ્રષ્ટ થાય છે, તેવી જ રીતે બ્રહ્મનિષ્ઠ સ્ત્રીઓ પુરુષોના નિરીક્ષણાદિ પ્રસંગથી ધર્મભ્રષ્ટ થાય છે; માટે સ્ત્રીઓએ પણ પોતાના નિયમનો ત્યાગ કરી પુરુષોનો પ્રસંગ ક્યારે ય કરવો નહિ.**

આ પ્રસંગને અનરૂપ હુ તમને એક પુરાતન આખ્યાન કહું છું તે સાંભળો: પૂર્વે શુક્રાચાર્યની પુત્રી દેવયાની હતી. તે પિતાની કૃપાથી આત્મનિષ્ઠ, યોગનિષ્ઠ, ધર્મશાસ્ત્રજ્ઞ, પ્રગલ્ભ, ઉદારબુદ્ધિવાળી, નવાં કાવ્ય કરવામાં કુશળ, ને પિતાની માફક બોધ કરવામાં ડહાપણવાળી હતી. શુક્રાચાર્યને તે પ્રાણ કરતાં પણ વધારે વહાલી હતી. કન્યાકાળ પ્રાપ્ત થતાં પિતાએ પૂછ્યુ: "તું કહે તેવા વર સાથે તને પરણાવું; માટે તારો જે નિશ્ચય હોય તે કહે." દેવયાની બોલી: "મારે પરણવું નથી; મને તો તપ કરવામાં રુચિ છે જે કન્યાને પરણવાની ઇચ્છા હોય, તેને ન પરણાવે તો પિતાને દોષ લાગે; પરંતુ જે કન્યા તીવ્ર વૈરાગ્યવાળી હોય, તેને વિષે શાસ્ત્રમાં દોષ કહ્યો નથી" શુક્રાચાર્ય તો બ્રહ્મચર્યવ્રતનો મહિમા જાણતા હતા; એટલે પોતાની દીકરીનાં વૈરાગ્ય ને યોગનિષ્ઠા જોઇ વિશેષ આગ્રહ કર્યો નહિ. સમય જતાં એવું બન્યું, કે દેવગુરુ બૃહસ્પતિનો પુત્ર કચ શુક્રાચાર્યને ત્યાં વિદ્યાભ્યાસ માટે આવ્યો. પોતાના નિવાસસ્થાનમાં કચને

* સત્સંગી જીવન, પ્રકરણ ૩, અધ્યાય-૬૦

રાખવામાં આવ્યો, તેવામાં એક સમયે દેવયાની કચનું રૂપ જોઈ મોહ પામી; જેથી યોગાભ્યાસ, આત્મવિચાર વગેરે ગૌણ થવા લાગ્યું; ને તે કચની સેવામાં રહેવા લાગી. કામાંધ થતાં કચ પાસે દેવયાનીએ અયોગ્ય માગણી કરી કહ્યું: "તમે મારા પતિ થાઓ." કચ તો ધર્મજ્ઞ ધીર પુરુષ હતો, જેથી તે ગુરુપુત્રીની આવી અયોગ્ય માગણી કદી સ્વીકારે તેમ હતું જ નહિ. દેવયાનીએ ઘણી પ્રાર્થના કરી; પણ કચે હા ન પાડી, ત્યારે મૂઢબુદ્ધિવાળી દેવયાનીએ કચને શાપ આપ્યો: "તારી વિદ્યા નિષ્ફળ થઈ જાવ." કચે સામો શાપ આપ્યો: "તારો બ્રાહ્મણ જાતિનો પતિ ન થાવ.' આ પ્રમાણે એક હજાર ને આઠ વર્ષ સુધી દેવયાની પતિ વિના રહી; ને છેવટે ક્ષત્રિય રાજા યયાતિને પરણી, ભૃગુકુળને લાંછન લગાડયું; એટલું જ નહિ, પણ દેવયાનીનાં વ્રત-તપ સર્વ શ્રમમાત્ર થઈ ગયાં. જમદગ્નિની સ્ત્રી રેણુકાનું દૃષ્ટાંત પણ આવું જ બોધપ્રદ છે. ગંગાજીમાં જળ લેવા ગયેલા, ત્યાં ચિત્રરથ નામનાં ગંધર્વનું રૂપ જોતાં તેને ભોગવવાનો સંકલ્પ થયો; તેથી અપમૃત્યુ પામ્યાં. માટે બ્રહ્મભાવને પામેલી એવી સ્ત્રીઓએ પણ કલ્યાણના માર્ગમાંથી પાડી નાખે તેવું પુરુષોનું આસક્તિથી જોવું વગેરે ધર્મશાસ્ત્ર વિરુદ્ધ કાર્ય કયારે ય ન કરવું. જો કોઈને આશંકા થાય, કે મુમુક્ષુ સ્ત્રીઓને પુરુષના મુખથકી ભગવાનની કથા-વાર્તા સાંભળ્યા સિવાય કેમ ચાલે? તો તેનો ઉત્તર કરીએ છીએ, કે 'મુમુક્ષુ સ્ત્રીઓએ સત્સંગી એવા પોતાના બાપ તથા ભાઈ તથા પતિ તેમના મુખ થકી ભગવાનની કથા-વાર્તા સાંભળવી; તેમ જ સંતસમાગમથી જ્ઞાન પ્રાપ્ત કરેલું હોય એવા માતામહ (માનો બાપ), મામો, પુત્ર, પિતામહ (બાપનો બાપ) તેમના મુખ થકી કથા-વાર્તા સાંભળવી. તે કથા સાંભળી સ્ત્રીઓએ પરસ્પર કહેવી; ને કથામાં કાંઈ સંશય પડે, તો પોતાના

સંબંધી જે પુરુષ તેમની પાસે સાધુ પુરુષને પુછાવવું. વિધવા સ્ત્રીઓએ પુરાણ સંબંધી કથા સત્સંગી બ્રાહ્મણ વાંચનો હોય, તો પોતાના સંબંધી સત્સંગી પુરુષને આગળ રાખી સાંભળવી–પણ તે છેટે બેસીને સાંભળવી; કીર્તન, અષ્ટક, સ્તોત્ર વગેરે શીખવાં હોય, તો વિધવા સ્ત્રીએ પોતાના સમીપ સંબંધવાળા પોતાના ધર્મવાળા પિતા આદિ સંબંધીજનો પાસેથી શીખવાં. સ્ત્રીઓએ પોતાના ગામમાં અથવા બહારગામમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ભક્તિ તેણે કરીને વૃદ્ધ જે સ્ત્રીઓ હોય, તેમને રાધિકાજી ને લક્ષ્મીજી તુલ્ય માની તેમનો સમાગમ કરવો; ને તેમની સાથે જીવ જોડી જેમ વર્તવાનું કહે તેમ ધર્મથી વર્તવું. જન્માષ્ટમી આદિ મહોત્સવના દિવસોમાં સંતોનો સમૂહ એકત્રિત થયો હોય તે સમયે, સાધુઓનું સ્થાન કોટ, વાડ વગેરેથી બાંધેલું ન હોય, તો પોતાના સંબંધી (પિતા વગેરે) સાથે કથાવાર્તા સાંભળવા જવું; તેમાં સ્ત્રીઓએ સ્ત્રીઓની સભામાં બેસવું ને પુરુષોએ પુરુષોની સભામાં બેસવું. ઉત્સવ સિવાય પણ પોતાના ગામમાં જ્યારે મોટા એકાંતિક તપસ્વી સંત આવ્યા હોય; તો સંબંધી સાથે જઈ વિવેકથી પોતાના સ્થાનમાં મર્યાદાથી બેસી કથાવાર્તા દૂરથી સાંભળવી. જે સાધુપુરુષનું સ્થાન, વંડો તથા વાડ આદિકે કરીને બંધ હોય, તો તે સ્થાનમાં સ્ત્રીઓએ કયારેય પ્રવેશ ન કરવો; એવી રીતે મારા આશ્રિત સધવા–વિધવા સ્ત્રીઓને મારી આજ્ઞા છે. આ આજ્ઞાનું ઉલ્લંઘન કરી નિર્ભય થઈ જે સ્ત્રી તેવા સ્થાનમાં પ્રવેશ કરે, તે સ્ત્રીને આ પૃથ્વીમાં પિશાચણી જેવી જાણવી. જન્માષ્ટમીની રાત્રિ તથા અમારા જન્મ દિવસ–રામનવમીની રાત્રિ, તે સિવાય બીજા કોઈ પણ દિવસે ઉત્સવ હોય, તો પણ રાત્રે સ્ત્રીઓએ પોતાના ઇષ્ટદેવના મંદિરમાં ભગવાનનાં દર્શન કરવા કયારે ય જવું જ નહિ; અને જન્માષ્ટમી

તથા રામનવમીની રાત્રિએ જન્મોત્સવનાં દર્શન કરવા જવું, ત્યારે પણ પોતાના બાપ આદિ સંબંધીની સાથે જવું; પરંતુ એકલાં ન જવું; કારણકે રાત્રિને વિષે પોતાની ઇચ્છા આવે તેવાં રૂપ ધારણ કરનારા ને ધર્મથકી ભ્રષ્ટ કરનારા રાક્ષસો ફરે છે. આ પ્રમાણે મર્યાદાથી જે વર્તશે, તે સ્ત્રીઓને ભગવાનને વિષે સ્નેહ વૃદ્ધિ પામશે ને સ્વધર્મમાં અચળ સ્થિતિ થશે" × સ્ત્રી પુરુષો, ભગવાનનાં ભક્ત હોય તો પણ, એક બીજાનું વિશેષ માહાત્મ્ય સમજવા જાય, તો બંધન થાય છે. તે સંબંધમાં પોતે કહે છે: 'બાઈઓ હરિભક્ત છે, તેનું માહાત્મ્ય તો ઝાઝું સમજવું નહિ; કેમ જે માહાત્મ્યને મિષે કરીને મનમાં એનું મનન થાય, એટલે સ્વપ્નમાં આવે; માટે માહાત્મ્ય લેવું તો સૌનું સમપણે લેવું, જે 'એ સર્વે ભગવાનના ભક્ત છે' પણ અધિક-ન્યૂનપણે માહાત્મ્ય લેવું નહિ, અને જો અધિક-ન્યૂનપણે માહાત્મ્ય સમજે, તો તેમાં મોટું વિઘ્ન છે; તેમ જ બાઈઓએ, ભાઈઓનું માહાત્મ્ય પણ સમપણે સમજવું; અને જો એમ ન સમજે, તો એ બાઈઓને પણ મોટું વિઘ્ન છે." ÷ વળી પોતે કહે છે: "પરમેશ્વરનો ભક્ત થઈને ભક્તિ કરતાં થકાં જે પાપ કરે છે ને સત્સંગમાં કુવાસના બાંધે છે, તે પાપ તો એને વજ્રલેપ થાય છે; અને કુસંગમાં જઈને પરસ્ત્રીનો સંગ કરે, તે થકી પણ સત્સંગમાં ભગવાનના ભક્ત ઉપર કુદૃષ્ટિએ જોવાયું હોય તો તેનું વધુ પાપ છે; માટે જેને ભગવાનમાં દૃઢ પ્રીતિ કરવી હોય, તેણે તો કોઈ જાતનું પાપ પોતાની બુદ્ધિમાં રહેવા દેવું નહિ; શા માટે જે સત્સંગી હરિભક્ત છે, તે તો જેવાં પોતાનાં મા, બેન કે દીકરી હોય તેવાં જ

× સત્સંગી જીવન, પ્રકરણ ૩, અધ્યાય-૬૧
÷ વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ-૨૪

અને આ સંસારને વિષે અતિશય જે પાપી હોય, તે પોતાના ગોત્રની સ્ત્રીઓને વિષે કુદૃષ્ટિ રાખે છે; માટે જે હરિભક્તને વિષે કુદૃષ્ટિ રાખે, તે અતિશય પાપી છે ને તેનો કોઈ કાળે છૂટકો થાય નહિ; માટે જેણે રસિક ભક્ત થવું હોય, તેણે આવી જાતનું પાપ, તેનો ત્યાગ કરીને પછી રસિક ભક્ત થવું."* "રસિક માર્ગે તો હજારો ને લાખો પડી ગયા છે અને ભગવાનને તો કોઈક પામ્યો હશે; અને મોટા આચાર્ય થયા, તેણે પણ રસિક માર્ગે કરીને ભક્તિ કરાવી છે, પણ તેમાં બગાડ ઘણાને થયો છે, અને સારું તો કોઈકનું થયું છે; કાં જે રસિકપણે કરીને જ્યારે ભગવાનનું વર્ણન કરે, ત્યારે ભગવાન ભેળું રાધિકાજી તથા લક્ષ્મીજી તથા તેની સખીઓનું પણ વર્ણન આવે; અને જ્યારે સ્ત્રીઓનું વર્ણન આવે, ત્યારે તો તેના અંગે અંગનું વર્ણન થાય; ત્યારે વર્ણનના કરનારાનું મન નિર્વિકાર કેમ રહે? અને ઇંદ્રિયોનો તો એ જ સ્વભાવ છે, જે સારો વિષય હોય તે ઉપર જ પ્રીતિ થાય; અને રાધિકાજી, લક્ષ્મીજી તેના જેવું તો ત્રિલોકીમાં કોઈ સ્ત્રીનું રૂપ હોય નહિ. અને એના જેવી કોઈની બોલી પણ મીઠી ન હોય, અને એના દેહનો સુગંધ પણ અતિશય હોય–માટે એવા રૂપને દેખીને અથવા સાંભળીને કયે પ્રકારે મોહ ન થાય? અને લેશ માત્ર જો મન વિકાર પામે, તો તે કલ્યાણના માર્ગમાંથી પડ્યો; માટે રસિકની રીતે જે ભગવાનને ભજે, તેને મોટું વિઘ્ન છે......પણ જે કલ્યાણને ઇચ્છતો હોય તે એમ સમજે, જે જેમ પોતાની માતા હોય અથવા બેન હોય તથા દીકરી હોય તે ઘણી રૂપવાન હોય, તો પણ તેને દેખીને મનને વિષે વિકાર થતો નથી; તેમ જ તેની સાથે બોલે છે, સ્પર્શ કરે છે, તોપણ મનને વિષે લેશમાત્ર વિકાર થતો નથી–એવી

* વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ–૨૨

રીતે ભગવાનના ભક્ત જે બાઈઓ હોય, તેને વિષે મા, બેન ને દીકરી તેની બુદ્ધિ રહે, તો કોઈ રીતે વિકાર થાય નહિ; અને રસિક માર્ગે કરીને ભગવાનને ભજીને અભયપદને પામે; અને જ્યારે એમ ન સમજે, ને કોઈ મોટાં ભગવાનના ભક્ત બાઈઓ હોય, તેને દેખીને અવગુણ સમજે, ત્યારે એને મોટો દોષ લાગે; અને જે અન્ય સ્ત્રીને દેખવે કરીને દોષ લાગ્યો હોય, તે તો ભગવાનના ભક્તના દર્શને કરીને ટળે છે; અને ભગવાનના ભક્તને જોઈને જે દોષ લાગ્યો હોય, તેને ટાળ્યાનો ઉપાય શાસ્ત્રમાં કહ્યો જ નથી; તેમ જ ભગવાનનો ભક્ત જે પુરુષ હોય, તેને દેખીને જે સ્ત્રી અવગુણ સમજે, તેને પણ એ પાપ થકી કોઈ કાળે છુટાય નહિ. ત્યાં શ્લોક છે જે:—

अन्यक्षेत्रे कृतं पापं तीर्थक्षेत्रे विनश्यति।
तीर्थक्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति॥

એ શ્લોકનો અર્થ એ છે, જે "બીજે ઠેકાણે પાપ કર્યું હોય, તે તો ભગવાન કે ભગવાનના ભક્ત પાસે ગયે છૂટે; ને ભગવાન કે ભગવાનના ભક્ત પાસે જઈને જે પાપ કરે, તે તો તીર્થક્ષેત્રનું પાપ છે; ને વજ્રલેપ થાય છે." "માટે જેણે રસિક માર્ગે કરીને ભગવાનને ભજવા હોય, તેણે તો જેવી રીતે અમે વાત કરી તેવી રીતે નિર્દોષ બુદ્ધિ રાખવી."* વળી ભગવાનની પેઠે સેવા કરવા યોગ્ય સંતનાં લક્ષણ કહી ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ વિવેક બતાવ્યો છે,-કે "એવા સંતને મનુષ્ય જેવા ન જાણવા ને દેવ જેવા પણ ન જાણવા; કેમ જે એવી ક્રિયા દેવ મનુષ્યને વિષે હોય નહિ; અને એવા સંત મનુષ્ય છે, તોપણ ભગવાનની પેઠે સેવા કરવા યોગ્ય છે. માટે જેને કલ્યાણનો ખપ હોય એવા જે પુરુષ તેણે એવા સંતની સેવા કરવી; અને એવા

* વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ–૩

સાધુ ગુણે યુક્ત જે બાઈ તેની સેવા બાઈએ કરવી."÷

'ભક્તિ' અને 'જ્ઞાન' એ બે આત્યંતિક કલ્યાણના ધુરંધર માર્ગ છે ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ, સ્ત્રીપુરષોની આની ધર્મમર્યાદા સ્થાપન કરી, ભક્તિ નિમિત્તે અથવા જ્ઞાન નિમિત્તે જે સૂક્ષ્મ પાપ પ્રવેશ થવા પામે, તેનો મૂળમાથી નાશ કર્યો ભક્તિમાથી રસિક માર્ગ દૂર કર્યો, અને તે સમયે પૃથ્વી ઉપર ભક્તિનામે ભ્રષ્ટાચાર પ્રચલિત થવા પામ્યો હતો તેનું ઉન્મૂલન કરી ધર્મે સહિત ભક્તિ કરવાનો સત્સિદ્ધાંત પ્રવર્તાવ્યો. દેવમંદિરમા ભક્તિ નિમિત્તે અને સભાસ્થાનોમા જ્ઞાન નિમિત્તે સ્ત્રી–પુરુષો એકઠા મળે, તે વખતે દેહાત્મ બુદ્ધિ કે વિષયાસક્તિના પ્રધાનપણાને લીધે, સૂક્ષ્મ પાપપ્રવૃત્તિ થવા ન પામે તે વાસ્તે, દીર્ઘદૃષ્ટિથી સ્ત્રી–પુરુષોના જુદા જુદા 'હરિમંદિર' (મહામંદિરોમા દર્શન કરવાની અલાયદી પ્રથા) અને જુદાં જુદા સભાસ્થાન સ્થાપન કર્યા, તેમ જ સ્ત્રી–પુરુષો, પરસ્પર દેવ મંદિરમાં સ ભાષણ, સ્પર્શ ઇત્યાદિ ન કરે એવો નિર્વિઘ્ન સુરક્ષિત મોક્ષમાર્ગ ઉપદેશ્યો.

અહિંમા, બ્રહ્મચર્ય ઇત્યાદિ સામાન્ય ધર્મો છે. જે મનુષ્ય માત્રને પાળવાના છે પોતે 'શિક્ષાપત્રી'માં એક સો એકવીસ શ્લોક સુધી સામાન્ય ધર્મ કહી, તે પછી વિશેષ ધર્મો કહેલા છે. ધર્મવશી આચાર્યના, આચાર્ય–પત્નીના, ગૃહસ્થ હરિભક્તોના, રાજાના, સુવાસિની તથા વિધવા સ્ત્રીઓના, નૈષ્ઠિક બ્રહ્મચારીના અને સાધુઓના (પરમહંસોના) વિશેષ ધર્મો સંક્ષેપમા કહી દિશાસૂચન કર્યું છે, કે–" અમારા આશ્રિત સત્સંગી બાઈ–ભાઈ સર્વેના સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મ સંક્ષેપથી આવી રીતે અમે લખ્યા છે, અને આ ધર્મનો વિસ્તાર અમારા સંપ્રદાયના ગ્રંથથી જાણવો "× 'સત્સંગી જીવન'માં વિસ્તારથી

÷ વચનામૃત ગઢડા, અંત્ય પ્ર૦–૨૬ × શિક્ષાપત્રી, શ્લોક ૨૦૩

સર્વે ધર્મો વર્ણવેલા છે, તો તે ગ્રંથના પરિશીલનથી જિજ્ઞાસુઓએ તે જાણી લેવા.

ધર્મનું પાલન કરતાં, જ્ઞાન શીખતાં, વૈરાગ્યનું સેવન કરતાં ને ભક્તિનું અનુષ્ઠાન કરતાં પોતાના આશ્રિતોને મોહ ઉત્પન્ન ન થવા પામે, તે સારુ ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ આજ્ઞા કરી છે, કે:—'परधर्मो न चाचर्यो न च पाषण्डकल्पितः' 'પરધર્મનું આચરણ ન કરવું, પાખંડ ધર્મનું આચરણ ન કરવું તથા કલ્પિત ધર્મનું આચરણ ન કરવું.'* ગૃહસ્થને ત્યાગીનો ધર્મ, અને ત્યાગીને ગૃહસ્થનો ધર્મ, **પરધર્મ** છે, તેવી જ રીતે બ્રાહ્મણને બ્રાહ્મણેતર (ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્રાદિનો) અને બ્રાહ્મણેતરને બ્રાહ્મણનો ધર્મ **પરધર્મ** છે. ભગવાન શ્રી કૃષ્ણચંદ્ર કહે છે: "સ્વધર્મ 'વિગુણ' હોય તોપણ, સારી રીતે અનુષ્ઠાન કરાયેલા **પરધર્મ** કરતા શ્રેષ્ઠ છે; **સ્વધર્મ**માં રહેતાં મૃત્યુ થાય, તો તે શ્રેયસ્કર છે; પરંતુ **પરધર્મ** ભયાવહ છે."÷ ભગવાન શ્રી સહજાનંદ સ્વામી કહે છે: "ચાર વર્ણ ને ચાર આશ્રમ, તેને જે પોતપોતાનો ધર્મ તેને **સ્થાન** જાણવું. તમે (સ્વયંપ્રકાશાનંદ સ્વામીને ઉદ્દેશીને કહે છે) ત્યાગી છો, તે તમારાથી જો ત્યાગનો પક્ષ મૂકીને ગૃહસ્થને માર્ગે ચલાય, તો તે **સ્થાન** થકી ભ્રષ્ટ થવાણું એમ જાણવું; માટે ગમે તેવો આપત્કાળ પડે અથવા અમે આજ્ઞા કરીએ, તો પણ તમારે પોતાના ધર્મમાંથી ચળવું નહિ; અને જેમ ગૃહસ્થ વસ્ત્ર અલંકારે કરીને અમારી પૂજા કરવા ઇચ્છે છે, તેમ તમારે ઇચ્છવું નહિ—તમારે તો પત્ર પુષ્પ, ફળ અને જળે કરીને પૂજા કરવી ને એવી પૂજાએ કરીને જ આનંદ માનવો; પણ પોતાના ધર્મથી ચલાયમાન થઈને પરમેશ્વરની પૂજા કરવી એ ઠીક નહિ; માટે સવને પોતાના ધર્મમાં રહ્યા થકા જેટલી પૂજા થાય

* શિક્ષાપત્રી, શ્લોક ૨૪ ÷ ભ૦ ગી૦, અ૦ ૩, શ્લોક ૩૫

તેટલી કરવી એ અમારી આજ્ઞા છે, તેને દઢ કરીને સર્વે રાખજો.”×

વળી પોતે વિવેક શિખવાડે છેઃ “આ સંસારને વિષે ગૃહસ્થાશ્રમી ને ત્યાગી એ બેના માર્ગ જુદા જુદા છે. તે જે ગૃહસ્થને શોભા હોય, તે ત્યાગીને દૂષણ રૂપ હોય; તેને બુદ્ધિમાન હોય તે જાણે, પણ બીજો જાણી શકે નહિ, માટે તેની વિક્તિ (વિવેક) કહીએ છીએ – જે ગૃહસ્થાશ્રમી છે, તેને ધન, દોલત, હાથી, ઘોડા, ગાય, ભેંસ, મેડી, હવેલી, સ્ત્રી, છોકરાં, ભારે ભારે વસ્ત્ર, આભૂષણ, એ સર્વે પદાર્થ શોભારૂપ છે; અને એ જ જે સર્વે પદાર્થ, તે ત્યાગી હોય તેને દોષરૂપ છે. અને ત્યાગી છે તેને વનમાં રહેવું, વસ્ત્ર વિના ઉઘાડ એક કૌપીનભર રહેવું, . દાઢી-મૂછ મુંડાવી નખાવવી, ભગવાં વસ્ત્ર રાખવાં અને કોઈ ગાળો દે ને કોઈ ધૂળ નાખે, તે અપમાનને સહન કરવું. એ જ ત્યાગીને પરમ શોભારૂપ છે; અને એ ત્યાગીની જે શોભા, તે જ ગૃહસ્થને પરમ દોષરૂપ છે.”+

ઈસુનો ઉપદેશ આપણે તપાસીએઃ—

“જે કોઈ તમને જમણા ગાલ ઉપર તમાચો મારે, તેની આગળ તમારો બીજો ગાલ પણ ધરજો.”

“કોઈ માણસ તમારા પર અદાલતમાં દાવો કરે ને તમારો ઝભ્ભો લઈ લે, તો તેને તમારો ડગલો પણ ધરજો.”

આ ઉપદેશ સાચો છે અહિંસક રહેવાનો આવો ઉપદેશ ત્યાગી માટે બરાબર છે, પણ વ્યવહારમા તો ગૃહસ્થોને તે પરધર્મ છે અત્યારે આ ઉપદેશ–વચનોનો અમલ તે દેશમા પણ કેટલા ગૃહસ્થો કરે છે? ઉપદેશ નો અધિકાર પરત્વે હોવો જોઈએ. ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ આવો જ અહિંસાનો તથા અપ્રતિકારનો ઉપદેશ આપ્યો છે—પણ તે ત્યાગાશ્રમી પરમહંસો-

× વચનામૃત, સારંગપુર ૯ + વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ ૫૨

ને; પોતે સાધુ-પરમહંસના ધર્મ વિષે કહેતાં લખ્યું છેઃ—

गालिदानं ताडनं च कृतं कुमतिभिर्जनैः ।
क्षन्तव्यमेव सर्वेषां चिन्तनीयं हितं च तैः ॥

"અને તે સાધુ ને બ્રહ્મચારી તેમણે કોઈક કુમતિવાળા દુષ્ટજન હોય, તે પોતાને ગાળ દે અથવા મારે તો તે સહન જ કરવું. પણ તેને સામી ગાળ ન દેવી ને મારવો નહિ; અને તેનું જેમ હિત થાય તેમ જ મનમાં ચિંતવન કરવું; પણ તેનું ભૂંડું થાય એવો તો સંકલ્પ પણ ન કરવો."× પોત-પોતાના ધર્મનું આચરણ મૂકી પરધર્મનું જ્યારે આચરણ કરવામાં આવે છે, ત્યારે અધર્મની પ્રવૃત્તિ થાય છે. બ્રાહ્મણના સ્વાભાવિક કર્મ–તપ–નું આચરણ કરનાર શૂદ્રને ભગવાન રામચંદ્રજીએ અટકાવ્યો, ત્યારે બ્રાહ્મણનો મૃતપુત્ર સજીવન થયો. બ્રાહ્મણ બ્રાહ્મણનું શાસ્ત્ર-વિહિત કર્મ કરે, અને શૂદ્ર શૂદ્રનું યથાશાસ્ત્ર કર્તવ્ય કરે, ત્યાં સુધી તે બંને સરખા છે. ત્રિકાળસંધ્યા કરનાર બ્રાહ્મણ અને મેલું ઉપાડનાર અંત્યજ એ બંને પોત-પોતાના ધર્મનું આચરણ કરનાર હોઈ સમાન છે; પરંતુ બ્રાહ્મણ ભગવાનની ભક્તિ રહિત હોય અને અંત્યજ ભગવાનનો શરણાગત ભક્ત હોય, તો બ્રાહ્મણ કરતાં પણ તે શ્રેષ્ઠ છે; ભગવાનના સ્વરૂપનું જ્ઞાન ગ્રહણ કરવાનો તેમ જ ભગવાનની ભક્તિ કરવાનો બ્રાહ્મણથી ચાંડાલ પર્યંત સર્વેને અધિકાર છે—પરંતુ પોત-પોતાના ધર્મમાં રહીને. દેવહૂતિ માતાની સ્તુતિ શ્રીમદ્ભાગવતમાં વ્યાસનારાયણે વર્ણવેલી છે, તે આ સિદ્ધાંતનું જ સમર્થન કરે છે. દેવહૂતિ માતા સ્તુતિ કરે છે: "હે ભગવન્, ચંડાળ પણ આપનું ક્વચિત્ નામ શ્રવણ કરવાથી, આપને પ્રણામ કરવાથી, આપનું કીર્તન કરવાથી, તથા આપનું સ્મરણ કરવાથી તત્કાળ

× શિક્ષાપત્રી, શ્લોક-૨૦૧

યજ્ઞ કરવાની યોગ્યતા મેળવે છે–અર્થાત્‌ પવિત્ર થાય છે; તો આપના દર્શનથી પવિત્ર થાય, તેમાં શું કહેવું ? આ એક આશ્ચર્યની વાત છે, કે જે શ્વપચના જિહ્વાગ્રમાં આપનું નામ વર્તે છે, તે શ્વપચ પણ આપની ભક્તિ રહિત કર્મઠ બ્રાહ્મણો કરતા શ્રેષ્ઠ થાય છે, કારણ કે જે જનોએ આપનું નામ ઉચ્ચારણ કર્યું છે, તેમણે જ તપ કર્યું છે, તેમણે જ હોમ કર્યો છે, તેમણે જ તીર્થમાં સ્નાન કર્યું છે તે જ સદાચારવાળા છે અને તેમણે જ વેદનો અભ્યાસ કર્યો છે, એમ જાણવું."÷ આત્મા પરમાત્માની દૃષ્ટિએ જેનારને તો દરેકને વિષે સમદૃષ્ટિ રહે, પરંતુ વ્યવહારમાં તો ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ એવા ભેદ દેખાય જ, અને જ્યાં સુધી આત્મા પરમાત્માકારે દૃષ્ટિ ન થઈ હોય, ત્યાં સુધી દરેકની સાથે ધર્મથી વર્તન કરવું જોઈએ. ધર્મથી સબંધ રાખનાર રાગદ્વેષાદિથી રહિત હોય છે એ કોઈનો પણ તિરસ્કાર કરનો નથી આત્મા પરમાત્માના આ દિવ્ય માર્ગમાં જેમ આત્મભાવ કે બ્રહ્મભાવ પામેલો કોઈનો દ્વેષ કે તિરસ્કાર કરનો નથી, તેમ ધર્મથી દરેક સાથે વર્તન કરનાર કોઈનો દ્વેષ કે તિરસ્કાર કરનો નથી આ અલૌકિક માર્ગમાં તો ગમે તે વર્ણનો, ગમે તે આશ્રમનો, ગમે તે દેશનો કે ગમે તેવી કક્ષાનો મનુષ્ય હોય, પરંતુ જે પ્રત્યક્ષ ભગવાનના સ્વરૂપને સત્સંગથી ઓળખી પ્રત્યક્ષ ભગવાનની આજ્ઞા પાળે, તે જ મોટો છે, તે પોતે કહ્યું છે: "મોટપ તો પ્રત્યક્ષ ભગવાનના નિશ્ચયે કરીને તથા તે ભગવાનની આજ્ઞાને વિષે વર્તવે કરીને છે; અને એ બે વાનાં જેને ન હોય ને તે ગમે તેવો વ્યવહારે કરીને મોટો હોય, તોપણ એ નાનો જ છે......"×

જ્યાંસુધી દેહની સ્મૃતિ રહેતી હોય, ભગવાનના

÷ તૃતીય સ્કંધ, અ૦ ૩૩ શ્લોક–૬–૭

× વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ–૩૧

ભજનમાંથી પોતાની મેળે ઊઠીને ખાવું-પીવું વગેરે દેહની ક્રિયા થતી હોય, ત્યાંસુધી સ્વવર્ણાશ્રમોચિત સ્વધર્મનું દરેક મુમુક્ષુએ અવશ્ય પાલન કરવું, એવી ભગવાન શ્રી સહજાનંદ સ્વામીની આજ્ઞા છે. અમદાવાદમાં સમાધિ પ્રકરણ ચાલતું હતું. અત્યારે જ્યાં સ્વામીનારાયણનું મંદિર છે, તેની નજીકમાં 'નવાવાસ'માં ભગવાન શ્રી સહજાનંદ સ્વામી વિરાજતા હતા. ત્યારે ઘણા વિદ્વાનો, વેદાંતીઓ તેમ જ ભિન્ન ભિન્ન સંપ્રદાયના મુમુક્ષુઓ સમાધિ જોવા આવેલા. તે સર્વેને પોત-પોતાના ઇષ્ટદેવરૂપે શ્રી સહજાનંદ સ્વામીએ દર્શન દીધું, પ્રત્યક્ષ સ્વરૂપનો નિશ્ચય થતાં તે સર્વે પૂર્ણકામપણું અનુભવવા લાગ્યા. તે સર્વેએ સહજાનંદ સ્વામીને પ્રશ્ન પૂછયો: "ઉપાય અને ઉપેયરૂપે તમેજ સાક્ષાત્ અમને મળ્યા છો હવે દેવસંબંધી તથા પિતૃસંબંધી વૈદિક કર્મ કરવાની અમારે શી આવશ્યક્તા રહે છે? અમે હવે સર્વ વૈદિક કર્મોનો ત્યાગ કરીએ, તો અમને કંઈ પ્રત્યવાય લાગે?" આ પ્રશ્નનો ઉત્તર આપતાં પોતે કહે છે: "હે વિપ્રો, તમે ભાગ્યશાળી છો; કારણ કે શાસ્ત્રાધ્યયન વગેરેનુ ફળ તમને આજે પ્રાપ્ત થયું છે. તમને પ્રત્યક્ષ પરમાત્માના સ્વરૂપનો નિશ્ચય થયો અને તે સ્વરૂપમાં તમારી અનન્ય ભક્તિ ઉત્પન્ન થઈ, માટે તમે કૃતકૃત્ય છો; પરંતુ તમે વૈદિક સ્વધર્મનો ત્યાગ કરવાનું કહ્યું; તે સિદ્ધાંત અમને માન્ય નથી. અમારો સિદ્ધાંત તો નીચે પ્રમાણે છે:—

यावद्देहस्मृतिर्नृणां भवेत्तावदतन्द्रितैः ।
स्वस्वधर्मः पालनीयः सर्ववर्णाश्रमोचितः ॥

જ્યાંસુધી દેહસ્મૃતિ રહે, ત્યાંસુધી મનુષ્યોએ આળસ રહિત થઈ વર્ણાશ્રમોચિત સ્વધર્મ પાળવો જ જોઈએ"

मद्विद्भूतो नैव कर्माणि बुद्धिपूर्वं त्यजेत्सुधीः ।
तान्यवनं प्रहास्यन्ति समाधिविवशं यतः ॥

રૂઢીબુદ્ધિવાળો મારો આશ્રિત કયારેય વૈદિક કર્મનો બુદ્ધિપૂર્વક ત્યાગ ન કરે; સમાધિથી પરવશ થયેલા તે યોગીનો જ્યારે કર્મ જ ત્યાગ કરે, ત્યારે કર્મ-ત્યાગનો પ્રત્યવાય તેને લાગે નહિ."

मुक्तेरपि न हेयानि धर्मकर्माणि सर्वथा ।
कुतो मुमुक्षुभिस्तर्हि तानि हेयानि मूढवत् ॥

"મુક્ત પુરુષોએ પણ સર્વ પ્રકારે ધર્મ-કર્મનો ત્યાગ ન કરવો; તો મુમુક્ષુઓએ તો મૂઢ મનુષ્યની માફક તેનો ત્યાગ થાય જ કેવી રીતે?"

ये तु माहात्म्यमालम्ब्य भक्तेर्ज्ञानस्य वा धिया ।
धर्मं त्यजन्ति ते नूनं ततो भ्रष्टा पतन्त्यधः ॥

"જે ભક્તિ કે જ્ઞાનના માહાત્મ્યનું અવલંબન લઈ ધર્મનો ત્યાગ કરે છે, તે નિશ્ચય ભ્રષ્ટ થઈ અધોગતિ પામે છે." ÷

ભાગવતધર્મ:—હવે એકાંતિકની દૃષ્ટિએ ધર્મની ચર્ચા કરીએ. ભાગવતધર્મને એકાંતિક ધર્મ પણ કહે છે; એ ભગવાનના સંબંધવાળો ધર્મ છે. ભગવાનની આજ્ઞાથી ભગવાનની પ્રસન્નતા માટે જે ધર્માચરણ કરવામાં આવે, તે ભાગવતધર્મ કહેવાય છે. એકાંતિક ભક્તો એ ધર્મનું ધારણ કરનાર હોવાથી તેને 'એકાંતિક ધર્મ' પણ કહે છે. ભગવાન સનાતન છે, તેમ ભગવાનના સંબંધવાળો ભાગવતધર્મ પણ સનાતન છે. એનો નાશ ન થાય. ગ્લાનિ થતી દેખાય. ભાગવતધર્મ ધારણ કરનારા પુરુષો આ પૃથ્વી પર હોય, ત્યાંસુધી ભાગવતધર્મની પ્રવૃત્તિ દેખાય; પરંતુ જ્યારે તેવા પુરુષો ન હોય અથવા અલ્પ પ્રમાણમાં હોય, ત્યારે

÷ સત્સંગી જીવન, પ્રકરણ ૨, અધ્યાય ૪૪, શ્લોક ૧૦૩ થી ૧૦૬

**તેની ગ્લાનિ થતી જણાય. જ્યારે જ્યારે ભાગવતધર્મની ગ્લાનિ થાય છે, ત્યારે ત્યારે ભગવાનના અવતાર આ પૃથ્વી પર થાય છે.** ભગવાન શ્રી સહજાનંદ સ્વામી ભાગવત-ધર્મનું નિરૂપણ કરતાં કહે છે: "ધર્મ બે પ્રકારનો છે—પ્રવૃત્તિ ધર્મ અને નિવૃત્તિ ધર્મ; એ બે પ્રકારનો ધર્મ તે ભગવાનના સંબંધે સહિત પણ છે અને ભગવાનના સંબંધે રહિત પણ છે. તેમાં ભગવાનના સંબંધે સહિત જે ધર્મ છે, તે તો નારદ, સનકાદિક, શુકજી, ધ્રુવ, પ્રહ્‌લાદ, અંબરીષ એ આદિક જે ભક્તજન તેનો છે; અને એ ધર્મને જ 'ભાગવતધર્મ' કહે છે તથા 'એકાંતિક ધર્મ' કહે છે; અને તે ધર્મ ને ભક્તિ તો બે નથી, એક જ છે; અને જે ધર્મ-સ્થાપનને અર્થે ભગવાનના અવતાર થાય છે, તે પણ એ જ ધર્મના સ્થાપનને અર્થે થાય છે, અને જે કેવળ વર્ણાશ્રમના ધર્મ છે, તે તો ભાગવતધર્મ થકી અતિશય ગૌણ છે......દુબળા છે ને તેનું ફળ નાશવંત છે; અને ભાગવતધર્મે કરીને તો જીવ ભગવાનની માયાને તરી પુરુષોત્તમના ધામને પામે છે, માટે 'ભાગવત ધર્મ' અને ભક્તિ એનું તો એક સરખું ગૌરવ છે ને પ્રાપ્તિ પણ એક સરખી જ છે......"* આ સ્થળે આટલું ખાસ વિચારવા જેવું છે, કે 'વર્ણાશ્રમધર્મ' એ પદ પહેલાં 'કેવળ' પદ મૂક્યુ છે, એનો અર્થ એ છે, કે વર્ણાશ્રમધર્મ ભગવાનની આજ્ઞાથી ભગવાનની પ્રસન્નતાર્થે ભગવાનના સંબંધે સહિત ન હોય, તો **તે કેવળ વર્ણાશ્રમ ધર્મ** કહેવાય; પરંતુ પ્રકટ ભગવાનની આજ્ઞાથી તેમની પ્રસન્નતા માટે તેમ જ પ્રકટ ભગવાનના સંબંધે સહિત હોય, તો તે ભાગવતધર્મ થઈ જાય છે; **કેવળ વર્ણાશ્રમ ધર્મ** માટે પોતે વળી કહ્યું છે: "વર્ણાશ્રમ ધર્મની જે વાર્તા છે અને તેનું ફળ જે ધર્મ, અર્થ ને કામ છે, તેણે

* વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ ૨૧

કગીને કાંઈ કલ્યાણ થતું નથી; અને કેવળ **વર્ણાશ્રમ ધર્મ** વડે તો સંસારમાં કીર્તિ થાય ને દેહે કરીને સુખી રહે. એટલું જ ફળ છે." § પ્રકટ ભગવાનનો સંબંધ ન હોય અને ધર્મ અર્થ ને કામને વિષે પ્રીતિ રાખી તે વર્ણાશ્રમધર્મનું આચરણ કરવામાં આવે, તો તે 'ભાગવતધર્મ'થી ન્યૂન છે ને તેથી આત્યંતિક કલ્યાણ થતું નથી–એથી તો આ બ્રહ્માંડથી બહાર (બ્રહ્માના ભુવન પર્યંત જે સ્વર્ગલોક તેથી બહાર) ગતિ થતી નથી; ભગવાનના ભક્તની તો દરેકે દરેક ક્રિયા, ભગવાનના સંબંધવાળી હોઈ ભક્તિરૂપ થઈ જાય છે; એથી તે **ભાગવતધર્મ** કહેવાય છે દરેકે દરેક ધર્મ, ભલે પછી તે ધર્મનો સમાવેશ સદાચાર પાળવામાં થતો હોય, કે આહારશુદ્ધિના પાલનમાં અગર તો 'વર્તમાન' પાલનમા થતો હોય, અથવા શૌચનુ પાલન કરવામાં પર્યવસાન પામતો હોય, તોપણ તે જો પ્રત્યક્ષ પરમાત્માને સત્સંગથી ઓળખી એમની આજ્ઞાથી એમની પ્રસન્નતા માટે પાળવામા આવે તો તે ભાગવતધર્મ થઈ જાય છે આ સંપ્રદાયમાં **'શિક્ષાપત્રી'ની દરેકે દરેક આજ્ઞા, જે અનુયાયીઓએ પાળવાની હોય છે, તે પ્રત્યક્ષ પરમાત્મા શ્રી સ્વામીનારાયણની પ્રસન્નતા માટે પાળવાની હોઈ, તે ભાગવતધર્મનું જ પાલન છે.** દાખલા તરીકે, 'શિક્ષાપત્રી'માં આજ્ઞા કરી છે: "પોતપોતાના વર્ણાશ્રમનો ધર્મ તે કોઈ સત્સંગીએ ત્યાગ ન કરવો.' વર્ણાશ્રમ ધર્મ તો જગતભરમાં ઘણા ય પાળતા હશે; પણ તેથી તે ભાગવતધર્મ ન થઈ જાય, એ તો કેવળ વર્ણાશ્રમ ધર્મનું જ પાલન કહેવાય; પરંતુ પ્રકટ પ્રભુને ઓળખી, એમની પ્રસન્નતાથે જે જે મુમુક્ષુઓ તેનું પાલન કરે, તે સર્વેએ ભાગવતધર્મનું પાલન કર્યું કહેવાય બીજો દાખલો લઈએ: 'ગાળ્યા વિનાનું જળ તથા દૂધ ન પીવું' એવી આજ્ઞા 'શિક્ષાપત્રી'માં

§ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ–૨૧

કરી છે. જગતમાં પ્રત્યક્ષ પરમાત્માના સ્વરૂપને નહિ ઓળખનારા ઘણા મનુષ્યો આરોગ્યની દૃષ્ટિએ પણ પાણી ને દૂધ ગાળીને પીતા હશે; તેથી શું તે સર્વે મનુષ્યોની ક્રિયા 'ભાગવતધર્મ' કહેવાય? ન જ કહેવાય. 'ભાગવતધર્મ'ના પાલનમાં તો પ્રકટ પ્રભુની પ્રાપ્તિ થયેલી હોવી જોઈએ અને તે પ્રભુના સ્વરૂપને ઓળખી એમની આજ્ઞાથી તથા એમની પ્રસન્નતા માટે, પ્રવૃત્તિ સંબંધી ક્રિયા કે નિવૃત્તિ સંબંધી ક્રિયા કરવામાં આવેલી હોવી જોઈએ; વળી શિક્ષાપત્રી શ્લોક ૪૯ થી ૫૪ સુધી 'સૂર્યોદય પહેલાં દરેક આશ્રિતોએ ઊઠી ભગવત્સ્મરણ કરી શૌચવિધિ કરવા જવું; પછી એક સ્થાનકે બેસી–દાતણ કરવું; પછી પવિત્ર જળે સ્નાન કરવું' ઇત્યાદિ નિત્ય કર્મનો વિધિ કહેલો છે; તેમ જ આત્મનિવેદી ભક્તોનો શ્લોક ૫૫થી ૬૧ સુધી વિશેષ વિધિ બતાવેલ છે બહાર જગતમાં, સૂર્યોદય પહેલાં ઊઠી પોતાના દેહની ક્રિયા તો ઘણા ય પરવારી જતા હશે; તેથી શું એ ભાગવતધર્મ કહેવાય? નજ કહેવાય જ્યારે પ્રત્યક્ષ પરમાત્માની આજ્ઞાથી એ સર્વ ક્રિયાઓ એમની પ્રસન્નતા માટે કરે, તો જ તે ભાગવતધર્મ થાય–પછી ભલેને તે ક્રિયા બહિર્ભૂમિ જવા જેવી કે દાતણ કરવા જેવી હોય પ્રત્યક્ષ પરમાત્માના સંબંધથી ભક્તજનોની દરેકે દરેક ક્રિયા નિર્ગુણ થઈ જાય છે. તે 'શિક્ષાપત્રી'માં જ કહ્યું છેઃ—

प्रोक्तास्ते निर्गुणा भक्ता निर्गुणस्य हरेर्यतः ।
संबंधात्तत्क्रियाः सर्वा भवन्ति हि निर्गुणाः ॥

"નિર્ગુણ કહેતા માયાના જે સત્ત્વાદિક ત્રણ ગુણ તેણે રહિત એવા જે શ્રીકૃષ્ણ ભગવાન, તેના સંબંધ થકી તે આત્મનિવેદી ભક્ત નિર્ગુણ કહ્યા છે"* આ વિષયમાં ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનાં પોતાનાં જ પરમ રહસ્યપૂર્ણ સિદ્ધાંત—વચનોનું

* શિક્ષાપત્રી, શ્લોક–૫૯

અવતરણ કરી આ પ્રકરણ સમાપ્ત કરીશુ

પોતે કહે છે ' જેટલા ગ્રંથ છે તે સર્વે ગ્રંથોને આશ્રયીને કેટલાક જે જીવ છે, તે એ ગ્રંથોને ધર્મ અર્થ ને કામ પર જાણે છે, પછી એમ જાણીને પોતે પણ ધર્મ, અર્થ ને કામ તેને જ અર્થે યજ્ઞવ્રતાદિક શુભ કર્મ કરે છે, પછી તે-કર્મના ફળ દેવ લોક અથવા બ્રહ્મલોક અથવા મૃત્યુલોક તેને વિષે ભોગવીને પછી ત્યાંથી પડે છે ને નરક-યોગ્યામીમા જાય છે, માટે જે જીવ ધર્મ, અર્થ ને કામને વિષે પ્રીતિ રાખીને જે જે સુકૃત કરે છે, તે સર્વે સાત્ત્વિકી, રાજસી ને તામસી થાય છે, ને તે કર્મનુ ફળ સ્વર્ગ મૃત્યુ ને પાતાળ-એ ત્રણ લોકમા જઈને ભોગવાય છે, પણ ગુણાતીત જે ભગવાનનું ધામ તેને પામે નહિ અને જ્યારે મોક્ષ ન થાય ત્યારે જન્મ-મરણ અને નરકનુ દુ ખ તે મટે નહિ.

અને જો ધર્મ અર્થ ને કામ ગબવી જે ફળની ઇચ્છા તેનો ત્યાગ કરીને તેના ને શુભ કર્મ એ ભગવાનની પ્રસન્નતા અર્થે કરે, તો એ જ શુભ કર્મ છે, અને તે ભક્તિરૂપ થઈને કેવળ મોક્ષને અર્થે થાય છે ત્યા શ્લોક છે, કે—

आमयो येन भूतानां जायते यश्च सुव्रत
तदेव ह्यामय द्रव्य न पुनाति चिकित्सितम् ।
एव नृणा क्रियायोगा सर्वे ससृतिहेतव
त एवात्मविनाशाय कल्पन्ते कल्पिता परे ॥

હે સુવ્રત, જે પદાર્થના સેવન કરવાથી મનુષ્યોને દીર્ઘ રોગ થાય છે તે પદાર્થ તે રોગની નિવૃત્તિ કરી શકતુ નથી-ઊલટુ રોગને વૃદ્ધિ કરે છે, પરતુ તે જ પદાર્થમા માત્રા ભેળવી વિચક્ષણ વૈદ્ય રોગીને આપે છે તો તેથી રોગ નિવૃત્ત થાય છે, તેવી રીતે મનુષ્યોની સર્વે વ્રત યજ્ઞ જપ દાનાદિ શુભ ક્રિયાઓ તેમ જ અન્ય ક્રિયાઓ જન્મમરણરૂપ સસૃતિ કરાવનારી છે,

પણ તે જ ક્રિયાઓ પરબ્રહ્મ પરમાત્માને ઓળખી એમને અર્પણ કરી દેવામાં આવે, તો એમના સંબંધ માત્રથી કર્મના બંધનનો નાશ કરી મોક્ષ માટે કલ્પાય છે.'* એ શ્લોકનો પૂર્વે વાત કરી એ જ ભાવ છે માટે એ વાર્તા છે તો સુધી અટપટી, પણ પૂરી સમજાણી ન હોય તો ભગવાનના ભક્ત હોય તેનો પણ સર્વ અજ્ઞાની જીવના સરખો-દેહનો વ્યવહાર જોઈને, તે ભગવાનના ભક્તનો પણ અવગુણ લે; તેણે કરીને અવગુણનો લેનારો નારકી થાય છે. અને ભગવાનના ભક્તની ને વિમુખ જીવની ક્રિયામાં તો ઘણો ફેર છે; કેમ જે વિમુખ જે જે ક્રિયા કરે છે તે પોતાની ઇંદ્રિયોને લાડ લડાવવાને અર્થે કરે છે ને ભગવાનનો ભક્ત જે જે ક્રિયા કરે છે, તે તો કેવળ ભગવાન ને ભગવાનના ભક્ત તેની સેવાને અર્થે કરે છે; માટે હરિભક્તની જે સર્વે ક્રિયા તે તો ભક્તિરૂપ છે; અને જે ભક્તિ છે તે તો નૈષ્કર્મ્ય જે જ્ઞાન તે રૂપ છે; માટે હરિભક્તની ક્રિયા છે તે તો સર્વે નૈષ્કર્મ્યરૂપ છે. ત્યાં શ્લોક ભગવદ્ગીતાનો છે.—

कर्मण्यकर्मयः पश्येदकर्मणि च कर्म यः ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥

એ શ્લોકનો એ અર્થ છે, કે-"ભગવાનનો ભક્ત હોય તે ભગવાનની પ્રસન્નતાને અર્થે જે જે કર્મ કરે છે, તે કર્મને વિષે અકર્મ જે જ્ઞાન તેને જે દેખે છે; અને વિમુખ હોય તે નિવૃત્તિમાર્ગ પકડીને અકર્મપણે રહેતો હોય તો પણ તેને કર્મમાં બૂડ્યો છે એમ જે દેખે છે; તે દેખનારો સર્વે મનુષ્યને વિષે બુદ્ધિમાન છે, ને તે જ્ઞાની છે; તથા તે યુક્ત છે કહેતાં મોક્ષને યોગ્ય છે. અને 'कृत्स्नकर्मकृत्' કહેતાં 'સર્વ કર્મનો કરનારો છે'; માટે ભગવાનની આજ્ઞાએ

* શ્રીમદ્ભાગવત, પ્રથમ સ્કંધ, અધ્યાય ૫, શ્લોક ૩૩-૩૪

કરીને ભગવાનની પ્રસન્નતાને અર્થે ભગવાનના ભક્ત જે જે કર્મ કરે છે તેનો કોઈ રીતે અવગુણ જો લે, તો તેના હૃદયને વિષે કુટુંબે સહિત અધર્મ આવીને નિવાસ કરે છે."×

હવે આપણે 'જ્ઞાન'ની સમીક્ષા આવતા પ્રકરણમાં કરીશું.

## (૭) જ્ઞાન

ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ પ્રકટજ્ઞાન—પ્રત્યક્ષ પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન અને પરોક્ષજ્ઞાન એવા બે જ્ઞાનના મુખ્ય વિભાગ પાડી પ્રકટ ભગવાનના સ્વરૂપના જ્ઞાન ઉપર ઘણો ભાર મૂક્યો છે. સૂર્ય પ્રકટ થાય ત્યારે જ રાત્રિનો અંધકાર દૂર થાય; જળ પ્રકટ મળે. તો જ તૃષા નિવૃત્ત થાય; અન્ન પ્રકટ મળે, તો જ ક્ષુધા ટળે; પણ સૂર્યની, જળની કે અન્નની કેવળ વાતો કરવાથી તે દૂર થતાં નથી-ટળતાં નથી તે કહ્યું છે કે—

"પીધા વિના પ્યાસ ન ભાગે,
પંડ ઉપર ઢોળો મર પાણી રે;
મુક્તાનંદ મોહનસંગ મળતાં,
મોજ અમૂલખ માણી રે!"

—મુક્તાનંદ સ્વામી

ઉનાળો હોય-તૃષા અત્યંત લાગી હોય, તે સમયે કોઈ તૃષાતુરના શરીર ઉપર ઠંડું પાણી રેડે, તો તેને સારું લાગે; પણ તેથી તૃષા છીપે? તૃષા તો જળપાન કર્યે જ નિવૃત્ત થાય. તેમ પરોક્ષ ભગવાનની કેવળ વાતો કરવાથી આત્યંતિક કલ્યાણ ન થાય-એથી બીજબળ થાય, સંસ્કાર થાય; પરંતુ આ ને આ જન્મે મોક્ષ ન થાય. તે કહ્યું છે કે:—

× વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૧૧

"પરોક્ષથી ભવતણો પાર આવે નહિ;
વેદ વેદાંત કહે સત્ય વાણી."
—મુક્તાનંદ સ્વામી

× × × ×

"શુદ્ધ મને જો પરોક્ષ સેવશે રે,
તેનું કોઈ કાળે ફળ લેશે રે;
તે પણ જ્યારે પ્રકટ હશે હરિ રે,
એની ભક્તિ માનશે સાચી કરી રે;
તે દિ' પામશે પદ નિર્વાણ રે.
એ પણ સમજી લેશે સુજાણ રે."
—નિષ્કુળાનંદ સ્વામી

દૂધમાં ઘી રહેલું છે; પણ પૂરી તળવી હોય, તો દૂધથી ન તળી શકાય—ને સારુ પ્રકટ ઘીની જરૂર પડે. કાષ્ટમાં અગ્નિ રહેલો છે; પણ લાકડાની ચાકી કરી તેની સમીપમાં બેસી રહેવાથી શીત દૂર ન થાય, કે રસોઈ પણ થઈ શકે નહિ; તે માટે તો પ્રકટ અગ્નિની જરૂર પડે. તેમ પરોક્ષ ભગવાનની ઉપાસનાથી આત્યંતિક કલ્યાણ થઈ શકે નહિ; તે વાસ્તે પ્રકટ ભગવાનની પ્રાપ્તિ થવી જ જોઇએ આપણે અનભવીએ છીએ, કે જગતમાં ઘણાં મુમુક્ષુઓ પોતાના કલ્યાણ માટે જપ, તપ, વ્રત, દાન, પુણ્ય વગેરે અનંત સાધનો કરે છે. વળી.(તેઓ)ધર્મ,જ્ઞાન, વૈરાગ્ય ને ભક્તિની સિદ્ધિ સારુ રાત્રિ–દિવસ અગણિત સાધનો કર્યા કરે છે. પરંતુ પ્રકટ પ્રભુની પ્રાપ્તિના અભાવે, એ સર્વે સાધનો એકડા વિનાનાં મીડાં જેવાં થઈ જાય છે. પોતાના કલ્યાણ વાસ્તે મનુષ્યો પુણ્ય–સંચય કરે છે; અન્નદાન, વસ્ત્રદાન, સુવર્ણદાન, પૃથ્વીદાન, ગોદાન ઇત્યાદિ ઘણા પ્રકારનાં દાન આપે છે, યજ્ઞો કરાવે છે, વાવ–કૂવા ખોદાવે છે–ઇત્યાદિ અ`ક

સત્કર્મ કરે છે; પરંતુ પ્રકટ પ્રભુની પ્રાપ્તિ સિવાય તે સર્વે સત્કર્મ બંધનરૂપ થાય છે. સત્કર્મનું-પુણ્ય કર્મનું-પણ ફળ ભોગવવા ફરી જન્મ તો લેવો જ પડે છે; એટલે જન્મ-મરણ સંસૃતિ તો ટળતી નથી. કર્મમાત્ર બંધન કરનાર છે; પરંતુ તે જ કર્મ જો પ્રકટ પ્રભુને સત્સંગથી ઓળખી એમને અર્પણ કરી દેવામાં આવે, તો મોક્ષ માટે થાય. પ્રકટ પ્રભુનું જ્ઞાન થાય, ત્યારે જ પ્રકટ પ્રભુને ઓળખી એમની શરણાગતિ લઈ શકાય. અર્જુનજીને સામા 'પ્રકટ પ્રભુ' વિરાજતા હતા અને એ જ આજ્ઞા કરતા, કે-"અર્જુન, જે તું કર-જપ, હોમ, દાન કર, તપ કર, તે સર્વે કર્મ મને અર્પણ કર."+ "મારામાં જ મન રાખનારો થા, મારો ભક્ત થા, મારું યજન કર, મને નમસ્કાર કર-તુ સર્વે ભાવે મારા સ્વરૂપમાં જોડાઈ જઈશ, તો મારા પરાયણ રહી મને જ પામીશ."× "સર્વે ધર્મનો ત્યાગ કરી મારે જ શરણુ આવ; સર્વે પાપથી તને મુક્ત કરીશ"÷ આ પ્રમાણે 'પ્રકટ પ્રભુ'નો જ સમાશ્રય કરી જે શરણાગતિ લે, તેનું જ આત્યંતિક કલ્યાણ થાય છે. ભગવાન શ્રી કૃષ્ણચંદ્ર તો કહે છેઃ—

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥

"જે 'પ્રકટ પ્રભુ'ને ઓળખ્યા સિવાય કેવળ અવ્યક્ત-પરોક્ષ-ને વિષે આસક્ત ચિત્તવાળા હોય છે, તેમને અત્યંત કલેશ થાય છે ને તેમની ગતિ પણ કષ્ટસાધ્ય હોય છે."*

+ ભગવદ્ ગીતા, અધ્યાય-૯, શ્લોક-૨૭
× ભગવદ્ ગીતા, અધ્યાય-૯, શ્લોક-૩૪
÷ ભગવદ્ ગીતા, અધ્યાય-૧૨, શ્લોક-૬૬
* ભગવદ્ ગીતા, અધ્યાય-૧૨, શ્લોક-૫

'પ્રકટ પ્રભુ'ના અનુભવ જ્ઞાન વિના, પંડિતો તત્ત્વનાં ચૂંથણાં કર્યા કરે છે: "ભગવાન સાકાર છે કે નિરાકાર, અન્વય છે કે વ્યતિરેક, સગુણ છે કે નિર્ગુણ, દ્વૈતમતની સમજણથી એ પરમાત્મા પામી શકાશે કે અદ્વૈતમતની સમજણથી? વિશિષ્ટાદ્વૈત મત સાચો કે કેવળાદ્વૈત, વા શુદ્ધાદ્વૈત કે દ્વૈતાદ્વૈત?" પરંતુ આ સર્વ 'કેવળ શાસ્ત્ર-જ્ઞાન'વાળા પંડિતો પ્રકટ પ્રભુના અનુભવજ્ઞાનના અભાવે આંધળો જેમ હાથી માટે હાસ્યજનક કલ્પનાઓ ને અનુમાનો કર્યા કરે, તેવું પરમાત્માના સ્વરૂપજ્ઞાન માટે કરે છે. શાસ્ત્રાધ્યયન કરી બુદ્ધિશાળી મનુષ્યો કલ્પનાઓ બાંધી શકે, અનુમાનો દોડાવી શકે; પણ તે સર્વ કલ્પનાઓ ને અનુમાનો અનુભવજ્ઞાન આગળ 'દીનકર આગળ દીવા' જેવાં છે. સામાન્ય રીતે તો પંડિતો પ્રકટ પ્રભુની ઓળખાણ વિનાના હોય છે; અને કેવળ શાસ્ત્રજ્ઞાન 'વૈકલ્પિક' હોવાથી શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કંધના પચીસમા અધ્યાયમાં તેવા જ્ઞાનને 'રાજસી' કહેલું છે. પરોક્ષ જ્ઞાનવાળા પંડિતોની વિચારશ્રેણીનું નિષ્કુળાનંદ સ્વામીએ ઘણું સુંદર ચિત્ર દોર્યું છે.–

"કોઈ કહેતા હરિ થઈ ગયા રે, થાશે હવે કહે છે બીજા રહ્યા રે;
કોઈ કહેતા છે કળિનું રાજ રે, પ્રભુ ન હોય પ્રકટ આજ રે.

× × × ×

કહેતા પંડિત એમ પુરાણી રે, પ્રભુ પ્રકટ હશે તો લેશું જાણી રે.

× × × ×

બીજા કહે મૂઆ પછી મોક્ષ રે, વળી પ્રભુ બતાવે છે પ્રોક્ષ રે;
કોઈ કહે છે કર્મે કલ્યાણ રે, એવા પણ બહુ છે અજાણ રે.
કોઈ કહે પ્રભુ નિરાકાર રે, એવા પણ અજાણ અપાર રે.

× × × ×

એ તો સર્વે વાર્તા છે સારી રે, પણ જનને જોવું વિચારી રે,
જ્યારે એમ જ અર્થ જો સરે રે, ત્યારે હરિ તન શિદ ધરે રે?
જ્ઞાન વિના તો મોક્ષ ન થાય રે, એમ શ્રુતિ-સ્મૃતિ સહુ ગાય રે,
માટે પ્રકટ જોઈએ ભગવંત રે, એવો સર્વે ગ્રંથનો સિદ્ધાંત રે."*

ભગવાન શ્રી સહજાનંદ સ્વામીને મુક્તાનંદ સ્વામી પ્રશ્ન પૂછે છે: "શ્રુતિમાં કહ્યું છે—'ऋते ज्ञानान्न मुक्तिः' 'तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय'। ભગવાનનું સાક્ષાત્ જ્ઞાન થાય, ત્યારે જીવનું કલ્યાણ થાય છે; ત્યારે શાસ્ત્રમાં બીજાં જે સાધન કલ્યાણને અર્થે બતાવ્યાં છે, તેનું શું પ્રયોજન છે?" તેનો ઉત્તર આપતાં પોતે કહે છે: "જ્ઞાન તે જાણવાનું નામ છે." નિત્યાનંદ સ્વામી આશંકા કરે છે: "જાણવું એ જ જ્ઞાન હોય તો શાસ્ત્રે કરીને ભગવાનને સર્વે જગત જાણે છે, તેણે કરીને સર્વેનું કલ્યાણ થતું નથી." ત્યારે પોતે બોલ્યા: "શાસ્ત્રે કરીને પરોક્ષપણે ભગવાનને જાણ્યા તેણે કરીને જેમ કલ્યાણ નથી, તેમ જ રામકૃષ્ણાદિક ભગવાનના અવતાર હતા ત્યારે તેમને સર્વે મનુષ્યે પ્રત્યક્ષ દીઠા હતા તો તેણે કરીને પણ શું કલ્યાણ થયું છે?" તે સાંભળી મુક્તાનંદ સ્વામીએ કહ્યું: "જેણે ભગવાનને પ્રત્યક્ષ દીઠા હોય, તેનું તો જન્માન્તરે કલ્યાણ થાય છે." ત્યારે પોતે વળી ઉમેર્યું: "જેણે શાસ્ત્રે કરીને ભગવાનને જાણ્યા. તેણે કરીને પણ જન્માન્તરે કલ્યાણ થાય છે; કેમ જે જેને શાસ્ત્રે કરીને જાણ્યા છે, તેને જ નેત્રે કરીને દેખે છે; અને જેને નેત્રે કરીને દેખે છે, તેને જ શાસ્ત્રે કરીને જાણે છે; માટે બેયનું બીજબળ બરોબર થાય છે ને બેયનું જન્માન્તરે કલ્યાણ બરોબર છે—કેમ જે શ્રવણે કરીને ભગવાનને સાંભળ્યા, તેમાં શું જ્ઞાન નથી? પણ તેણે તે સાંભળ્યા જ કહેવાય; અને ત્વચાએ કરીને સ્પર્શ કર્યો, તેમાં શું જ્ઞાન નથી? પણ તેણે તો

* પુરુષોત્તમ પ્રકાશ, પ્રકાર-૫૦ તથા ભક્તચિંતામણિ, પ્ર૦-૧૬૪

સ્પર્શ કર્યો જ કહેવાય; અને નેત્રે કરીને જોયા, તેમાં શું જ્ઞ
નથી ? પણ તેણે તો જોયા જ કહેવાય; અને નાસિકાએ કર
સુંઘ્યા, તેમાં શું જ્ઞાન નથી ? પણ તેણે તો સૂંઘ્યા જ કહેવા
અને જિહ્વાએ કરીને વર્ણન કર્યાં, તેમાં શું જ્ઞાન નથી ? પ
તેણે તો વર્ણન કર્યા જ કહેવાય–એવી રીતે બાહ્ય ઇંદ્રિયોએ કર
જ્ઞાન છે તથા અંતઃકરણે કરીને જે જ્ઞાન છે; અને અંતઃકર
ઇંદ્રિયો પર જે જીવસત્તા તદાશ્રિત -અનુભવજ્ઞાન છે, તેમાં
તમે કયા જ્ઞાનને કહો છો ? તમે કયા ભગવાનના સ્વરૂપ
જ્ઞાને કરીને કલ્યાણ થાય એમ પૂછો છો ?" તે સાંભળી નિત્ય
નંદ સ્વામીએ કહ્યું: "જે ભગવાનના સ્વરૂપને વિષે ઇંદ્રિ
અંતઃકરણ અને અનુભવ એ ત્રણે પૂગે એવા ભગવાનના સ્વરૂ
ના જ્ઞાને કરીને મોક્ષ થાય એમ કહીએ છીએ." છેવટે પોતે
નિર્ણય આપ્યો: "ભગવાનને તત્ત્વે કરીને સમજવા તે તો એ
છે, જે ઇંદ્રિયો, અંતઃકરણ તથા અનુભવ એ ત્રણે કરી
યથાર્થપણે પ્રત્યક્ષ ભગવાનને જાણે, ત્યારે પૂરો જ્ઞાની કહે
વાય; અને એ ત્રણ પ્રકારમાંથી જો એકે ઓછો હોય, ત
તેને આત્યંતિક જ્ઞાન ન કહેવાય; અને તેણે કરીને જન્મ
મૃત્યુને પણ ન તરે...અને એવો જે જ્ઞાની તે તો સાકા
મૂર્તિ એવા જે પ્રત્યક્ષ ભગવાન. તેને પ્રકૃતિ-પુરુષ–અક્ષ
તે થકી પર, ને સર્વના કારણ, સર્વના આધાર જાણી
અનન્યપણે સેવે છે; એવી રીતે જે સમજવું, તેને જ્ઞા
કહીએ; અને એ જ્ઞાને કરીને આત્યંતિક મોક્ષ થાય છે."

અવતારવાદઃ—ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો એ
સિદ્ધાંત છે, કે "જે અક્ષરાધિપતિ પરમદિવ્ય મૂર્તિ પરમાત્મ
છે, તે જ પોતાનું ઐશ્વર્ય તથા તેજ પોતામાં સમાવી
જીવના કલ્યાણને અર્થે મનુષ્ય જેવા થાય છે; અને મનુ

× વચનામૃત, લોયા–૭

દર્શન કરી શકે તથા સેવા અર્ચનાદિ કરી શકે, એવું રૂપ ધારણ કરે છે અને મનુષ્યની પેઠે વર્તે છે. અને ત્યારે જ જીવને સેવા કર્યાનો યોગ આવે છે ભગવાન જેવા ઐશ્વર્ય-તેજે યુક્ત છે તેવા ને તેવા રહે, તો બ્રહ્માંડ નજરમાં ન આવે તો જીવની શી ગણના? ભગવાન જેવડા છે તેવડા ને તેવડા રહે, તો બ્રહ્માદિ જે બ્રહ્માંડના અધિપતિ દેવ, તેને પણ દર્શન કર્યાનુ કે સેવા કર્યાનુ સામર્થ્ય નહે નહિ, તો મનુષ્યને તો ક્યાંથી જ રહે? અને ભગવાન મનુષ્ય જેવા અસમર્થ જણાતા હોય, પણ અનેક જીવનુ કલ્યાણ એ થકી જ થાય; પણ જેના એક એક રોમમાં અનંત કોટિ બ્રહ્માંડ રહ્યાં છે, એવા મૂર્તિનુ તો જીવ દર્શન કરવા પણ સમર્થ થાય નહિ; માટે એવે રૂપે કરીને કલ્યાણ ન થાય.÷"

ભગવાનનું સનાતન અનાદિ એવુ દિવ્ય મૂળરૂપ પોતાના અક્ષરધામમાં રહ્યું છે......તે ભગવાન જ્યારે જીવને પોતાનું દર્શન દેવા ઇચ્છે છે, ત્યારે પોતાનું અલૌલિક ઐશ્વર્ય છુપાવી મનુષ્યદેહ ધારણ કરે છે, ત્યારે મનુષ્યના જેવી જ ચેષ્ટા કરે છે. જો ભગવાન મનુષ્ય જેવા ન થાય ને દિવ્યભાવે વર્તે, તો મનુષ્યને પોતામાં હેત થાય નહિ ને સુવાણુ ન પડે; કેમ જે સજાતિ સજાતિમાં હેત થાય, પણ વિજાતિમાં થાય નહિ; તે સારુ મનુષ્યરૂપે ભગવાન થાય, ત્યારે પોતાનો દિવ્યભાવ છુપાવી રાખવા ઉપર જ પોતાની દૃષ્ટિ રાખે છે અને છુપાવને છુપાવતે કદાચિત્ પોતે કોઈ કાર્યમાં ઉતાવળા થઈ જાય છે, ત્યારે દિવ્યભાવ જણાઈ આવે છે......જેમ શ્રીકૃષ્ણ ભગવાન ભીષ્મને મારવા ઉતાવળા થયા, ત્યારે મનુષ્યભાવ ભૂલી ગયા ને પોતામાં દિવ્યભાવ આવ્યો, તેણે કરીને પોતાના ભારને પૃથ્વી સહન કરવા સમર્થ ન થઈ; તથા અર્જુનને દિવ્યભાવ

÷ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૬૩ તથા ૭૨

પરમાત્મા આ પૃથ્વી ઉપર અવતાર ધારણ કરે છે, ત્યારે આપણે જોઈ ગયા તે પ્રમાણે મનુષ્ય જેવા મનુષ્ય થઈ સજાતીયપણે વિચરે છે. વળી પરમાત્મા જે જે તત્ત્વ અંગીકાર કરે છે. તે તત્ત્વ પણ દિવ્ય થઈ જાય છે; માટે પરમાત્મા તો 'સદા સાકાર'જ છે; તેવી જ રીતે પરમાત્મા, નિર્વિકાર અને સદા દિવ્ય છે. તે પોતે જ કહે છે: "ભગવાન તો જેવા પ્રકૃતિપુરુષ થકી પર છે, તેવા ને તેવા જ પ્રકૃતિપુરુષમાં આવ્યા છે, તો પણ પ્રતાપે યુક્ત છે; અને પ્રકૃતિ-પુરુષનું કાર્ય જે બ્રહ્માંડ તેને વિષે આવ્યા છે, તો પણ પ્રતાપે યુક્ત છે; પણ ભગવાનની મૂર્તિને વિષે કોઈ રીતે માયાનો લેશ અડતો નથી;–જેમ અન્ય ધાતુ અને સોનું હોય, તેમાં સોનું છે તે જેમ પૃથ્વીમાં રહે તેમ વૃદ્ધિ પામે, પણ ઘટે નહિ; તેમ ભગવાન અને બીજા જે બ્રહ્માદિ દેવ તથા મુનિ તે કોઈ સરખા નથી; કેમ જે જ્યારે વિષયરૂપ કૂડનો યોગ થાય, ત્યારે ભગવાન વિના બીજા ગમે તેવા મોટા હોય, તો પણ વિષયમાં એકરસ થઈ જાય; અને ભગવાન તો મનુષ્ય જેવા જણાતા હોય, તો પણ એને માયિક પદાર્થ બાધ કરવાને સમર્થ થાય નહિ; અને ગમે તેવા વિષય હોય તો તેમાં કોઈ દિવસ લેપાય નહિ, એવું ભગવાનનું અલૌકિક સામર્થ્ય છે...÷ "ભગવાનનું સ્વરૂપ જ એવું છે, જે માયામાં અન્વય થકા જ વ્યતિરેક છે–ભગવાન અર્ધા માયાને વિષે અન્વય થયા છે અને અર્ધાક પોતાના ધામને વિષે વ્યતિરેક રહ્યા છે એમ નથી—ભગવાનને એમ બીક નથી, જે રખે હું માયામાં જાઉં ને અશુદ્ધ થઈ જાઉં–ભગવાન તો માયાને વિષે આવે, ત્યારે માયા પણ અક્ષરધામરૂપ થઈ જાય છે અને ચોવીસ તત્ત્વને વિષે આવે, તો

÷ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૪

ચોવીસ તત્ત્વ પણ બ્રહ્મરૂપ થઈ જાય છે; તે શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે જે 'धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि' ઇત્યાદિ અનંત વચને કરીને ભગવાનના સ્વરૂપનું પ્રતિપાદન કર્યું છે...ભગવાન તો માયા ને માયાનું કાર્ય તેને વિષે અન્વય થયા થકા આકાશની પેઠે વ્યતિરેક જ છે...'× "જીવના કલ્યાણને અર્થે ભગવાનના રામકૃષ્ણાદિક અવતાર થાય છે, તેને તો માયાનું કાર્ય એવું જે આ જગત તેમાં કોઈ ઠેકાણે મોહ થતો નથી; અને પોતાના અલૌકિક પ્રતાપે કરીને નિ:શંક વર્તે છે...અને બ્રહ્મસ્થિતિને પામ્યા એવા જે આત્મદર્શી સાધુ તેને પણ આ સંસારને વિષે કોઈ પદાર્થ દેખીને મોહ થતો નથી, તો બ્રહ્મથી પર પરબ્રહ્મ એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તેને માયા ને માયાકાર્ય થકી નિર્લેપ રહેવાય; એમાં તે શું કહેવું ? એ તો રહેવાય જ..."+ "પુરુષોત્તમ ભગવાન છે, તે સર્વ ક્ષેત્રજ્ઞના ક્ષેત્રજ્ઞ છે, તો પણ નિર્વિકાર છે; અને માયા આદિ જે વિકારવાન પદાર્થ તેનો વિકાર પુરુષોત્તમ ભગવાનને અડતો નથી, અને જે આત્મનિષ્ઠ પુરુષ છે, તેને પણ સ્થૂળ, સૂક્ષ્મ ને કારણના વિકાર નથી અડતા; તો પુરુષોત્તમ ભગવાનને ન અડે એમાં શું કહેવું ? ..'÷

પોતે કહે છે: "આ લોકમાં ભગવાન અવતરે છે, ત્યારે જે માયિક દૃષ્ટિએ જુએ છે, તેને પોતા જેવા મનુષ્ય લાગે છે અને તે જોનારો જેમ પોતે જન્મ્યો હોય, બાળક થાય, યુવાન થાય, વૃદ્ધ થાય ને મરી જાય, તેમ જ ભગવાનને જાણે છે, પરંતુ જ્યારે ભગવાનના એકાંતિક સાધુના વચનને વિષે વિશ્વાસ લાવી, નિષ્કપટ ભાવે કરીને ભગવાનના ચરણકમળને ભજે છે, ત્યારે એની માયિક દૃષ્ટિ મટે છે, તે પછી, એની એ જ ભગવાનની મૂર્તિ તેને પરમ ચૈતન્ય, સત્, ચિત્, આનંદમય જાણે

× વચનામૃત, વડતાલ–૭ + વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ–૬૫
÷ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ–૧૭

છે...અને એ જે ભગવાનને વિષે બાળક, યુવાન, વૃદ્ધપણું દેખાય છે; તથા જન્મ–મરણપણું દેખાય છે. તે તો એની યોગમાયાએ કરીને દેખાય છે; પણ વસ્તુગતે તો ભગવાન જેવા છે તેવા ને તેવા જ છે..."* "ભગવાન તો. પરમ દિવ્ય મૂર્તિ છે, ભગવાનને વિષે તો મનુષ્યભાવનો લેશ નથી; માટે ભગવાનને વિષે મનુષ્યભાવ ન પરઠવો...તેમ જ ભગવાનના ભક્તને વિષે મનુષ્યભાવ ન પરઠવો; કાં જે દેહે કરીને તો ભગવાનના ભક્તમાં કોઈ આંધળો હોય, લૂલો હોય, કોઢિયો હોય, બહેરો હોય, વૃદ્ધ હોય, કુરૂપ હોય– તે જ્યારે દેહ મૂકે છે, ત્યારે શું ભગવાનના ધામમાં એવા આંધળાં-લલા જ રહે છે? નથી રહેતાં. એ તો સર્વે મનુષ્યપણાના ભાવ છે, તેને મૂકીને દિવ્યરૂપ થાય છે–બ્રહ્મરૂપ થાય છે; માટે હરિના ભક્તને વિષે મનુષ્યભાવ ન પરઠાય, તો પરમેશ્વરને વિષે કેમ પરઠાય? .........."× "..ભગવાન મનુષ્ય જેવી મૂર્તિ ધારીને જેવા જેવાં ચરત્ર કરે છે, તે સર્વે ગાન કરૂવા યોગ્ય છે; પણ એમ ન સમજવું. જે 'ભગવાન થઈને એમ શુ કરતા હશે?' અને ભગવાનનાં ચરિત્ર તો સર્વે કલ્યાણકારી જ સમજવાં, એ જ ભક્તનો ધર્મ છે; અને એવું સમજે તે જ ભગવાનનો પૂરો ભક્ત કહેવાય છે'+ "......જેમ પોતાના આત્માને વિષે જેને સ્થિતિ હોય તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે, તેમ જેને ભગવાનના સ્વરૂપને વિષે કોઈ જાતનો ઘાટ ન હોય, ને ભગવાન તો નિર્વિકારી ને નિર્લેપ જ છે એવી રીતે જે ભગવાનના સ્વરૂપને સમજે–અને જેમ ભગવાનનું સમર્થપણું હોય તેનું ગાન કરે. તેમ જ અસમર્થપણું હોય તેનું પણ ગાન કરે, તેમ જ જે અયોગ્ય જેવું ચરિત્ર જણાતું

* વચનામૃત, પંચાળા–૭ × વચનામૃત, લોયા–૧૮

\+ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ–૭૧

હોય તેનું પણ ગાન કરે પણ ભગવાનનાં ચરિત્રને વિષે યોગ્ય અયોગ્ય એવો ઘાટ ઘડે નહિ એવા જે ભગવાનનો ભક્ત હોય, તેને પણ પુરુષોત્તમના સ્વરૂપને વિષે સ્થિતપ્રજ્ઞ જાણવો, અને જેને એવી પુરુષોત્તમના સ્વરૂપને વિષે દઢ નિષ્ઠા થઈ તેને એથી ઉપરાંત બીજુ કાંઈ સમજવું રહ્યું નથી.. * "પરમેશ્વરને યથાર્થપણે કરીને પરમેશ્વરને જાણ્યા, જે 'એ ભગવાનના સ્વરૂપને વિષે કોઈ પ્રકારે માયિક ભાવ નથી, અને એ ભગવાન તો માયા ને માયાનું કાર્ય જે ત્રણ ગુણ તે થકી પર છે, એવો જેને ભગવાનનો દઢ નિશ્ચય થયો, તે ભગવાનની માયાને તરી ચૂક્યો છે, અને પોતામાં તો માયાના ગુણનાં કાર્ય જે ભૂત ઇંદ્રિયો, અંતઃકરણ ને દેવતા, તે પોતપોતાની ક્રિયાને વિષે પ્રવર્તે છે, તો પણ એ માયાને તર્યો કહેવાય, કેમ જે એ માયાનું કાર્ય પોતાને વિષે તો હોય પણ પોતાને ભજન કરવા યોગ્ય એવા જે પ્રકટ પ્રમાણ શ્રી વાસુદેવ ભગવાન તેને તો એ માયાના ગુણથી પર સમજે છે, માટે એને પણ માયાથી પર જાણવો "×

શ્રી સ્વામીનારાયણ ભગવાનનો એવો સિદ્ધાંત છે કે 'પરમાત્મા 'દ્વિભુજ' 'દિવ્ય' ને 'સદા-સાકાર છે'; જે પરમાત્માને 'સાકાર' ન સમજે અને નિરાકાર સમજે, તેના ઉપર પોતે પોતાના સદુપદેશોમાં સ્થળે સ્થળે અત્યંત અપ્રસન્નતા બતાવેલી છે માયિક આકારે રહિત એટલે નિરાકાર; અને દિવ્ય આકારે સહિત એટલે સાકાર—આવો ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો સિદ્ધાંત છે પોતે કહે છે: "શાસ્ત્રમાં જે શબ્દ છે, તે એકાંતિક વિના બીજાને સમજાતા નથી, તે કયા શબ્દ તો 'ભગવાન અરૂપ છે, જ્યોતિ સ્વરૂપ છે નિર્ગુણ છે ને સર્વત્ર વ્યાપક છે' એવા વચન સાંભળીને મૂર્ખ હોય તે એમ જાણે, જે 'શાસ્ત્રમાં તો ભગવાનને અરૂપ જ

* વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૧૭ × વચનામૃત, વડતાલ૦-૫

કહ્યા છે'; અને જે એકાંતિક ભક્ત હોય, તે તો એમ જાણે, જે 'શાસ્ત્રમાં ભગવાનને જે અરૂપ ને નિર્ગુણ કહ્યા છે, તે તો માયિક એવા જે રૂપ ને ગુણ તેના નિષેધને અર્થે કહ્યા છે; પણ ભગવાન તો નિત્ય દિવ્ય મૂર્તિ છે અને અનંત કલ્યાણગુણે યુક્ત છે; અને તેજના પુંજરૂપ કહ્યા છે, તે તો મૂર્તિ વિના તેજ હોય નહિ; માટે એ તેજ તે મૂર્તિનું છે'. જેમ અગ્નિની મૂર્તિ છે, તે મૂર્તિમાંથી અગ્નિની જ્વાળા પ્રકટ થાય છે, તેણે કરીને તે અગ્નિની મૂર્તિ દેખાતી નથી અને જ્વાળા દેખાય છે; પણ સમજુ હોય તે એમ જાણે જે અગ્નિની મૂર્તિમાંથી જ જ્વાળા નીકળે છે; તેમ જ વરુણની મૂર્તિ દેખાતી નથી, પણ સમજુ હોય તે એમ જાણે જે વરુણની મૂર્તિમાંથી જ જળ પ્રકટ થાય છે. તેમ બ્રહ્મસત્તારૂપ જે કોટિ સૂર્ય જેવો પ્રકાશ છે, તે પુરુષોત્તમ ભગવાનની મૂર્તિનો પ્રકાશ છે; અને શાસ્ત્રમાં એવાં વચન હોય જે જેમ કાંટે કરીને કાંટો કાઢીને પછી બેયનો ત્યાગ કરે, તેમ ભગવાન પૃથ્વીનો ભાર ઉતારવાને કાજે દેહને ધરે છે તે ભાર ઉતારીને દેહનો ત્યાગ કરે છે; એવા જે શબ્દ તેને સાંભળીને મૂર્ખ હોય, તે ભૂલા પડે છે અને ભગવાનને અરૂપ સમજે છે; પણ ભગવાનની જે મૂર્તિ તેને દિવ્ય જાણતા નથી; અને એકાંતિક હોય તે તો એમ જાણે, જે 'જ્યારે શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનની પ્રતિજ્ઞા રાખવાને કાજે બ્રાહ્મણનો પુત્ર લેવાને ગયા, ત્યારે દ્વારિકામાંથી રથ ઉપર બેસીને અર્જુન સહિત ચાલ્યા, તે લોકાલોક પર્વતને ઉલ્લંઘીને માયાનો જે અંધકાર તેને સુદર્શન ચક્રે કરીને કાપીને, તેને વિષે રથને હાંકીને, તેજ:પુંજને વિષે પ્રવેશ કરીને ભૂમાપુરુષ પાસેથી બ્રાહ્મણના પુત્રને લઈ આવતા હવા; માટે શ્રીકૃષ્ણ દિવ્યમૂર્તિ હતા, તો તેને *પ્રતાપે કરીને લાકડાનો જે રથ ને પંચભૂતના દેહવાળા જે* ઘોડા, તે સર્વે દિવ્ય ને માયા પર જે ચૈતન્ય તે રૂપે થતા

હવા; અને જે દિવ્યરૂપ ન થયા હોય તો જેટલું માયાનું કાર્ય હોય, તેટલું માયામાં જ લીન થાય; પણ માયાથી પર જે બ્રહ્મ ત્યાં સુધી પહોંચે નહિ; માટે ભગવાનની મૂર્તિને પ્રતાપે માયિક પદાર્થ હતાં તે પણ અમાયિક થયાં, એવું જે ભગવાનનું સ્વરૂપ તેને મૂર્ખ હોય તે માયિક સમજે; અને જે એકાંતિક સંત છે, તે તો ભગવાનની મૂર્તિને અક્ષરાતીત સમજે છે; અને મૂર્તિમાન એવા જે પુરુષોત્તમ ભગવાન, તેને બ્રહ્મરૂપ જે અનંત કોટિ મુક્ત અને અક્ષરધામ તે સર્વેના આત્મા જાણે છે; માટે કોઈ ગમે તેવાં શાસ્ત્ર વંચાતાં હોય ને તેમાં ભગવાનનું નિર્ગુણપણે કરીને પ્રતિપાદન આવે તે ઠેકાણે એમ જાણવું, જે એ ભગવાનની મૂર્તિનો મહિમા કહ્યો છે પણ ભગવાન તો સદા મૂર્તિમાન જ છે એવી રીતે સમજે, તેને એકાંતિક ભક્ત કહીએ.×"

"જે ભગવાન પુરુષોત્તમ છે, તે તો સદા સાકાર જ છે અને મહાતેજોમય મૂર્તિ છે; અને અંતર્યામીપણે કરીને સર્વત્ર પૂર્ણ એવું જે સચ્ચિદાનંદ બ્રહ્મ છે, તે તો મૂર્તિમાન એવા જે પુરુષોત્તમ ભગવાન તેનું તેજ છે......અને કોઈ એમ કહેશે, જે 'શ્રુતિમાં એમ કહ્યું છે, જે 'પરમેશ્વર તો કરચરણાદિકે રહિત છે અને સર્વત્રપૂર્ણ છે' તો એ જે નિષેધ કર્યો છે, તે તો માયિક કરચરણાદિકનો નિષેધ કર્યો છે અને ભગવાનનો આકાર છે તે તો દિવ્ય છે, પણ માયિક નથી; અને અંતર્યામીપણે કરીને જીવ ઈશ્વરને વિષે વ્યાપક એવું જે પુરુષોત્તમ ભગવાનનું બ્રહ્મરૂપ તેજ તે નિરાકાર છે, તોપણ જીવ-ઈશ્વર સર્વેને તેમના કર્મને અનુસારે યથાયોગ્યપણે કર્મના ફળને દેવાને વિષે નિયંતાપણું છે ને સાકારની પેઠે નિયંતારૂપ ક્રિયાને કરે છે; માટે તે તેજને પણ સાકાર જેવું જાણવું; એવી રીતે ભગવાન પુરુષોત્તમ

× વચનામૃત, ગઢડા, પ્ર૦ ૪૦-૬૬

તો સદા સાકાર જ છે, પણ નિરાકાર નથી અને જે નિરાકાર કહે છે તે તો સમજતા નથી." + વળી પોતે કહે છે 'ભગવાનને ગ્રંથમાં વ્યાપક કહ્યા છે તે તો મૂર્તિમાન છે. તે જ પોતાની સામર્થીએ કરીને એક ઠેકાણે રહ્યા થકા સર્વને દર્શન આપે છે, એમ વ્યાપક કહ્યા છે, પણ આકાશની પેઠે અરૂપ થકા વ્યાપક નથી, ભગવાન તો સદા મૂર્તિમાન છે. તે મૂર્તિમાન ભગવાન અક્ષરધામમાં રહ્યા થકા જ અનંતકોટિ બ્રહ્માંડમાં ભાસે છે..."* "...ભગવાનને નિરાકાર કહેતા તે ભગવાનનો દ્રોહ કર્યો કહેવાય '× "આ સર્વે જગતના કર્તા–હર્તા ભગવાન છે તેને કર્તા–હર્તા ન સમજીએ, ને વિશ્વના કર્તા–હર્તા કાળને જાણીએ અથવા માયાને જાણીએ અથવા કર્મને જાણીએ અથવા સ્વભાવને જાણીએ તો એ ભગવાનનો દ્રોહ છે, કેમ જે ભગવાન સર્વેના કર્તા–હર્તા છે, તેનો ત્યાગ કરીને કેવળ કાળ, કર્મ સ્વભાવ ને માયા તેને જગતના કર્તા–હર્તા કહે છે, માટે એ ભગવાનનો અતિ દ્રોહ છે .. વળી જેમ રાજાનું રૂપ સંપૂર્ણ હોય તેને ખંડિત કરીને વર્ણવે તે રાજાનો દ્રોહી કહેવાય, તેમ ભગવાન છે તે કરચરણાદિક સમગ્ર અંગે કરીને સંપૂર્ણ છે અને લેશમાત્ર પણ કોઈ અંગે વિકળ નથી અને સદા મૂર્તિમાન જ છે, તેને અકર્તા કહેવા તથા અરૂપ કહેવા એ જ ભગવાનનો દ્રોહ છે, એવી જાતનો જે ભગવાનનો દ્રોહ તેને જે ન કરે, તેણે સંપૂર્ણ ભગવાનની પૂજા કરી અને તે વિના તો ચંદન પુષ્પાદિકે કરીને પૂજે છે તો પણ ભગવાનનો દ્રોહી છે, માટે ભગવાનને જગતના કર્તાહર્તા જાણે અને મૂર્તિમાન જાણે, તે ઉપર જ ભગવાન રાજી થાય છે '÷ પ્રતિમા પણ ભિન્નતા બતાવતા પોતે કહે છે: "...પુરુષોત્તમ ભગવાન. જીવના કલ્યાણને અર્થે પૃથ્વીને વિષે

+ વચનામૃત, ગઢડા, પ્ર૦ પ્ર૦ ૪૫ * વચનામૃત, વડતાલ-૧૩
× વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૯ ÷ વચનામૃત, વડતાલ—૨

મનુષ્ય જેવા જણાય છે તેને જે .....સદા દિવ્ય મૂર્તિમાન જાણીને ઉપાસના ભક્તિ કરે છે. તે તો એ ભગવાનના સાધર્મ્ય-પણાને પામે છે અને અનંત ઐશ્વર્યને પામે છે, અને બ્રહ્મ ભાવને પામ્યો જે પોતાનો આત્મા, તેણે કરીને પ્રેમે સહિત નિરંતર પરમ આદર થકી પુરુષોત્તમ ભગવાનની સેવાને વિષે વર્તે છે, અને જે એ ભગવાનને નિરાકાર જાણીને ધ્યાન-ઉપાસના કરે છે, તે તો બ્રહ્મ સુષુપ્તિને વિષે લીન થાય છે, તે પાછો કોઈ દિવસ નીસરતો નથી અને ભગવાન થકી કોઈ ઐશ્વર્યને પણ પામતો નથી; અને આ વાર્તા તો અમે પ્રત્યક્ષ દેખીને કહી છે......અને આ વાર્તા તો જેને એ ભગવાનના સ્વરૂપમા સદા દિવ્ય સાકારપણે ઉપાસનાની દૃઢ નિષ્ઠા થઈ હોય, તે થકી જ પમાય છે, પણ બીજા થકી પમાતી જ નથી; માટે આ વાર્તાને અતિદૃઢ કરીને રાખજો.'*

પરમાત્માનું સર્વ કર્તા-હર્તાપણું

ભગવાન શ્રી સહજાનંદ સ્વામી કહે છે—"જીવનું કલ્યાણ તો આટલી જ વાતમા છે જે પ્રકટ પ્રમાણ એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તેનું જ કર્યું સર્વે થાય છે, પણ કાળકર્મને માયાદિક કોઈનું કર્યું કાંઈ થતું નથી, એવી રીતે ભગવાનને વિષે જ એક કર્તાપણું સમજવું, એ જ કલ્યાણનું પરમ કારણ છે,... જે જીવ ભગવાનને સર્વ કર્તા-હર્તા નથી જાણતો તો તેથી કોઈ બીજો પાપી નથી, . કા જે ભગવાન વિના બીજા જે કાળ કર્માદિ તેને કર્તા જાણે છે, માટે એવા...ની તો છાયામાં પણ ઊભા રહેવું નહિ અને ભૂલમા પણ તેના મુખનું વચન સાંભળવું નહિ '÷ "પરમેશ્વર છે તે તો દેશ, કાળ, કર્મ, માયા એ

* વચનામૃત, ગઢડા, પ્ર૦ પ્ર૦-૬૪ ÷ વચનામૃત, કારિયાણી-૧૦

સર્વેના પ્રેરક છે અને પોતાની ઇચ્છાએ કરીને દેશ કાળાદિકનું પ્રધાનપણુ રહેવા દે છે; પણ સર્વે પરમેશ્વરને આધારે છે—જેમ શિશુમાર ચક્ર ધ્રુવમંડળને આધારે છે, અને જેમ પ્રજા સર્વે રાજાને આધારે છે; તેમાં દીવાન હોય તથા વજીર હોય તેનું રાજા ચાલવા દે તેટલું ચાલે, પણ ન ચાલવા દે ત્યારે એક અણુમાત્ર પણ ન ચાલે; તેમ દેશ, કાળ, કર્મ, માયા તેનું પરમેશ્વર ચાલવા દે તેટલું ચાલે, પણ પરમેશ્વરના ગમતા બહાર અણુમાત્ર પણ ન ચાલે; માટે સર્વ કર્તા તે પરમેશ્વર જ છે.'+

"...જેના હૃદયમાં ભગવાનની ભક્તિ હોય, તે એમ સમજતો હોય જે જેવા પ્રકટ ભગવાન પૃથ્વી ઉપર વિરાજે છે અને જેવા તે ભગવાનના ભક્ત ભગવાનની સમીપે વિરાજે છે, તેવા ને તેવા જ જ્યારે આત્યંતિક પ્રલય છે ત્યારે પણ રહે છે; અને આ ભગવાન ને ભગવાનના ભક્ત સદા સાકાર જ છે;...અને એમ જાણે જે '**એ ભગવાન વિના બીજો કોઈ જગતનો કર્તા છે જ નહિ**' અને '**ભગવાન વિના સૂકું પાંદડું પણ ફરવાને સમર્થ નથી**' એવી જેને ભગવાનને વિષે સાકારપણાની દૃઢ પ્રતીતિ હોય—ને તે જેવો તેવો હોય, તો પણ એ અમને ગમે છે; અને એને માથે કાળ, કર્મ ને માયા તેનો હુકમ નથી; ...અને એવી નિષ્ઠા ન હોય ને તે જો ત્યાગ વૈરાગ્યે યુક્ત હોય, તો પણ તેનો અમારા અંતરમાં ભાર આવે નહિ;...અને એવી નિષ્ઠા વિનાના જે જીવ છે, તે પોતાના સાધનને બળે કરીને પોતાનું કલ્યાણ ઇચ્છે છે; પણ એવા પરમેશ્વરના પ્રતાપે કરીને પોતાનું કલ્યાણ ઇચ્છતા નથી એવા જે જડમતિવાળા પુરુષ છે, તે તો જેમ નાવ વિના પોતાના બાહુબળે કરીને સમુદ્ર તરવાને ઇચ્છે તેવા મૂર્ખ છે; અને જે એવા ભગવાનને પ્રતાપે કરીને પોતાનું કલ્યાણ ઇચ્છે છે, તે તો જેમ નાવમાં બેસીને

+ વચનામૃત, ગઢડા, મ૦ પ્ર૦-૨૧

સમુદ્ર તરવાને ઇચ્છે એવા ડાહ્યા છે; એવા જે ભગવાનના સ્વરૂપના જ્ઞાનવાળા છે, તે સર્વે દેહ મૂકીને ભગવાનના ધામમાં ચૈતન્યની જ મૂર્તિ થઈને ભગવાનની હજૂરમાં રહે છે; અને એવી નિષ્ઠા જેને ન હોય ને તેણે બીજાં સાધન જે કર્યાં હોય, તો તે બીજા દેવતાના લોકમાં રહે છે......"× "ભગવાનને પ્રસન્ન કરવાનાં સાધન શાસ્ત્રમાં અનંત પ્રકારનાં કહ્યાં છે, પણ તેમાં ભગવાનને સર્વ કર્તા-હર્તા જાણી ભગવાનનો દૃઢ આશરો કરવો તેના જેવું ભગવાનને રાજી કરવાનું બીજું કોઈ બળવાન સાધન નથી. તે આશ્રય ત્રણ પ્રકારનો છે–મૂઢપણું, પ્રીતિ ને સમજણ. આ ત્રણથી જે આશ્રય કરવો, તેમાં કાઇ પોલ રાખવી ન જોઈએ..."+ "...ભગવાને ગીતામાં કહ્યું છે:–

સર્વધર્માન્પરિત્યજ્ય મામેકं शरणं व्रज।
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥

બીજા સર્વ ધર્મનો પરિત્યાગ કરી મારે એકને જ શરણે આવ; હું તને સર્વે પાપ થકી મુકાવીશ; તું શોક મા કર" એવો ભગવાનનો દૃઢ આશ્રય જેને હોય તેને મહાપ્રલય જેવું દુ:ખ આવી પડે, તો પણ તે દુ:ખ થકી રક્ષાનો કરનારો ભગવાન વિના બીજાને ન જાણે; અને જે જે પોતાને સુખ જોઈતું હોય, તે પણ ભગવાન થકી જ ઇચ્છે–પણ પ્રભુ વિના બીજાને સુખદાયક ન જાણે; ને પ્રભુની જેમ મરજી હોય તે પ્રમાણે જ વર્તે એવો જે હોય, તે પ્રભુનો શરણાગત જીવ કહેવાય; અને તે જ ભગવાનનો અનન્ય ભક્ત કહેવાય.'÷

'ઉપાસના' સિવાય તથા 'ધ્યાન' સિવાય આત્મદર્શન કે બ્રહ્મદર્શન થાય જ નહિ' એવો ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો સિદ્ધાંત છે. 'ઉપાસના'નુ સ્વરૂપ પોતે કહે છે:

× વચનામૃત, ગઢડા પ્ર૦ પ્ર૦–૩૭ + વચનામૃત, ગઢડા પ્ર૦ પ્ર૦–૩૪
÷ વચનામૃત, વડતાલ૦–૫

"ભગવાનના સ્વરૂપને વિષે સદા સાકારપણાની દૃઢ નિષ્ઠા હોય ને પોતે જે ભજનનો કરનારો તે બ્રહ્મરૂપ થાય તો પણ તે નિષ્ઠા જાય જ નહિ; અને ગમે તેવા નિરાકાર પ્રતિપાદનના ગ્રંથ સાંભળે, તો પણ ભગવાનના સ્વરૂપને સદા સાકાર જ સમજે; અને શાસ્ત્રને વિષે ગમે તેવી વાત આવે, પણ પોતે ભગવાનના સાકાર સ્વરૂપનું જ પ્રતિપાદન કરે અને પોતાની ઉપાસનાનું ખંડન થવા દે જ નહિ; એવી રીતે જેની દૃઢ સમજણ હોય તેને ઉપાસનાવાળો કહીએ." * પ્રત્યક્ષ પરમાત્માને સર્વ કારણ, સદા દિવ્ય સાકાર, સર્વ કર્તા-હર્તા જાણી, સ્વામી-સેવકભાવે ભગવાનનું ધ્યાન ભજન કરવું. "તે સાચા ઉપાસકનું લક્ષણ છે: પોતે વળી કહે છે: "અમે સર્વ શાસ્ત્ર સાંભળીને એ સિદ્ધાંત કર્યો છે, અને અમે આ પૃથ્વીમાં સર્વ ઠેકાણે ફર્યા ને તેને વિષે ઘણાક સિદ્ધ દીઠા છે" એમ કહીને ગોપાળદાસજી આદિ સાધુની વાર્તા કહી દેખાડી; ને પછી એમ બોલ્યા કે "હું તો એમ જાણું છું જે ભગવાનની મૂર્તિની જે ઉપાસના ને ધ્યાન તે વિના જે આત્માને દેખવો ને બ્રહ્મને દેખવું તે તો થાય જ નહિ; ને ઉપાસનાએ કરીને જ આત્મા દેખાય-બ્રહ્મ દેખાય, પણ તે વિના તો દેખાય જ નહિ; અને ઉપાસના વિના આત્મા બ્રહ્મને દેખવાને ઇચ્છવું તે કેમ છે? તો જેમ આકાશને જીભે કરીને સો વર્ષ સુધી ચાટીએ તો પણ ક્યારેય ખાટો, ખારો સ્વાદ આવે જ નહિ, તેમ ભગવાનની મૂર્તિની ઉપાસના વિના આત્મા બ્રહ્મ દેખાય જ નહિ-તે ગમે તેટલું જતન કરે તો પણ ન દેખાય..."× "આત્માનું દર્શન તો ક્યારે થાય, તો જ્યારે શ્રીકૃષ્ણ ભગવાનની મૂર્તિનું ધ્યાન કરે;...ભગવાનના

* વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૪૦
× વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ-૩૬

ધ્યાન વિના, કેવળ આત્માના વિચારે કરીને આત્મા જણાય છે કે દેખાય છે એવી તો આશા કોઈએ રાખવી નહિ...... ભગવાનની ઉપાસના કરવી, ભગવાનનાં ચરિત્ર ગાવાં ને સાંભળવાં, ભગવાનનું નામ-સ્મરણ કરવું ને પોતપોતાના ધર્મમાં રહેવું—એવી રીતે પોતાના જીવનું કલ્યાણ થવું તે કાંઈ કઠણ નથી; એ તો જેમ વહાણમાં બેસીને સમુદ્ર તરવો એવો સુગમ માર્ગ છે; અને આત્મદર્શને કરીને કલ્યાણ કરવું તે તો જેમ તુંબડાં બાંધીને સમુદ્ર તરવો એવો કઠણ માર્ગ છે; અને અમે જે આત્મજ્ઞાનની વાર્તા કરીએ છીએ તેમાં તો એટલું જ પ્રયોજન છે, જે-જે પોતાના આત્માને દેહથી જુદો માને તો દેહને વિષે પ્રીતિ ન રહે તથા દેહના સંબંધીને વિષે હેત ન રહે તથા ભગવાનની ભક્તિને વિષે કોઈ વિઘ્ન ન થાય; પણ એણે કરીને જ કલ્યાણ થાય એમ તો માનવું નહિ......સ્વરૂપાનંદ સ્વામી ઘણા ય આત્માને દેખતા હતા; પણ દેહમાં જે મંદવાડનું ઘણું દુઃખ હતું, તે નિવૃત્ત પામ્યું નહિ; પરંતુ જ્યારે અમારાં ચરિત્ર, ક્રિયા તથા નામ-સ્મરણ જે કલ્યાણકારી છે તેને ધાર્યાં, ત્યારે પરમ શાંતિ થઈ..." +

જ્ઞાનનું લક્ષણ 'શિક્ષાપત્રી'માં પોતે જ કહ્યું છે:—'**ज्ञानं च जीवमायेशरूपाणां सुष्ठु वेदनम्**'—"જીવ, માયા ને ઈશ્વર એ ત્રણના સ્વરૂપને રૂડી રીતે જાણવું તેને જ્ઞાન કહીએ."* ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ જીવ, ઈશ્વર, માયા ને પરબ્રહ્મ એ પાંચ ભેદ અનાદિ માનેલા છે. ભગવાન શ્રી રામાનુજાચાર્યના સિદ્ધાંત પ્રમાણે જીવ, માયા ને ઈશ્વર (પુરુષોત્તમ-પરબ્રહ્મ) એ ત્રણ નિત્ય છે, અને ઈશ્વર છે તે જીવ-માયાના નિયંતા છે......"÷ ઈશ્વર શબ્દ કોઈ સ્થળે પરબ્રહ્મના અર્થમાં (શિક્ષા-

+ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૩૫

* શિક્ષાપત્રી, શ્લોક-૧૦૪ ÷ વચનામૃત, લોયા-૧૪.

પત્રી, શ્લોક-૧૦૪) કોઈ વખત પુરુષ-મહાપુરુષના અર્થમાં (વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ-૧૦) તો કોઈ પ્રસંગે વૈરાજપુરુષના અર્થમાં (વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૩૧) વપરાયેલો જોવામાં આવે છે. પોતે કહે છે: "વેદ, પુરાણ, ઇતિહાસ ને સ્મૃતિઓ એ સર્વે શાસ્ત્રમાંથી અમે એ સિદ્ધાંત કર્યો છે, જે 'જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ અને પરમેશ્વર એ સર્વે અનાદિ છે..."† "...પુરુષોત્તમ ભગવાન, અક્ષર બ્રહ્મ, માયા, ઈશ્વર ને જીવ એ પાંચ ભેદ અનાદિ છે."*

જીવ:—હૃદયને વિષે માંસનું ચક્ર છે, તેને વિષે જીવ રહ્યો છે. પોતે કહે છે: "જેમ દેહને વિષે અન્નાદિક રસનો વિકાર વીર્ય છે, તેમ પંચમહાભૂતના વિકારરૂપ એક હૃદયને વિષે માંસનું ચક્ર છે, તેને વિષે જીવ રહ્યો છે-તે જેમ ચીથરાનો કાકડો હોય, તેને તેલે પલાળીને અગ્નિએ સળગાવ્યો હોય, તેમ જીવ છે તે માંસના ચક્ર સંગાથે વળગીને રહ્યો છે; અને વળી જેમ લોઢાનો ખીલો હોય, તેને વિષે અગ્નિ વ્યાપી રહ્યો હોય, તેમ માંસના ચક્રને વિષે જીવ વિશેષ સત્તાએ કરીને વ્યાપી રહ્યો છે; માટે જે જે ઠેકાણે દેહમાં દુઃખ થાય છે, તે સર્વ દુઃખ જીવને જ છે; પણ દેહના સુખ-દુઃખ થકી એ જીવ જુદો ન કહેવાય;......દેહને મરવે કરીને જીવ મરતો નથી, તો પણ દેહ ભેળો સુખ-દુઃખને તો પામે ખરો; દેહ જેવો એ જીવનો નાશવંત સ્વભાવ નથી. એવી રીતે જીવ અવિનાશી છે ને પ્રકાશરૂપ છે અને દેહને વિષે વ્યાપક છે. તે વિશેષે કરીને તો માંસના ચક્રને વિષે વ્યાપીને રહ્યો છે અને સામાન્યપણે કરીને તો બધા દેહમાં વ્યાપીને રહ્યો છે; એવી રીતે આ દેહને વિષે જીવ રહે છે; અને

† વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ-૧૦
* વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૭

એ જીવને વિષે પરમેશ્વર સાક્ષીરૂપે રહે છે."*

"જીવ, અણુ સરખો સૂક્ષ્મ છે, ચૈતન્યરૂપ છે, પોતાની જ્ઞાનશક્તિએ કરીને નખથી શિખા પર્યન્ત સમગ્ર પોતાના દેહ પ્રત્યે વ્યાપીને રહ્યો છે; અને અછેદ્ય, અભેદ્ય, અજર, અમર ઇત્યાદિ લક્ષણવાળો છે." +

"દેહ દેહ પ્રત્યે જીવ એક નથી, પણ અનેક છે...અને ભગવાન અંતર્યામીરૂપે કરીને સમગ્ર જીવ જીવ પ્રત્યે રહ્યા થકા, જે દેહ થકી જેમ ઊપજ્યાની રીત હોય, તેમ બીજા દેહને ઉપજાવે છે, પણ જે જીવ થકી બીજા દેહને ઉપજાવે છે, તે જીવ જ અનેકરૂપે થાય એમ નથી, એ તો જે જીવને જેના દેહ થકી ઊપજ્યાનો કર્મસંબંધ પ્રાપ્ત થયો હોય, તે જીવને તે દ્વારાએ ઉપજાવે છે..."÷

"દેહને વિષે જીવ છે, તે નિરાકાર છે, પણ સાકાર નથી...સ્વરૂપ સ્વભાવે કરીને તો જીવ સત્તા માત્ર છે ને ચૈતન્ય વસ્તુ છે અને અનાદિ અજ્ઞાનરૂપ એવું જે કારણ શરીર તેણે યુક્ત છે; અને જેમ ચમકપાણ હોય તે લોઢાને તાણીને લોઢા સાથે ચોંટી રહે છે, તેમ એ જીવનો પણ ચોંટવાનો સ્વભાવ છે, તે માયિક એવાં જે સ્થૂળ ને સૂક્ષ્મ એ બે શરીર-સાથે ચોંટે છે અને એ જીવ અજ્ઞાને કરીને તે શરીરને વિષે પોતાપણું માને છે, પણ વસ્તુગતે તો જીવ શરીર જેવો નથી."× જીવની કારણ શરીરરૂપ માયા ટળી જાય, ત્યારે એ જીવને પરબ્રહ્મ પરમાત્મા ભાગવતી તનુ આપે છે; ત્યારે તે સાકાર થઈ દિવ્ય સદા સાકાર એવા પરમાત્માની સેવામાં રહે છે. ઉત્પત્તિકાળે પણ પરમાત્મા નિરાકાર જીવને બુદ્ધિ, ઇંદ્રિયો, મન, પ્રાણ ઇત્યાદિ

* વચનામૃત, ગ૦, અંત્ય પ્રકરણ-૪ + શિક્ષાપત્રી, શ્લોક-૧૦૫

÷ વચનામૃત, ગ૦, પ્ર૦ પ્ર૦-૧૩ × વચનામૃત, ગ૦, મ૦ પ્ર૦-૬૬

ઉપકરણ આપે છે, ત્યારે તે જીવ ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચારે પુરુષાર્થની સિદ્ધિ કરી શકે છે; પોતેજ કહે છે:— "પ્રલયકાળે માયામાં કારણ શરીર સહિત લીન હતા જે જીવ, તેમને ઉત્પત્તિકાળે બુદ્ધિ, ઇંદ્રિયો, મન ને પ્રાણ આપે છે તે ઉત્તમ, મધ્યમ ને કનિષ્ઠ વિષયભોગને અર્થે અને મોક્ષને અર્થે આપે છે." * "ભગવાનને આ જગતની ઉત્પત્તિ ને સ્થિતિનું કરવું છે, તે કાંઈ પોતાને અર્થે નથી; કાં જે શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે: 'સર્વે જનનાં બુદ્ધિ, ઇંદ્રિયો, મન અને પ્રાણ તેને ભગવાન સૃજતા હવા, તે જીવને વિષયભોગને અર્થે તથા જન્મને અર્થે તથા લોકાંતરમાં જવાને અર્થે તથા મોક્ષને અર્થે સૃજ્યાં છે.' માટે આ જગતની ઉત્પત્તિ કરે છે તે પણ જીવના કલ્યાણને અર્થે કરે છે, સ્થિતિ કરે છે તે પણ જીવના કલ્યાણને અર્થે કરે છે અને પ્રલય કરે છે તે પણ જીવને અર્થે કરે છે; કાં જે નાના પ્રકારની સંસૃતિએ કરીને થાકયા જે જીવ તેના વિશ્રામને અર્થે પ્રલય કરે છે."...+ જો જીવ સાકાર હોય તો કરચરણાદિકે યુક્ત થયો, ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે ભગવાન બુદ્ધિ, ઇંદ્રિય, મન તથા પ્રાણ તે શા માટે એ જીવને આપે?

**"જીવ નિરાકાર છે, પણ જીવને વિષે રહ્યા જે ભગવાન તે મૂર્તિમાન છે."**..."એ ભગવાન, ઇંદ્રિયો, અંતઃકરણ તથા ઇંદ્રિયો, અંતઃકરણના અધિષ્ઠાતા દેવતા અને જીવ એ સર્વેના આશ્રયપણે રહ્યા છે;...ને તે મૂર્તિમાન રહ્યા છે; મૂર્તિમાન હોય તે પણ વ્યાપક હોય–જેમ અગ્નિ દેવ છે તે પોતાના લોકને વિષે મૂર્તિમાન છે ને પોતાની શક્તિએ કરીને કાષ્ઠને વિષે રહ્યો છે, તેમ ભગવાન પણ પોતાના અક્ષર ધામને વિષે મૂર્તિમાન થકા પોતાની અંતર્યામી-શક્તિએ કરીને જીવોને વિષે વ્યાપીને

* વચનામૃત, પંચાળા૦-૧ + વચનામૃત, કારિયાણી૦-૧

રહ્યા છે ને મૂર્તિમાનની પેઠે ક્રિયા કરે છે. માટે એને પણ મૂર્તિમાન જાણવા." ÷

**જીવનું જ્ઞાતાપણું તથા ભોક્તાપણું:**—"જીવ છે, તે ચાર અંતઃકરણ, દશ ઇંદ્રિયો તથા અંતઃકરણ-ઇંદ્રિઓના વિષય અને વિષયની વિક્તિ (વિવેક) કરનારા જે દેવતા એ સર્વને એક કળાવચ્છિન્ન જાણે છે એવો જે જીવ, તે એકદેશસ્થ જણાય છે અને ણરછીની અણી જેવો તીખો જણાય છે અને અતિશય સૂક્ષ્મ જણાય છે–ને બુદ્ધિએ સહિત છે માટે એવો સૂક્ષ્મ જણાય છે; પણ જ્યારે એ જીવને દેહ, ઇંદ્રિયો, અંતઃકરણ, દેવતા અને વિષય તેના પ્રકાશકપણે જાણીએ, ત્યારે તો જીવ બહુ મોટો જણાય છે અને વ્યાપક જણાય છે; તે બુદ્ધિએ રહિત છે–તે અનુમાને કરીને જણાય છે, પણ સાક્ષાત્કાર નથી જણાતો; જેમ કોઈક દશ મણની તલવાર હોય તેને જોઈને માણસ અનુમાન કરે જે 'એ તલવારનો ઉપાડનારો બહુ મોટો હશે', તેમ એ સર્વ દેહ ઇંદ્રિયાદિકને એક કાળે પ્રકાશે છે માટે 'એ જીવ બહુ મોટો છે એવી રીતે અનુમાને કરીને જણાય છે.' = "જીવના જાણપણાને ઠેકેવે કરીને બુદ્ધિનું જાણપણું કહેવાયું અને તે જીવને વિષે સાક્ષી રહ્યા છે; માટે સાક્ષીના જાણપણાને કહેવે કરીને જીવનું જાણપણું કહેવાયું." *

વળી પોતે કહે છે: "આ જીવ છે તે અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવપણે કરીને સર્વ દેહમાં નખશિખા પર્યન્ત વ્યાપીને રહ્યો છે અને દેવતા ને ઇંદ્રિયોરૂપે કરીને જીવનું ભોક્તાપણું છે, પણ દેવતા ઇંદ્રિયોથી પૃથકપણે ભોક્તા નથી." ×

**જીવની જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ તથા ઇચ્છાશક્તિ**

---

÷ વચનામૃત, લોયા૦-૧૫ તથા કારિયાણી૦-૪

= વચનામૃત, કારિયાણી૦-૧ * વચનામૃત, કારિયાણી૦-૪

× વચનામૃત, લોયા૦-૧૫

પરમાત્માને આધીન છે. સ્વતંત્રપણે જીવ કંઈ પણ કરવાને કે ભોગવવાને સમર્થ નથી. "જીવને સુષુપ્તિમાંથી જગાડીને પરમાત્મા સર્વે ક્રિયાનું જ્ઞાન આપે છે; અને એ જીવ જે જે ક્રિયાને વિષે પ્રવર્તે છે, તે ભગવાનની જે ક્રિયાશક્તિ તેનું અવલંબન કરીને પ્રવર્તે છે; અને એ જીવ, જે જે કોઈ ઇચ્છાને પ્રાપ્ત થાય છે, તે પરમેશ્વરની ઇચ્છાશક્તિને અવલંબને કરીને પ્રાપ્ત થાય છે; એ જીવને જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા ભોગવાય છે, તે કેવળ કર્મે કરીને જ નથી ભોગવાતી; એ તો, કર્મના ફળ–પ્રદાતા જે પરમેશ્વર, તે એ જીવને જ્યારે કર્મ-ફળને ભોગવાવે છે, ત્યારે ભોગવે છે; કેમ જે આ જીવ જ્યારે જાગ્રત અવસ્થાના ફળને ભોગવતો હોય, ત્યારે એ ઇચ્છે કે મારે સ્વપ્નમાં જવું છે, તો એની વતે સ્વપ્નમાં જવાય નહિ; શા માટે જે ફળ–પ્રદાતા જે પરમેશ્વર, તે એની વૃત્તિઓને રુંધી રાખે છે; અને સ્વપ્નમાંથી જાગ્રતમાં આવવાને ઇચ્છે તો જાગ્રતમાં અવાય નહિ ને સુષુપ્તિમાં પણ જવાય નહિ, અને સુષુપ્તિમાંથી સ્વપ્નમાં તથા જાગ્રતમાં અવાય નહિ; એ તો જ્યારે જે કર્મ-ફળ–પ્રદાતા પરમેશ્વર છે, તે એને જે અવસ્થાના કર્મ–ફળને ભોગવાવે તેને જ ભોગવી શકે છે, પણ એ જીવ પોતાની ઇચ્છાએ કરીને અથવા કર્મે કરીને કર્મના ફળને ભોગવી શકતો નથી...."÷

જીવનું અન્વય વ્યતિરેકપણું:—"સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ એ ત્રણ દેહને વિષે એકાત્મપણે વર્તવું તે, એ જીવનું અન્વયપણું છે; અને એ ત્રણ દેહથી પૃથકપણે સત્તા માત્ર જે જીવને કહેવો, તે જીવનું વ્યતિરેકપણું છે."×

ઈશ્વર:—'વૈરાજપુરષ'ને 'ઈશ્વર' કહેવામાં આવે છે.

÷ વચનામૃત, ગ૦, પ્ર૦ પ્ર૦-૬૫ × વચનામૃત, ગઢડા, પ્ર૦ પ્રકરણ-૭

એમની ક્રિયા પણ જીવ જેવી જ છે. જીવ તથા ઈશ્વર બંનેના પ્રકાશક તો પુરુષરૂપે પુરુષોત્તમ પરબ્રહ્મ પરમાત્મા છે: જીવના ત્રણ દેહ–સ્થૂળ, સૂક્ષ્મ ને કારણ, ઈશ્વરના ત્રણ દેહ–વિરાટ, સૂત્રાત્મા ને અવ્યાકૃત; જીવની ત્રણ અવસ્થા–જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિ; ઈશ્વરની ત્રણ અવસ્થા–જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલય; જીવને જેમ માયાનો સંબંધ રહ્યો છે, તેમ વૈરાજપુરુષરૂપ ઈશ્વરને પણ છે. બંને બદ્ધ છે; પણ ઈશ્વર, માયાના ભોગને ભોગવી પ્રલયકાળને વિષે માયાનો ત્યાગ કરે છે, જ્યારે જીવ, માયાના ભોગને ભોગવીને દુઃખીઓ થકો માયામાં જ લીન થાય છે, ઈશ્વરની દ્વિપરાર્ધ કાળની આયુષ્ય છે, ત્યાં સુધી બદ્ધ વર્તે છે; પરંતુ એનો પ્રલય થાય, ત્યારે એને 'પુરુષ'નો સંબંધ સાક્ષાત્ થાય છે, કેમ જે એનો બાપ જે પુરુષ તે સમર્થ છે; તેથી એને એટલો બાળવે છે–પરંતુ ઈશ્વરને માયાનો સંબંધ રહ્યો છે, માટે પ્રલયને અંતે પાછા માયામાંથી ઊપજે છે–જ્યારે જીવ બદ્ધ ને અસમર્થ છે, તેવી જ રીતે એનો જે બાપ હોય, તે પણ બદ્ધ ને અસમર્થ હોય; તે એ બાપ–દીકરાને શું સહાય કરે? માટે એને સુષુપ્તિરૂપ માયાનો સંબંધ નિરંતર રહે છે. જીવના સાક્ષીરૂપે પ્રકાશક જે બ્રહ્મ તેનો મનન દ્વારા નિરંતર સંગ કરે તો સુષુપ્તિરૂપ માયાનો સંબંધ ટળે; ઈશ્વર, સંકર્ષણ, અનિરુદ્ધ ને પ્રદ્યુમ્ન જે વાસુદેવ ભગવાનનાં સગુણસ્વરૂપ છે, તેની ઉપાસના કરે છે, તે બળે કરીને ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલયરૂપ ક્રિયાને વિષે સમર્થ થાય છે. જ્યારે એ ઉપાસનાનો ત્યાગ કરી નિર્ગુણ એવા વાસુદેવ ભગવાનની ઉપાસના કરે છે, ત્યારે માયાનો ત્યાગ કરી બ્રહ્મરૂપ થાય છે–જેમ આ જીવ છે તે બ્રહ્માદિ દેવરૂપે ભગવાની ઉપાસના કરે છે, ત્યારે ધર્મ–અર્થ ને કામરૂપ ફળને પામે છે; અને જ્યારે ભગવાનના રામકૃષ્ણાદિ અવતારની

ઉપાસના કરે છે, ત્યારે બ્રહ્મરૂપ થાય ને એની મુક્તિ થાય તેમ એ વૈરાજપુરુષને પણ છે.

'વૈરાજપુરુષ દ્વારા અવતાર થાય છે' એવું શાસ્ત્રમાં કહ્યું છે. તે તો વાસુદેવનારાયણ, પુરુષરૂપે વૈરાજપુરુષને વિષે વિરાજમાન હોય ત્યારે અવતાર કહ્યા છે; માટે તે અવતાર તો સર્વે વાસુદેવ ભગવાનના જ છે...... એને વિષે વાસુદેવ જે ક્ષેત્રજ્ઞ તેણે પ્રવેશ કર્યો ન હતો, ત્યારે એ વૈરાજપુરુષ પોતાની ક્રિયા કરવી તેને વિષે પણ સમર્થ નહોતા થયા......"+

**જગતની ઉત્પત્તિ તથા ચાર પ્રકારના પ્રલય:—** "સર્વ કારણના કારણ અક્ષરાતીત પુરુષોત્તમ ભગવાન, પોતાના ધામને વિષે અક્ષરપુરુષ (મહાપુરુષ) રૂપે કરીને, મહામાયાને વિષે ગર્ભ ધરે છે; તે પુરુષ અક્ષરાત્મક છે, મુક્ત છે; એને બ્રહ્મ કહે છે; તે પુરુષને મહામાયા થકી અનંત કોટિ પ્રધાન અને પુરુષ ઉત્પન્ન થાય છે; તે પ્રધાન પુરુષ અનંત કોટિ બ્રહ્માંડની ઉત્પત્તિના કારણ છે; તે મધ્યે એક બ્રહ્માંડની ઉત્પત્તિના કારણ જે પ્રધાન પુરુષ તેનો વિચાર કરીએ: પુરુષોત્તમ એવા શ્રીકૃષ્ણ ભગવાન, પુરુષરૂપે પ્રધાનને વિષે ગર્ભ ધારણ કરે છે; પછી તે પ્રધાન થકી 'મહત્તત્ત્વ' ઉત્પન્ન થાય છે ને 'મહત્તત્ત્વ' થકી ત્રણ-પ્રકારનો અહંકાર— તેમાં સાત્વિકી અહંકાર થકી મન અને ઇંદ્રિયોના દેવતા ઉત્પન્ન થાય છે; રાજસ અહંકાર થકી દશ ઇંદ્રિયો, બુદ્ધિ ને પ્રાણ ઉત્પન્ન થાય છે; ને તામસ અહંકાર થકી-પંચભૂત ને પંચતન્માત્રા ઉત્પન્ન થાય છે. આ સમગ્ર તત્ત્વ પરમેશ્વરની ઇચ્છાએ પ્રેર્યાં થકાં પોતપોતાના અંશે કરીને ઈશ્વર અને

+ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૩૧

જીવના દેહને સુજે છે.........વૈરાજપુરુષ (ઈશ્વર)ના એક દિવસને વિષે ચૌદ મન્વન્તર થાય છે; જેવડો એનો દિવસ તેવડી જ રાત્રિ છે; ને જ્યાં સુધી એનો દિવસ હોય ત્યાં સુધી ત્રિલોકીની સ્થિતિ રહે છે, અને જ્યારે એની રાત્રિ પડે છે ત્યારે ત્રિલોકીનો નાશ થાય છે; તે 'નિમિત્ત પ્રલય' કહેવાય છે. જ્યારે વૈરાજપુરુષનો દ્વિ પરાર્ધકાળ પૂરો થાય છે, ત્યારે એ વિરાટદેહનો સત્યાદિ લોકે સહિત નાશ થાય છે; અને મહદાદિ ચોવીસ તત્ત્વ, પ્રધાનપ્રકૃતિ ને પુરુષ, એ સર્વે મહામાયાને વિષે લય પામે છે, તે 'પ્રાકૃતપ્રલય' કહેવાય છે. અને એ મહામાયા તે અક્ષર બ્રહ્મના પ્રકાશને વિષે લય પામે છે-જેમ દિવસને વિષે રાત્રિ લય પામે છે, તેને 'આત્યંતિક પ્રલય' કહેવાય છે. અને દેવ, દૈત્ય ને મનુષ્યાદિના જે દેહ, તેનો જે ક્ષણ ક્ષણ પ્રત્યે જે નાશ, તે 'નિત્યપ્રલય' કહેવાય છે. એવી રીતે, જે વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલય તેને જો જાણે, તો જીવને સંસારને વિષે વૈરાગ્ય થાય અને ભગવાનને વિષે ભક્તિ થાય છે. અને જ્યારે એ સર્વે બ્રહ્માંડનો પ્રલય થાય છે, ત્યારે સર્વ જીવ માયાને વિષે લીન રહે છે; અને જે ભગવાનના ભક્ત છે, તે ભગવાનના ધામમાં જાય છે."÷

ઈશ્વરનું અન્વય વ્યતિરેકપણું:—વિરાટ સૂત્રાત્માને અવ્યાકૃત એ ત્રણ શરીરે સહિત જે ઈશ્વરને કહેવા, તે ઈશ્વરનું અન્વયપણું છે, અને એ ત્રણ શરીરથી પૃથક્ ને સત્તામાત્ર કહેવા, તે ઈશ્વરનું વ્યતિરેકપણું છે."×

માયા:—"માયા ત્રિગુણાત્મિકા છે, અંધકારરૂપ છે, શ્રીકૃષ્ણ ભગવાનની શક્તિ છે ને આ જીવને, દેહ અને દેહના

÷ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૧૨
× વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૭

સંબંધીને વિષે અહંમમત્વની કરાવનારી છે." ÷ "પ્રકૃતિ, ત્રિગુણાત્મિક, જડચિદાત્મક, નિત્ય, નિર્વિશેષ, મહદાદિ સમગ્ર તત્ત્વનું ને જીવમાત્રનું ક્ષેત્ર અને ભગવાનની શક્તિ છે."× ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ 'માયા'ની જે વ્યાખ્યા જુદા જુદા પ્રસંગે કરેલી છે, તેનો હવે વિચાર કરીએ. "ભગવાનનો ભક્ત હોય તેને ભગવાનની મૂર્તિનું ધ્યાન કરતાં આડું આવીને આવરણ કરે, તેને 'માયા' કહીએ." * "ભગવાન વિના બીજે ઠેકાણે હેત રહે છે, તે જ માયા છે."= "દેહને વિષે અહંબુદ્ધિ ને દેહ સંબંધી પદાર્થને વિષે મમત્વબુદ્ધિ એજ માયા છે."० "પ્રમાદ ને મોહ, એનું જ નામ માયા છે."† "મનુષ્યરૂપે આ પૃથ્વી પર વિચરતા પરમેશ્વરને વિષે દોષ પરઠે, જે 'આ તો પરમેશ્વર કહેવાય છે, તોપણ એને આપણા કરતાં પણ વધુ સંસારને વિષે આસક્તિ છે' એમ જાણીને ભગવાનને પણ પોતા જેવા મનુષ્ય જાણે છે, પણ ભગવાનનો જે અલૌકિક મહિમા તેને જાણતા નથી, એ જ ભગવાનની માયા છે.+

માયા સુખદાયી છે કે દુઃખદાયી? તે સંબંધમાં પોતે કહે છેઃ "......ભગવાનથી જે વિમુખ છે, તેને તો માયા અતિ બંધનકારી છે ને અતિ દુઃખદાયી છે; અને જે ભગવાનના ભક્ત છે, તેને તો અતિશય સુખદાયી છે; અને માયાનાં કાર્ય જે ઇંદ્રિયો અંતઃકરણ ને દેવતા તે સર્વે ભગવાનની ભક્તિને પુષ્ટ કરે છે; માટે ભગવાનના ભક્તને તો માયા દુઃખદાયી નથી, પરમ સુખદાયી છે......જેને ભગવાનનું માહાત્મ્ય સારી

÷ શિક્ષાપત્રી, શ્લોક-૧૦૬ × વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૧૨

* વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૧

= વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૩૬

० વચનામૃત ગઢડા, અંત્ય પ્રકરણ-૩૯ † વચનામૃત, સારંગપુર-૧૪

+ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૬૫

પેઠે સમજીને અતિશય દૃઢ ભગવાનનો આશ્રય હોય, તેને તો અંતઃકરણરૂપ માયા દુઃખ દેતી નથી; ને જેને એવા આશ્રયમાં ફેર હોય છે, તેને દુખ દે છે." *

બ્રહ્મ:—'બ્રહ્મ' શબ્દ 'પરબ્રહ્મ' ના અર્થમાં (વચનામૃત, વડતાલ૦૧૩) તો કવચિત્ પરબ્રહ્મના તેજરૂપે (વચનામૃત, ગ૦ પ્ર૦ પ્ર૦ ૪૫) તો કોઈ કોઈ સ્થળે 'અક્ષર' ના પર્યાયવાચક અર્થમાં (વચનામૃત, ગ૦ પ્ર૦ પ્ર૦ ૨૧, ગ૦ મ૦ પ્ર૦ ૧૩) તો કોઈ ઠેકાણે 'પુરષ' ના પર્યાયરૂપે (વચનામૃત, ગ૦ મ૦ પ્ર૦ ૩૧) વાપરવામાં આવેલો છે. બ્રહ્મને 'અક્ષર-બ્રહ્મ' પણ કહેવામાં આવે છે. અક્ષર-બ્રહ્મનું અન્વય સ્વરૂપ એવું છે, કે-'માયા ને માયાનાં કાર્ય જે અનંત કોટિ બ્રહ્માંડ તેને વિષે વ્યાપકપણે કહેવા તે'; અને માયા ને માયાનાં કાર્ય જે અનંત કોટિ બ્રહ્માંડ તેથી વ્યતિરેક સચ્ચિદાનંદપણે કહેવા તે અક્ષર બ્રહ્મનું વ્યતિરેકપણું છે."+ "અક્ષર ધામના સગુણ તથા નિર્ગુણ એવા બે ભેદ છે-નિર્ગુણપણે તો અણુ થકી પણ અતિ સૂક્ષ્મ સ્વરૂપ છે; અને સગુણપણે તો જેટલું મોટું પદાર્થ તે થકી પણ અતિશય મોટું છે. અક્ષરના એક એક રોમને વિષે અણુની પેઠે અનંત કોટિ બ્રહ્માંડ રહ્યાં છે......જ્યાં **પુરુષોત્તમની મૂર્તિ છે, ત્યાં જ અક્ષર ધામનું** મધ્ય છે." × અક્ષરનાં બે સ્વરૂપ છે: એક તો નિરાકાર એકરસ ચૈતન્ય છે, તેને 'ચિદાકાશ' કહે છે, 'બ્રહ્મ મહોલ' કહે છે... અને એ અક્ષર બીજે રૂપે કરીને પુરુષોત્તમ નારાયણની સેવામાં રહે છે." ÷ "બ્રહ્મ નિર્વિકાર છે, નિરંશ છે; માટે એ વિકારને પામે નહિ ને એના અંશ પણ થાય નહિ; અને એ બ્રહ્મને 'સર્વરૂપે' કહે છે, તેનું તો એમ છે, જે એ બ્રહ્મ, પ્રકૃતિ-પુરષ

---

* વચનામૃત, લોયા-૧૦ + વચનામૃત ગ૦, પ્ર૦ પ્ર૦-૭

× વચનામૃત, ગ૦, મ૦ પ્ર૦-૪૨ ÷ વચનામૃત, ગ૦, પ્ર૦ પ્ર૦-૨૧

આદિ સર્વના કારણ છે ને આધાર છે ને સર્વને વિષે અંતર્યામી શક્તિએ કરીને વ્યાપક છે; માટે જે કારણ આધારને વ્યાપક હોય તે કાર્ય થકી પૃથક્ હોય નહિ; એમ સમજવાને લઈને એ બ્રહ્મને શાસ્ત્ર, સર્વરૂપ કહે છે; પણ એ બ્રહ્મ જ વિકાર પામીને ચરાચર જીવરૂપે થઈ ગયા એમ ન સમજવું; અને એ બ્રહ્મ થકી પરબ્રહ્મ જે પુરુષોત્તમ નારાયણ તે નોખા છે ને એ બ્રહ્મના પણ કારણ છે, આધાર છે ને પ્રેરક છે' એમ સમજીને પોતાના જીવાત્માને એ બ્રહ્મ સંગાથે એકતા કરી પરબ્રહ્મની સ્વામી-સેવકભાવે ઉપાસના કરવી–એવી રીતે સમજે ત્યારે બ્રહ્મજ્ઞાન છે તે પણ પરમપદને પામ્યાનો નિર્વિઘ્ન માર્ગ છે." * "......એ જે એક રસ તેજ છે, તેને આત્મા કહીએ, બ્રહ્મ કહીએ, અક્ષર ધામ કહીએ: અને એ પ્રકાશને વિષે ભગવાનની મૂર્તિ છે તેને 'આત્માનું તત્ત્વ' કહીએ, પરબ્રહ્મ કહીએ તથા પુરુષોત્તમ કહીએ..." + અંતર્યામીપણે કરીને સર્વત્ર પૂર્ણ એવું જે સચ્ચિદાનંદ બ્રહ્મ છે તે તો મૂર્તિમાન એવા જે પુરુષોત્તમ ભગવાન તેનું તેજ છે." × "આત્મા અને અક્ષર એ ભગવાનનું શરીર છે, ને પુરુષોત્તમ ભગવાન તે શરીરી છે. આત્મા ને અક્ષર એ બેને જે પુરુષોત્તમ ભગવાનનું શરીરપણું છે

આત્મા છે, અક્ષરના પણ આત્મા છે, અનંત કોટિ મુક્ત તેના પણ આત્મા છે."* બ્રહ્મને પુરુષરૂપે પણ વર્ણવ્યા છે, માટે આપણે પુરુષનું લક્ષણ વિચારીએ: "પ્રકૃતિના નિયંતા, પ્રકૃતિ થકી વિજાતીય, અનાદિ, અનંત, સત્ય, સ્વયંજ્યોતિ, સર્વજ્ઞ, દિવ્યવિગ્રહ, સમગ્ર આકાર માત્રની પ્રવૃત્તિના કારણ ને ક્ષેત્રજ્ઞ એવા પુરુષ છે."× ભગવાનના ધામનું વર્ણન કરતાં પોતે કહે છે: "ભગવાનનું ધામ તો સનાતન છે, નિત્ય છે, અપ્રાકૃત છે, સચ્ચિદાનંદ છે, અનંત છે અને અખંડ છે..."+

પરબ્રહ્મ:—"પુરુષોત્તમ પરબ્રહ્મને બહુધા પુરુષરૂપે કરીને જ શાસ્ત્રમાં કહ્યા છે; પરંતુ પુરુષમાં ને પુરુષોત્તમમાં ઘણો ભેદ છે—જેમ જીવ ને વૈરાજપુરુષ ઈશ્વરને વિષે ભેદ છે; અને જેમ ઈશ્વર ને પુરુષને વિષે ભેદ છે; તેમ પુરુષ ને પુરુષોત્તમને વિષે એવો ઘણો ભેદ છે; પુરુષોત્તમ ભગવાન તો સર્વના સ્વામી છે: અને એવા અક્ષરાત્મક પુરુષ બ્રહ્મરૂપ ઘણાક છે, તે પુરુષોત્તમ નારાયણના ચરણારવિંદની ઉપાસના કરે છે ને સ્તુતિ કરે છે; એવી રીતે પુરુષોત્તમ, પુરુષ, ઈશ્વર, જીવ ને માયા એ પાંચ ભેદ અનાદિ છે."÷ પરબ્રહ્મના સ્વરૂપમાં સાકરના રસના નાળિયેરની માફક ત્યાગભાગ નથી; એટલે જેમ દેહ, જીવ જુદાં તેમ પરમેશ્વરની મૂર્તિમાં કોઈક પરમેશ્વરનો આત્મા છે, એવી સમજણ ભગવાન શ્રી સહજાનંદ સ્વામીને માન્ય નથી. "પ્રકટ પ્રમાણ મનુષ્યરૂપે દેખાય છે, તે જ ભગવાનનું સદાય મૂળસ્વરૂપ છે. નિર્ગુણપણું અને સગુણપણું એ તો એ મૂર્તિનું કોઈક અલૌકિક ઐશ્વર્ય છે. ભગવાન નિર્ગુણપણે સર્વાત્મા છે, સૂક્ષ્મ કરતાં સૂક્ષ્મ, અતિશય શુદ્ધ ને અતિશય નિર્લેપ ને

* વચનામૃત, લોયા૦-૧૦ × વચનામૃત, ગ૦, પ્ર૦ પ્ર૦-૧૨
+ વચનામૃત, ગ૦, પ્ર૦ પ્ર૦-૧૨ ÷ વચનામૃત, ગ૦, ગ૦ પ્ર૦ ૬૪

અતિશય પ્રકાશે યુક્ત છે. અક્ષર પર્યંત સર્વના આત્મા છે, છતાં કોઈ એમના જેવો થવા સમર્થ નથી. સ્થૂળ પદાર્થને સૂક્ષ્મપણાને પમાડી દેવું એ ભગવાનની મૂર્તિને વિષે નિર્ગુણપણું છે, જ્યારે 'महतोऽपि महीयान्' એ ભગવાનનું સગુણપણું છે. જેમ અર્જુનને વિશ્વરૂપ બતાવ્યું તથા વામનજીએ વિરાટસ્વરૂપ ધારણ કર્યું, એ ભગવાનની મૂર્તિને વિષે સગુણપણું છે. ભગવાન પોતાની ઇચ્છાએ કરીને પોતામાંથી નિર્ગુણપણારૂપ ને સગુણપણારૂપ ઐશ્વર્ય પ્રકટ કરીને પાછું પોતાને વિષે લીન કરે છે."+ "અક્ષરબ્રહ્મ, ઈશ્વર, જીવ, માયા ને માયાનાં કાર્ય જે બ્રહ્માંડ એમને વિષે શ્રીકૃષ્ણ ભગવાનને અંતર્યામીપણે કહેવા ને નિયંતાપણે કહેવા, તે એ ભગવાનનું અન્વયપણું છે; અને એ સર્વેથી પૃથકપણે કરીને પોતાના ધામને વિષે જે બ્રહ્મજ્યોતિ તેને વિષે રહ્યા છે એમ જે કહેવું તે એ ભગવાનનું વ્યતિરેકપણું છે:"* પરમાત્મા દરેકને વિષે પાત્રની તારતમ્યતાએ કરીને રહ્યા છે; પણ પોતે જ જીવ, ઈશ્વર વગેરે રૂપે થતા નથી. તે સંબંધમાં પોતે જ—'एकोऽहं बहु स्यांम प्रजायेय' એ શ્રુતિ-વાક્યનો અર્થ કરે છે: "અક્ષરાતીત એવા પુરુષોત્તમ ભગવાન સૃષ્ટિ સમયે અક્ષર સામી દૃષ્ટિ કરે છે, ત્યારે તે અક્ષરમાંથી પુરુષ પ્રકટ થાય છે; પછી તે પુરુષોત્તમ અક્ષરમાં પ્રવેશ કરીને પુરુષને વિષે પ્રવેશ કરે છે ને પુરુષરૂપે થઈને પ્રકૃતિને પ્રેરે છે—એવી રીતે જેમ જેમ પુરુષોત્તમનો પ્રવેશ થતો ગયો, તેમ તેમ સૃષ્ટિની પ્રવૃત્તિ થઈ; પછી તે પ્રકૃતિપુરુષ થકી પ્રધાન-પુરુષ થયા; ને તે થકી મહત્તત્ત્વ; ને તે થકી ત્રણ પ્રકારનો અહંકાર થયો; અને અહંકારથી ભૂત, વિષય, ઇંદ્રિયો, અંતઃકરણ ને દેવતા થયા; તે થકી વિરાટપુરુષ થયા ને તેની નાભિકમળમાંથી બ્રહ્મા થયા; ને તે બ્રહ્મા થકી મરીચ્યાદિક

+ વચનામૃત, કારિયાણી૦–૮ * વચનામૃત, ગ૦ પ્ર૦ પ્ર૦–૭

પ્રજાપતિ થયા; ને તે થકી કશ્યપ પ્રજાપતિ થયા અને તે થકી ઈંદ્રાદિક દેવતા થયા ને દૈત્ય થયા અને સ્થાવર-જંગમ સર્વે સૃષ્ટિ થઈ; અને પુરુષોત્તમ ભગવાન એ સર્વેમાં કારણપણે અંતર્યામીરૂપે પ્રવેશ કરીને રહ્યા છે; પણ જેવા અક્ષરમાં છે, તેવી રીતે પુરુષ-પ્રકૃતિમાં નથી; ને જેવા પુરુષ-પ્રકૃતિમાં છે, તેવા પ્રધાન-પુરુષમાં નથી; ને જેવા પ્રધાન-પુરુષમાં છે, તેવા મહત્તત્ત્વાદિ ચોવીસ તત્ત્વમાં નથી; અને જેવા ચોવીસ તત્ત્વમાં છે, તેવા વિરાટપુરુષમાં નથી; ને જેવા વિરાટપુરુષમાં છે, તેવા બ્રહ્મામાં નથી; ને જેવા બ્રહ્મામાં છે, તેવા મરીચ્યાદિકમાં નથી; ને જેવા મરીચ્યાદિકમાં છે, તેવા કશ્યપમાં નથી; ને જેવા કશ્યપમાં છે, તેવા ઈંદ્રાદિક દેવતામાં નથી; ને જેવા ઈંદ્રાદિક દેવતામાં છે, તેવા, મનુષ્યમાં નથી; જેવા મનુષ્યમાં છે, તેવા પશુંપક્ષીમાં નથી—એવી રીતે પુરુષોત્તમ ભગવાન તારતમ્યતાએ સર્વમાં કારણપણે અંતર્યામીરૂપે કરીને રહ્યા છે. જેમ કાષ્ઠને વિષે અગ્નિ રહ્યો છે-તે મોટા કાષ્ઠમાં મોટો અગ્નિ રહ્યો છે, ને લાંબા કાષ્ઠમાં લાંબો અગ્નિ રહ્યો છે, ને વાંકા કાષ્ઠમાં વાંકો અગ્નિ રહ્યો છે, તેમ એ પુરુષોત્તમ ભગવાન છે; તે જે દ્વારે જેટલું કાર્ય કરાવવું હોય, તેને વિષે તેટલી સામર્થીયુક્ત થકા રહે છે. અને અક્ષર ને પુરુષપ્રકૃતિ આદિ સર્વને વિષે પુરુષોત્તમ ભગવાન અંતર્યામીરૂપે રહ્યા છે, પણ પાત્રની તારતમ્યતાએ કરીને સામર્થ્યમાં તારતમ્યપણું છે; એવી રીતે એક પુરુષોત્તમ ભગવાન છે તે અંતર્યામીરૂપે કરીને એ સર્વેને વિષે પ્રવેશ કરીને રહ્યા છે, પણ જીવ ઈશ્વરપણાને પોતે પામીને બહુ રૂપે નથી થયા; એવી રીતે એ શ્રુતિનો અર્થ સમજવો.'' ×

---

× વચનામૃત, ગ૦ પ્ર૦ પ્ર૦-૪૧

' સરખાવો:—'स्वकृतविचित्रयोनिषु विशन्निव हेतुतया, तरतमतश्चकास्त्यनलवत्स्वकृतानुकृति ।' —वेदस्तुति

એકલા વેદાંતથી પરમાત્માના સ્વરૂપનો નિર્ણય કરે,-તોપણ યથાર્થ નિર્ણય થઈ શકે નહિ-જ્યારે સાંખ્ય, યોગ, વેદાંત ને પંચરાત્ર એ ચારે શાસ્ત્રથી નિર્ણય કરે, ત્યારે જ સાચો નિર્ણય થઈ શકે છે ને ત્યારે જ તે સાધક પરિપૂર્ણ જ્ઞાની કહેવાય છે. તે વિષે પોતે કહે છે: "સાંખ્ય, યોગ, વેદાંત અને પંચરાત્ર એ ચાર શાસ્ત્રે કરીને જે ભગવાનના સ્વરૂપને સમજે, તે પૂરો જ્ઞાની કહેવાય......અને જો એ ચારમાંથી એકને મૂકી દે, તો પોણો જ્ઞાની કહેવાય; ને બેને મૂકી દે, તો અર્ધો જ્ઞાની કહેવાય; ને ત્રણને મૂકી દે, તો પા જ્ઞાની કહેવાય; ને ચારેને મૂકીને જે પોતાના મનની કલ્પનાએ કરીને ગમે તેવી રીતે શાસ્ત્રને સમજીને વર્તે છે-અને તે જો વેદાંતી છે અથવા ઉપાસનાવાળો છે-તો તે બે ય ભુલા પડ્યા છે; પણ કલ્યાણનો માર્ગ એ બેમાંથી કોઈને જડ્યો નથી: માટે એ વેદાંતી દંભી જ્ઞાની છે અને એ ઉપાસનાવાળો દંભી ભક્ત છે;......ચાર શાસ્ત્રમાંથી ત્રણ શાસ્ત્રને મૂકીને એક સાંખ્યશાસ્ત્રે કરીને જ ભગવાનના સ્વરૂપને સમજે તો એ બાધ આવે, જે-સાંખ્યશાસ્ત્રમાં જીવ-ઈશ્વરને તત્ત્વથી નોખા નથી કહ્યા; તે જ્યારે તત્ત્વનો નિષેધ કરીને તત્ત્વથી પોતાના જીવાત્માને નોખો સમજે, ત્યારે પચીસમો પોતાનો જીવાત્મા સમજાય, પણ ભગવાન ન સમજાય; અને જો એકલે યોગશાસ્ત્રે કરીને જ ભગવાનના સ્વરૂપને સમજે તો એ દોષ આવે, જે-'યોગશાસ્ત્રે ભગવાનને મૂર્તિમાન કહ્યા છે, તેને પરિચ્છિન્ન સમજે પણ સર્વાન્તર્યામી અને પરિપૂર્ણ ન સમજે; અને જો એક વેદાંતશાસ્ત્રે કરીને જ ભગવાનના સ્વરૂપને સમજે તો એ દોષ આવે, જે-'જે ભગવાનને સર્વકારણ, સર્વવ્યાપક અને નિર્ગુણ કહ્યા છે, તેને નિરાકાર સમજે; પણ પ્રાકૃત કરચરણાદિકે રહિત અને દિવ્ય અવયવે સહિત એવો સનાતન જે ભગવાનનો આકાર છે, તેને ન સમજે'; અને

જો એકલે પંચરાત્રશાસ્ત્રે કરીને જ ભગવાનના સ્વરૂપને સમજે તો એવો દોષ આવે, જે-'જે ભગવાનના અવતારને વિષે ભક્તિ કહી છે, તેને વિષે મનુષ્યભાવ આવે તથા એક દેશસ્થપણું સમજાઈ જાય, પણ સર્વાન્તર્યામીપણું ને પરિપૂર્ણપણું ન સમજાય'; માટે એ સર્વે શાસ્ત્રે કરીને જો ભગવાનને ન સમજે, તો આવા દોષ આવે છે; અને જો એ સર્વે શાસ્ત્રે કરીને સમજે, તો જે એક એક શાસ્ત્રની સમજણે કરીને દોષ આવે છે તે બીજા શાસ્ત્રની સમજણે કરીને ટળી જાય છે; માટે એ ચારે શાસ્ત્રે કરીને જે સમજે, તે પરિપૂર્ણ જ્ઞાની કહેવાય..." *

પરમાત્મા એક જ છે; પરમાત્માને ભજી ભજી જીવ પરમાત્માના સાધર્મ્યપણાને પામે છે, પણ પરમાત્મા જેવો થવા કોઈ સમર્થ નથી; તે પોતે કહ્યું છે: "...જો એ ભગવાન જેવા જ થાય તો, ભગવાન ઘણાક થાય, ત્યારે તો જગતની સ્થિતિ એક જાતની જ ન રહે; કેમ જે એક ભગવાન કહેશે: 'હું જગતની ઉત્પત્તિ કરીશ' અને વળી એક ભગવાન કહેશે: 'હું જગતનો પ્રલય કરીશ'; અને વળી એક ભગવાન કહેશે: 'હું વરસાદ કરીશ' ને બીજો કહેશે: 'હું નહિ કરું'; ને એક કહેશે: 'હું માણસના ધર્મ પશુમાં કરીશ' ને બીજો કહેશે: 'હું પશુના ધર્મ માણસમાં કરીશ' એવી રીતે સ્થિતિ ન રહે; અને આ તો જુઓને જગતમાં કેવી રીતે બરાબર અદ્દલ પ્રમાણે સર્વ ક્રિયાની પ્રવૃત્તિ થાય છે, પણ તલભાર પણ ફેર પડતો નથી; માટે સર્વ ક્રિયાના પ્રવર્તાવનારા ને સર્વના સ્વામી એક જ ભગવાન છે તથા ભગવાન સંગાથે બીજાને દાવ બંધાય એમ પણ નથી જણાતું; માટે ભગવાન તે એક જ છે, પણ બીજો એ જેવો થતો નથી." ×

**શ્રી સ્વામીનારાયણ ભગવાન, પરમધ્યેય મૂર્તિ, ઉપાસ્ય**

* ગ૦, પ્ર૦ પ્ર૦-૫૨ × વચનામૃત; ગઢડા, અંત્ય પ્રકરણ-૩૯

ઇષ્ટદેવ, અવતારી, પરબ્રહ્મ છે, એવું આ સંપ્રદાયના અનુયાયીઓનું દૃઢ મંતવ્ય છે. વળી આ પૃથ્વી પર જે અવતારો થાય છે, તે પણ એમના જ છે; એમનામાંથી પ્રકટ થાય છે ને એમને વિષે લીન થાય છે. આ નિશ્ચયાત્મક બુદ્ધિ, આ માહાત્મ્ય ને આ નિષ્ઠા એ જ સંપ્રદાયનો દિવ્ય આધારસ્તંભ છે.

હવે આપણે 'વૈરાગ્ય'નું સ્વરૂપ વિચારીશું.

## (૮) વૈરાગ્ય

'વૈરાગ્ય'ની વ્યાખ્યા પોતે જ કરી છે: "શ્રીકૃષ્ણ ભગવાન વિના અન્ય પદાર્થમાં પ્રીતિ નહિ, તે વૈરાગ્ય જાણવો." * વૈરાગ્ય પણ જ્ઞાને યુક્ત હોવો જોઈએ, એવો ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો સિદ્ધાંત છે. "આત્મા પરમાત્માના જ્ઞાનમાંથી જે વૈરાગ્ય ઉપજે, તે વૈરાગ્ય ખરો; અને એ વિના બીજો જે વૈરાગ્ય, તે તો ઉપરથી જણાય, પણ એમાં બળ નહિ; બળ તો જ્ઞાનાંશથી જે વૈરાગ્ય ઉપજે છે, તેમાં જ હોય છે......" × "સદ્‌ગ્રંથ અને સત્પુરુષનાં વચન, તેને સાંભળીને જેને ચટકી લાગે, ને તે પાછી મટે જ નહિ એવી ચટકી, વૈરાગ્યનો હેતુ છે; અને જેને ચટકી લાગીને થોડા દિવસ કેડે ટળી જતી હોય, તેને તો એ ચટકીનો વૈરાગ્ય ખુવાર કરે; કેમ જે જ્યારે ચટકી લાગે, ત્યારે ઘર મૂકીને જતો રહે; પછી ભેખ લીધા કેડે, તે ચટકી લાગી હોય તે ઊતરી જાય, અને પછવાડે ઘર તો ધૂળધાણી થઈ ગયું હોય; પછી જેમ ધોબીનો કૂતરો વાટનો નહિ ને ઘાટનો નહિ, તેમ તે પુરુષ ઉભયભ્રષ્ટ થાય છે..." + "આત્મનિષ્ઠા હોય અને ભગવાનની મૂર્તિનું

* શિક્ષાપત્રી, શ્લોક–૧૦૪ × વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ–૩૪
+ વચનામૃત, કારિયાણી–૭

યથાર્થ જ્ઞાન હોય; પછી એમ વિચારે, જે 'હું તો આત્મા છું, સચ્ચિદાનંદરૂપ છું અને પિંડ બ્રહ્માંડ તો માયિક છે ને નાશવંત છે; માટે હું ક્યાં ને એ પિંડ બ્રહ્માંડ ક્યાં? અને મારા ઇષ્ટદેવ જે પુરુષોત્તમ ભગવાન તે તો અનંત કોટિ બ્રહ્માંડના આધાર જે અક્ષર, તે થકી પણ પર છે; તે ભગવાનનો મારે દઢ આશરો થયો છે'; એવા વિચારમાંથી જે વૈરાગ્ય ઉદય થાય, તે વૈરાગ્ય જ્ઞાને યુક્ત કહેવાય; ને એ વૈરાગ્યનો કોઈ કાળે નાશ ન થાય; જેમ–અગ્નિ બળતો હોય, તેને માથે જળ પડે તો ઓલાઈ જાય; અને વડવાનલ અગ્નિ સમુદ્રને વિષે છે, તે જળનો ઓલાવ્યો ઓલાતો નથી; તેમ જ્ઞાને યુક્ત વૈરાગ્ય છે, તે વડવાનલ અગ્નિ તથા વીજળીના અગ્નિ જેવો છે; તે કોઈ કાળે ઓલાય નહિ અને તે વિનાં બીજા વૈરાગ્યનો તો વિશ્વાસ આવે નહિ."÷ '......આત્મજ્ઞાન અને પરમાત્માનું જ્ઞાન તેમાંથી જે વૈરાગ્ય પ્રકટે તે વૈરાગ્યે કરીને સર્વ વિષયસુખની વાસનાની નિવૃત્તિ થઈ જાય છે અને જેણે એવી રીતે સમજીને વિષયસુખનો ત્યાગ કર્યો, તેને પાછી વિષયમાં પ્રીતિ થાય જ નહિ અને એનું જ મન જિતાણું કહેવાય...."* "આત્મનિષ્ઠા અને ભગવાનના માહાત્મ્યનું જ્ઞાન એ બે સિદ્ધ થાય, તેમાંથી જે વૈરાગ્ય થાય છે, તેણે કરીને ભગવાન વિના બીજા સર્વ પદાર્થમાંથી પ્રીતિ ટળી જઈ એક ભગવાનમાં જ પ્રીતિ થાય છે......."×

"ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના":—ભગવાન શ્રી સહજાનંદ સ્વામી કહે છે: 'જેને પરમેશ્વરને વિષે પ્રીતિ હોય, તેને તો પરમેશ્વર વિના બીજા કોઈ પદાર્થમાં પ્રીતિ ન હોય અને પરમેશ્વર વિના બીજું જે જે પદાર્થ અધિક

---

÷ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ–૭૩ * વચનામૃત, સારંગપુર૦–૧
× વચનામૃત, ગઢડા, અંત્ય પ્ર૦–૩૯

જણાય, તેનો જે અતિશય ત્યાગ કરે, તે ત્યાગ ખરો છે; અને તે પદાર્થ નાનું હોય અથવા મોટું હોય, પણ તેનો જે ત્યાગ કરવો, તેનું જ નામ ત્યાગ કહેવાય; અને જે પદાર્થ ભગવાનના ભજનમાં આડું આવતું હોય, તેને તો ન તજી શકે ને બીજે ઉપરથી તો ઘણો ત્યાગ કરે, પણ તેનો તે ત્યાગ વૃથા છે;' અને એમ કંઈ જાણવું નહિ, જે 'સારું પદાર્થ હોય તે જ ભગવાનના ભજનમાં આડ કરે ને નઠારું પદાર્થ હોય તે ન કરે.' એ તો જીવનો એવો સ્વભાવ છે, જે 'જેમ કોઈકને ગળ્યું ભાવે, કોઈકને ખારું ભાવે, કોઈકને ખાટું ભાવે, કોઈકને કડવું ભાવે; તેમ જીવની તો એવી તુચ્છ બુદ્ધિ છે, તે અલ્પ પદાર્થ હોય તેને પણ ભગવાન કરતાં અધિક વહાલું કરી·· રાખે છે......"+

વળી પોતે કહે છે: "અમે તો એમ માન્યું છે, જે 'મન નિર્વાસનિક જોઈએ અને દેહે કરીને ગમે તેટલી પ્રવૃત્તિ હોય ને તેનું મન જો શુદ્ધ છે, તો તેનું અતિ ભૂંડું થાય નહિ; અને બહાર લોકમાં તો, તે પ્રવૃત્તિવાળાનું ભૂંડા જેવું જણાય; અને જેને મનમાં વાસના હોય ને તે બહાર સારી પેઠે નિવૃત્તિપરાયણ વર્તતો હોય, તો તેનું બહાર લોકમાં તો સારું જણાય, પણ તેના જીવનું અતિ ભૂંડું થાય; કેમ જે, મૂઆ ટાણે તો જેવા મનમાં સંકલ્પ હોય તેવા સ્ફૂરી આવે; જેમ ભરતજીને અંતકાળે મૃગનું બાળક સ્ફૂરી આવ્યું, ત્યારે તે મૃગના આકારે થઈ ગયા. અને પ્રથમ રાજ્ય મેલ્યું હતું ને ઋષભદેવ ભગવાન તો પોતાના બાપ હતા, તોપણ એમ થયું; માટે મને કરીને નિર્વાસનિક રહેવું એ અમારો મત છે; અને જે ઉપવાસ કરવા તેણે કરીને દેહ દુર્બળ થાય, ત્યારે મન દુર્બળ થાય તો ખરું; પણ

+ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ–૫૭

જ્યારે દેહ પુષ્ટ થાય ત્યારે વળી મન પુષ્ટ થાય; માટે દેહે કરીને ત્યાગ અને મને કરીને ત્યાગ એ બે ભેળા જોઈએ. અને ગૃહસ્થ હોય તેણે પણ દેહે કરીને વ્યવહાર કરવો ને મને કરીને તો ત્યાગીની પેઠે જ નિર્વાસનિક રહેવું ને ભગવાનનું ચિંતવન કરવું ને વ્યવહાર તો ભગવાનના વચને કરીને રાખવો; અને મનનો ત્યાગ સાચો ન હોય તો જનક જેવા રાજા હતા તે રાજ્ય કરતા, ને મન તો મોટા યોગેશ્વર જેવું હતું; તે માટે મને કરીને ત્યાગ તે જ ઠીક છે... જેનું મન નિર્વાસનિક ન હોય ને દેહે કરીને તો વ્રત-તપ કરે, તો પણ તેનું અતિશય સારું થતું નથી......*...............

વળી પોતે કહે છે-“મનનો વિશ્વાસ ન કરવો, એવો ત્યાગ અમને ગમે છે”, “ઋષભદેવ ભગવાન, વાસુદેવ સંગાથે એકાત્મતાને પામ્યા હતા, તોપણ જ્યારે સિદ્ધિઓ આવી પ્રાપ્ત થઈ, ત્યારે પોતે ભગવાન હતા, તો પણ બીજા ત્યાગીની શિક્ષાને અર્થે, તે સિદ્ધિઓને ગ્રહણ ન કરતા હવા; તે શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે: ‘યોગી સિદ્ધ થયો હોય ને પોતાનું મન વશ થયું હોય, તોપણ તે મનનો વિશ્વાસ ન કરવો’, કારણ કે તેનો વિશ્વાસ કરવાથી મોટા સૌભરી વગેરે ઋષિઓનું ઘણા કાળથી સંગ્રહ કરી રાખેલું તપ નાશ પામી ગયું છે. મનનો વિશ્વાસ કરનાર યોગીનુ મન, કામને તથા તેને અનુસરનારા ક્રોધાદિક શત્રુઓને અવકાશ આપી, યોગીને યોગમાંથી ભ્રષ્ટ કરે છે—વિશ્વાસ કરનારા પતિનો પુંશ્ચલી સ્ત્રી જારપુરુષને અવકાશ આપી ઘાત કરાવે છે તેમ.”+

“જે ભગવાનને ભજે, તેણે દૃઢ વૈરાગ્ય અને આત્મ-

---

* વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૩૮

+ વચનામૃત, લોયા૦-૧૪ (શ્રીમદ્‌ભાગવત, પંચમ સ્કંધ, અધ્યાય ૬, શ્લોક-૩,૪)

નિષ્ઠા રાખવાં જોઈએ; તેમાં જો વૈરાગ્ય ન હોય તો જ્યારે મનગમતું પદાર્થ મળે, ત્યારે જેમ ભગવાનમાં પ્રીતિ કરે છે, તેમ બીજા પદાર્થમાં પણ ભગવાનના જેવી પ્રીતિ થઈ જાય; અને જો આત્મનિષ્ઠા ન હોય તો જ્યારે દેહમાં સુખ-દુઃખ આવે, ત્યારે એ ભક્તની વૃત્તિઓ ચૂંથાઈ જાય; પછી જેને સુખદાયી જાણે તેમાં પ્રીતિ કરે અને જેને દુઃખદાયી જાણે, તે સાથે દ્વેષ કરે; એવી રીતે એની બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય; માટે ભગવાનના ભક્તને આત્મનિષ્ઠા અને વૈરાગ્ય એ બે અતિશય દઢ જોઈએ; શા સારુ જે વૈરાગ્યે કરીને તો ભગવાનની મૂર્તિ વિના બીજા માયિક આકાર માત્ર ખોટા થઈ જાય છે; ને આત્મનિષ્ઠાએ કરીને માયિક સુખદુઃખ તે ખોટાં થઈ જાય છે; અને જેને વૈરાગ્ય ને આત્મ-નિષ્ઠા ન હોય તેને તો નિર્વિકલ્પ સમાધિ થઈ હોય, તો પણ જ્યાં સુધી સમાધિમાં રહે ત્યાં સુધી સુખશાંતિ રહે ને જ્યારે સમાધિમાંથી બહાર નીસરે ત્યારે......સારા પદાર્થને જોઈને ચાળા ચૂંથવા માંડે." +

"વૈરાગ્ય કરતાં પણ પરમેશ્વરે બાંધેલા નિયમોમાં રહેવાથી પંચવિષય સહેલાઈથી જિતાય છે" એવો ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો સિદ્ધાંત છે. પોતે કહે છે: 'વૈરાગ્ય હોય અથવા ન હોય, પણ જો પરમેશ્વરે કહ્યા એવા જે નિયમ તેને વિષે ખબરદાર રહે, તો પંચવિષય જિતાય છે; અને જો શબ્દ થકી વૈરાગ્યે કરીને વૃત્તિ પાછી વાળે, તો ઘણો પ્રયાસ કરે તોપણ શબ્દ સંભળાય ખરો; અને કાનને બીડી સેતો સહજે શબ્દ સંભળાય નહિ; તેમ જ અયોગ્ય પદાર્થને ત્વચાએ કરીને અડે નહિ, તો સહેજે સ્પર્શ જિતાય; તેમ જ અયોગ્ય વસ્તુ હોય, તેને નેત્રે કરીને જુએ નહિ તો

+ વચનામૃત, ગ૦, અંત્ય૦ ૫૦-૧

સહેજે રૂપ જિતાય; તેમ જ જે જે સ્વાદુ ભોજન હોય તેને મેળાવી પાણી નાખીને જમે (ત્યાગી હોય તે) તથા યુક્ત આહાર કરે, એટલે સહેજે જ રસના જિતાય: તેમ જ અયોગ્ય ગંધ હોય ત્યાં નાકને ખીડી લે, તો સહેજે ગંધ જિતાય; એવી રીતે નિયમે કરીને પંચવિષય જિતાય છે; અને જો નિયમમાં ન રહે તો ગમે તેવો વૈરાગ્યવાન હોય તથા જ્ઞાની હોય, તોપણ તેનો (ઠેકાણું) રહે નહિ; માટે વિષય જીત્યાનું કારણ તો પરમેશ્વરના બાંધેલા જે નિયમ તે જ છે; તેમાં પણ મંદ વૈરાગ્યવાળાને તો નિયમમાં રહેવું એ જ ઊગર્યાનો ઉપાય છે—જેમ માંદો હોય તે કરી પાળીને ઔષધ ખાય તો જ નિરોગી થાય;...... ઇંદ્રિયોની તીક્ષ્ણતા ટાળ્યાનો એ જ ઉપાય છે, જે પરમેશ્વરે ત્યાગીના ને ગૃહસ્થના જે નિયમ બાંધ્યા છે, તેમાં સર્વે ઇંદ્રિયોને મરડીને રાખે, તો સહેજે જ ઇંદ્રિયોની તીક્ષ્ણતા મટી જાય; અને શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસના ને ઘ્રાણ એ પાંચે ઇંદ્રિયોને જ્યારે કુમાર્ગમાં ન જવા દે, ત્યારે ઇંદ્રિયોના આહાર શુદ્ધ થાય છે: તે કેડે અંતઃકરણ પણ શુદ્ધ થાય છે; માટે વૈરાગ્યનું બળ હોય અથવા ન હોય, તોપણ જો ઇંદ્રિયોને વશ કરીને પરમેશ્વરના નિયમમાં રાખે, તો જેમ તીવ્ર વૈરાગ્યે કરીને વિષય જિતાય છે, તેથી પણ તે નિયમવાળાને વિશેષે વિષય જિતાય છે; માટે પરમેશ્વરના બાંધેલ જે નિયમ, તેને જ અતિ દૃઢ કરીને રાખવા..." ×

વળી પોતે કહે છે: "......જેના જેવા નિયમ કહ્યા છે તેમાં સાવધાનપણે વર્તે; તે નિયમ કયા તો એક તો સ્વધર્મ સંબંધી નિયમ, તે કેમ તો જેમ, આત્મનિવેદી સાધુ બ્રહ્મચારીના નિયમ છે, તેમ જ આત્મનિવેદી ન હોય, તોપણ સ્ત્રીને ન જોવાનો નિયમ રાખે તથા સ્ત્રીની વાર્તા ન સાંભળવાનો

× વચનામૃત, ગઢડા, ગધ્ય ૫૦-૧૬

નિયમ રાખે; એવી રીતે પંચવિષયના ત્યાગ સંબંધી નિયમને દૃઢપણે સાવધાન થકો પાળે તથા ભગવાન અને ભગવાનના ભક્તની દેહે કરીને પરિચર્યા કરે તથા ભગવાનની કથા સાંભળે ઇત્યાદિ નવ પ્રકારની ભક્તિ સંબંધી જે નિયમ તેને પાળે; ત્યારે એના મનમાં પણ શુભ સંકલ્પ થવા લાગે; એવી રીતે બે પ્રકારના નિયમમાં જે વર્તે, તેને વૈરાગ્ય ને ભગવાનને વિષે પ્રીતિ એ બે ન હોય, તોપણ તે થાય......"*

જે સત્પુરુષની આજ્ઞાને વિષે વર્તે છે, તે જ રૂડા દેશકાળાદિકને વિષે રહ્યો છે અને તે જ આત્મસત્તારૂપે વર્તે છે. તે પોતે કહ્યું છે: "......મોટા પુરુષની બાંધેલ જે મર્યાદા, તેને લોપી કોઈ સુખી થનો નથી, માટે જેટલા ત્યાગી છે, તેણે તો ત્યાગીના ધર્મ પ્રમાણે વર્તવું; અને જેટલા ગૃહસ્થ હરિભક્ત છે, તેમણે ગૃહસ્થના ધર્મ પ્રમાણે વર્તવું; અને જેટલી બાઈઓ હરિભક્ત છે, તેમણે બાઈઓના ધર્મ પ્રમાણે વર્તવું. જો તે થકી ઓછું વર્તે, તોપણ સુખ ન થાય; અને જો તે થકી અધિક વર્તે, તોપણ સુખ ન થાય, શા માટે જે પરમેશ્વરના કહેલ જે ધર્મ, તે પ્રમાણે જ ગ્રંથમાં લખ્યું હોય; તેમાં કોઈ રીતે બાધ આવે એવું ન હોય; ને સુખે પળે એવું હોય; ને તેથી ઓછું અધિકું કરવા જાય તે કરનારો જરૂર દુઃખી થાય; માટે સત્પુરુષની આજ્ઞા પ્રમાણે જે રહે છે, તે જ રૂડા દેશકાળાદિકને વિષે રહ્યો છે; અને જે સત્પુરુષની આજ્ઞાથી બહાર પડ્યો, તે જ એને ભૂંડા દેશ કાળાદિકનો યોગ થયો છે માટે સત્પુરુષની આજ્ઞાને વિષે વર્તે છે, તે જ આત્મસત્તારૂપે વર્તે છે." ÷

ભગવાનમાં હેત થઈ જાય તો વૈરાગ્ય એની મેળે જ આવે છે. તે પોતે કહ્યું છે: "જો પ્રથમ જ ભગવાનમાં હેત

* વચનામૃત, ગઢડા, અંત્ય પ્ર૦-૩૪ ÷ વચનામૃત, ગઢડા, મધ્ય પ્ર૦-૫૧

થઈ જાય તો વિવેક ને વૈરાગ્ય તે હેતને યોગે કરીને પ્રકટ થાય છે;...માટે જો ભગવાનમાં દૃઢ હેત હોય, તો એની મેળે જ વૈરાગ્ય ને વિવેક થઈ આવે છે."×

**"જેણે સર્વ ઇંદ્રિયોને જીતીને વશ કર્યાં હોય, તે જ વૈરાગ્યવાન ને ધર્મવાળો જાણવો." એવો પોતાનો સિદ્ધાંત છે.** પોતે કહે છે: "વૈરાગ્ય ને સ્વધર્મે કરીને જેણે પોતાનાં ઇંદ્રિયોને વશ ન કર્યાં હોય, તો તે ભગવાન ને ભગવાનના ભક્તના સંગે રહ્યો થકો પણ દુઃખિયો રહે છે; શા માટે જે જેણે પોતાનાં ઇંદ્રિયો ન જીત્યાં હોય, તેને કોઈ ઠેકાણે સુખ થાય નહિ; અને ભગવાનની ભક્તિ કરતો હોય, તો પણ જ્યારે ઇંદ્રિયો વિષયમાં તણાઈ જાય, ત્યારે તે હરિભક્તના હૃદયમાં અતિ દુઃખ થાય છે; માટે સર્વ ઇંદ્રિયોને જીતીને વશ કરે તે જ સદા સુખીઓ રહે છે...જેનાં ઇંદ્રિયો વશ ન થયાં હોય તેને વૈરાગ્યવાન ને ધર્મવાળો ન જાણવો, એને જે વૈરાગ્યવાન ને ધર્મવાળો હોય તેને તો સર્વ ઇંદ્રિયો નિયમમાં હોય ને તે સદાય સુખીઓ હોય;...આ લોકમાં ને પરલોકમાં સદા સુખી પણ તે રહે છે. જે દૃઢ વૈરાગ્યવાન અને સ્વધર્મે યુક્ત હોય; અને એ બે સાધને કરીને જેણે સર્વે ઇંદ્રિયોને વશ કર્યાં હોય...+

**"ધર્મ ને વૈરાગ્ય સામાન્યપણે હોય, પરંતુ જાનકીજી જેવી નિર્દોષ બુદ્ધિ હોય, તે સમાગમ કરવા યોગ્ય છે; પરંતુ ધર્મ ને વૈરાગ્ય અતિ આકરા હોય, પણ જો સીતાજી જેવી સમજણ ન હોય, તો તેવાનો સમાગમ ન કરવો."** તે પોતે કહે છે: "જાનકીજીને રામચંદ્રજીએ વનવાસ દીધો,

× વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ–૧૪

+ વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ–૮

ત્યારે જાનકીજીએ અતિશય વિલાપ કરવા માંડ્યો; તે સમયે લક્ષ્મણજી પણ અતિશય દિલગીર થયા; પછી સીતાજી લક્ષ્મણજી પ્રત્યે બોલ્યાં : 'હું મારા દુઃખ સારુ નથી રોતી; હું તો રામચંદ્રજીના દુઃખ સારું રોઉં છું–શા માટે જે રઘુનાથજી અતિ કૃપાળુ છે, તે લોકાપવાદ સારુ મને વનમાં મૂકી; પણ હવે એમ વિચારતા હશે, જે 'સીતાને મેં વગર વાંકે વનમાં મૂકી છે' એમ જાણીને કૃપાળુ છે તે મનમાં બહુ દુ:ખ પામતા હશે; માટે રામચંદ્રજીને કહેજો : 'સીતાને તો કાંઈ દુઃખ નથી; વાલ્મીકિ-ઋષિના આશ્રમમાં જઈ સુખે તમારું ભજન કરશે'; માટે તમે સીતાને દુખે કરીને કાંઈ દુ:ખ પામશો મા' એમ સીતાજીએ લક્ષ્મણજી સંગાથે કહી મોકલ્યું; પણ કોઈ રીતે રામચંદ્રજીનો અવગુણ લીધો નહિ. એવી રીતે, જે ભગવાન ને ભગવાનના ભક્તનો અવગુણ લે નહિ, અને વૈરાગ્ય ને ધર્મ તે તો સામાન્યપણે હોય એવો એક હરિભક્ત તો છે; અને બીજો હરિભક્ત છે, તેને તો વૈરાગ્ય ને ધર્મ અતિ આકરા છે, પણ સીતાજીના જેવી સમજણ નથી. એ બે પ્રકારના હરિભક્તમાં પ્રથમના હરિભક્તનો અતિશય પ્રીતિએ કરીને સંગ કરવો, પણ બીજાનો ન કરવો."...*

મંદ વૈરાગ્ય અને તીવ્ર વૈરાગ્ય:—વેદની આજ્ઞા છે કે "જેને તીવ્ર વૈરાગ્ય હોય, તેણે બ્રહ્મચર્યપણા થકી જ સંન્યાસ કરવો; ને જેને મંદ વૈરાગ્ય હોય, તેણે વિષયભોગની તીક્ષ્ણતા ટાળ્યાને અર્થે ગૃહસ્થાશ્રમ કરવો, ને પછી વાનપ્રસ્થ થવું, ને પછી સંન્યાસ કરવો."÷ કળિવર્જ્ય ધર્મનિરૂપણના અધ્યાયમાં કળિયુગમાં કયા કયા આશ્રમ વર્જ્ય છે તેનું સવિસ્તર

* વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ-૧૧

÷ વચનામૃત, ગ૦, અંત્ય પ્ર૦-૨૯

નિરૂપણ કરેલું છે.× તે સર્વનો પૂર્વાપર વિચાર કરી ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ પોતાના આશ્રિતોને બે વિભાગમાં વહેંચી નાખ્યા. "સાંખ્યયોગી" અને "કર્મયોગી" જે તીવ્ર વૈરાગ્યવાળા હોય, જેને સંસાર અસાર લાગતો હોય, તેમણે દેહે કરીને તેમ જ મને કરીને માયિક પંચવિષયનો સંબંધ ત્યજી, વિષયોને વિષે દુઃખ, દોષ ને નાશવંતપણું રહેલું છે તેનો અખંડ વિચાર કરી, તેમાંથી આસક્તિ ટાળી, નિવૃત્તિ-પરાયણ રહી, પરમાત્માને વિષે જોડાઈ જવું; એવા જે હોય તે સાંખ્યયોગ ગ્રહણ કરે છે. આ માર્ગમાં ગૃહસ્થાશ્રમી સિવાય અન્ય સર્વનો સમાવેશ થઈ શકે. ગૃહસ્થાશ્રમી કર્મયોગી કહેવાય છે. આ વર્ગમાં રહેલાઓને પરમાત્માની આજ્ઞાથી અથવા પ્રારબ્ધ યોગે કરીને વ્યવહારમાં સ્રીનું પાણિ-ગ્રહણ કરી રહેવાનું થાય, પણ ઉત્તમ કર્મયોગી તો વિષયોમાં મનથી અનાસક્ત રહી ઉદાસ થકો વિષયોનું ગ્રહણ કરે. ભગવાનની આજ્ઞા પ્રમાણે સ્વવર્ણાશ્રમધર્માનુસાર પ્રવૃત્તિમાં રહી દેહ-નિર્વાહ માટે ઉદ્યમ કરે; પણ મનથી તો સાંખ્યયોગીની માફક નિર્વાસનિક રહી પરમાત્માને વિષે જોડાઈ જાય. ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો એવો સિદ્ધાંત છે, કે "મંદ વૈરાગ્યવાળાને સંસારનો ત્યાગ કરવો એ ઠીક નથી. ત્યાગ તો તીવ્ર વૈરાગ્ય-વાળાને કરવો તે ઠીક છે; મંદ વૈરાગ્યવાળો ત્યાગ કરે તો એનો ત્યાગ દેહ પર્યંત નભે નહિ; વર્ષે, બે વર્ષે, દશ વર્ષે તેના ત્યાગમાં વિઘ્ન જરૂર પડે;......પોતાને વિચારે તથા કોઈ રીતે તીવ્ર વૈરાગ્ય થાય નહિ...પણ જો એકાંતિક સંત સાથે અતિશય હેત થાય...તો વૈરાગ્ય ન હોય, તો પણ એનો ત્યાગ પાર પડે...." * વાસનાવાળા ત્યાગી (સાંખ્યયોગી)

× સ૦ જી૦ પ્ર૦-૫, અધ્યાય-૨૧

* વચનામૃત, ગ૦, અંત્ય પ્ર૦-૨૯

કરતાં ગૃહસ્થ (કર્મયોગી) શ્રેષ્ઠ છે. તે પોતે કહ્યું છે." ત્યાગી હોય તેને સારી પેઠે ખાવા મળે, ને જો કાચી મતિવાળો હોય, તો પાછી સંસારની વાસના હૃદયમાં ઉદય થાય, અથવા ઘણું દુ:ખ પડે, તો પણ પાછી સંસારની વાસના ઉદય થાય, એવા ત્યાગી કરતાં તો ગૃહસ્થ ઘણો સારો, કેમ જે ગૃહસ્થ ભક્તને જ્યારે દુ:ખ પડે અથવા ઘણું સુખ આવી પડે, ત્યારે તે એમ વિચાર રાખે, જે—'રખે મારે આમાથી બંધન થાય' એવું જાણીને તે સંસારમાંથી ઉદાસ રહે, માટે ત્યાગી તો તે ખરો, 'જેણે સંસાર મૂકયો ને પાછી સંસારની વાસના રહે જ નહિ'. અને ગૃહસ્થ તો વાસનાવાળા ત્યાગી કરતાં શ્રેષ્ઠ છે-જો ગૃહસ્થના ધર્મ સચવાય તો; પણ ગૃહસ્થના ધર્મ તો ઘણા કઠણ છે...."= "જનક વિદેહી હતા, તે પ્રવૃત્તિમાર્ગમાં હતા, તો પણ નિર્વિકાર હતા ..અને શુકદેવજીના પણ રાજા જનક ગુરુ કહેવાયા, . માટે ગૃહી ત્યાગીનો કાંઈ મેળ નથી, જેની સમજણ મોટી તેને જ સૌથી મોટો હરિભક્ત જાણવો."× "જેને ભગવાનની પ્રાપ્તિ થઈ છે, અને ગૃહસ્થાશ્રમી છે, તોપણ તે નિર્ગુણ કહેવાય; અને ત્યાગી હોય, તે પણ નિર્ગુણ છે; માટે ભગવાનને પામ્યાનો માર્ગ તે જ નિર્ગુણ માર્ગ છે; અને તે જે જે ભગવાન સંબંધી ક્રિયા કરે, તે સર્વે નિર્ગુણ છે"*.... એવા પ્રત્યક્ષ ભગવાનના નિશ્ચયવાળા જે સંત, તે નિવૃત્તિમાર્ગને વિષે પ્રવર્ત્યા હોય અથવા પ્રવૃત્તિમાર્ગને વિષે વર્તે, તોપણ એનું નિર્ગુણ જ સ્વરૂપ છે; જેમ નારદ ને સનકાદિક એ સર્વે નિવૃત્તિમાર્ગને વિષે પ્રવર્ત્યા અને સપ્તર્ષિ તથા જનકાદિક રાજા એ સર્વે પ્રવૃત્તિમાર્ગને વિષે પ્રવર્ત્યા, પણ એ સર્વેને ભગવાનના નિશ્ચયે

= વચનામૃત, ગ૦, પ્ર૦ ૫૦-૧૪ × વચનામૃત, વડતાલ ૨૦

* વચનામૃત, ગ૦, ગ૦ પ્ર૦-૮

કરીને નિર્ગુણ જાણવા; અને જે નિવૃત્તિ-માર્ગને વિષે પ્રવર્ત્યા હોય, ને જો ભગવાનનો નિશ્ચય ન હોય, તો તેને માયિક ગુણે કરીને સગુણ જાણવા; અને એમ જાણવું, જે આ અતિશય ત્યાગી જણાય છે પણ એને ભગવાનનો નિશ્ચય નથી; માટે એ અજ્ઞાની છે;......અને એ કામ, ક્રોધ, લોભાદિને ટાળવામાં સાવધાન વર્તતો હશે, તોપણ એના ટાળ્યા કામાદિ નહિ ટળે; અને તે અંતે ખરાબ થઈ નરકમાં જ જશે."×

"કેવળ નિવૃત્તિમાર્ગવાળા આત્મનિષ્ઠ ત્યાગી કરતાં ભગવાન અને ભગવાનના ભક્ત સંબંધી પ્રવૃત્તિમાર્ગ તેમાં પ્રવૃત્ત થનારા ત્યાગી શ્રેષ્ઠ છે." પોતે કહે છે: "જે કેવળ નિવૃત્તિધર્મવાળા ત્યાગી છે, ને ઉન્મત્તની પેઠે વર્તે છે, તે તો કેવળ આત્મનિષ્ઠાવાળા જાણવા; જે નિવૃત્તિ ધર્મવાળા ત્યાગી ભગવાનની ભક્તિ યુક્ત છે, તેણે તો પરમેશ્વરે કહ્યા એવા જે નિયમ, તેને વિષે રહીને ભગવાન ને ભગવાનના ભક્ત સંબંધી જે પ્રવૃત્તિમાર્ગ, તેને વિષે સાવધાન થઈને જોડાવું; અને એ ભગવાન ને ભગવાનના ભક્તોને અર્થે પ્રવૃત્તિમાર્ગમાં જોડાવું એવું નામ જ ભક્તિ છે; અને એવી પ્રવૃત્તિવાળા જે ત્યાગી, તેની બરોબર નિવૃત્તિમાર્ગવાળા જે કેવળ આત્મનિષ્ઠ ત્યાગી તે થઈ શકતા નથી;.....અને એ જે ભગવાનનો ભક્ત ત્યાગી, તેણે તો પરમેશ્વરના નિયમમાં રહીને પ્રવૃત્તિ-માર્ગને વિષે રહેવું; ને કામ, ક્રોધ, લોભ, મોહ, આશા, તૃષ્ણા, સ્વાદ એ આદિક જે વિકાર, તેનો ત્યાગ કરીને ભગવાન ને ભગવાનના ભક્તની સેવાને અર્થે પ્રવૃત્તિમાર્ગને વિષે વર્તવું; તો એને કોઈ જાતનું બંધન થાય નહિ; અને કેવળ આત્મનિષ્ઠાવાળો જે ત્યાગી, તે કરતાં તો આ ત્યાગી અતિશય શ્રેષ્ઠ છે ને ભગવાનની કૃપાનું પાત્ર છે."+ "ભગવાનના ભક્ત બે હોય-તેમાં એક તો

× વચનામૃત, ગ૦, મધ્ય પ્ર૦-૧૪ + વચનામૃત, વરતાલ૦-૧૭

નિવૃત્તિ પકડીને બેસી રહે ને કોઈને વચને કરીને દુઃખવે નહિ; અને એક તો પરમેશ્વર અથવા પરમેશ્વરના ભક્ત તેની અન્ન, વસ્ત્ર, પુષ્પાદિકે કરીને સેવા કર્યા કરે, પણ વચને કરીને કોઈને દુઃખવાય ખરું–એની રીતના બે ભક્ત છે; તેમાં જે વચને કરીને કોઈને દુઃખવે છે, પણ ભગવાન અથવા સંતની સેવા કરે છે, તે શ્રેષ્ઠ છે; અને નિવૃત્તિને વિષે રહે છે ને કોઈને દુઃખવતો નથી, ને તેથી ભગવાનની તથા સંતની કાંઈ સેવા થતી નથી, તેને અસમર્થ સરખો જાણવો; ને જે ટેલ–ચાકરી કરે, તેને તો ભક્તિવાળો કહીએ—તે ભક્તિવાળો શ્રેષ્ઠ છે." ÷

ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો એવો સિદ્ધાંત છે, કે 'તપ નિવૃત્તિધર્મ ને વૈરાગ્ય એ ત્રણે યુક્ત યોગાભ્યાસ હોય, તેને શુકજીના જેવી સિદ્ધદશા પ્રાપ્ત થાય છે; અને જેને તપ, નિવૃત્તિધર્મ ને વૈરાગ્ય એનું સામાન્યપણું હોય, અને ધર્મ, અર્થ ને કામરૂપ પ્રવૃત્તિમાર્ગમાં રહ્યો હોય, તેને તો સમાધિ થાય, તોપણ એકલું જ્ઞાન જ વૃદ્ધિ પામે, પણ ઇંદ્રિયોની શક્તિ વૃદ્ધિ પામીને સિદ્ધ દશા ન આવે......'*

વળી પોતે કહે છે: "જ્ઞાન વૈરાગ્યે કરીને સર્વ માયિક ઉપાધિ નિવૃત્ત પામે છે, ત્યારે એ જીવાત્મા કેવળ બ્રહ્મસત્તા માત્ર રહે છે;...પછી તે કાળે તો, એને જો શુદ્ધ સંપ્રદાયે કરીને ભગવાનનું જ્ઞાન પ્રાપ્ત થયું હોય અને ભગવાન ને ભગવાનના ભક્તનું માહાત્મ્ય યથાર્થ સમજાયું હોય.........તો ભગવાન ને ભગવાનના ભક્તને વિષે દયા ને પ્રીતિ નિરંતર રહે છે; કારણ કે જીવાત્માને સત્સંગનો પાશ લાગ્યો છે તે ટળતો નથી; અને તે બ્રહ્મરૂપ થાય છે, તોપણ નારદ, સનકાદિક ને શુકજીની પેઠે

÷ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્ર૦–૩૧

* વચનામૃત, ગઢડા, ગાંધ પ્રકરણ–૨૦

ભગવાન તથા ભગવાનના ભક્તને વિષે અતિશય દયા ને પ્રીતિએ યુક્ત વર્તે છે.

तं परिनिष्ठितोऽपि नैर्गुण्ये उत्तमश्लोकलीलया ।
गृहीतचेता राजर्षे आख्यानं यदधीतवान् ॥
તથા हरेर्गुणाक्षिप्तमति र्भ भगवान बादरायणिः ।
अध्यगान्महदाख्यानं नित्यं विष्णुजनप्रियः ॥
તથા आत्मारामाश्च मुनयो० તથા प्रायेणमुनयो राजन्०

તથા ગીતામાં કહ્યું છે:

'ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥'

ઇત્યાદિ ઘણા શ્લોકે કરીને પ્રતિપાદન કર્યું છે, જે 'ભગવાનના ભક્ત હોય તે જ્ઞાન-વૈરાગ્યે કરીને માયિક ઉપાધિનો ત્યાગ કરીને બ્રહ્મરૂપ થયા હોય, તોપણ ભગવાન તથા ભગવાનના ભક્તને વિષે દયા ને પ્રીતિ તેણે યુક્ત હોય છે.'

અને જે ભગવાનનો ભક્ત ન હોય, ને કેવળ આત્મજ્ઞાન ને વૈરાગ્યે કરીને માયિક ઉપાધિને ટાળીને સત્તામાત્ર વર્તતો હોય, તેને તો સાધન-દશાને વિષે ભગવાનની ઉપાસનાએ રહિત એવા જે કેવળ આત્મજ્ઞાની, તેના સંગરૂપ કુસંગનો પાશ લાગ્યો છે; માટે ભગવાન ને ભગવાનના ભક્તને વિષે દયા ને સ્નેહ થતાં નથી...જેમ અશ્વત્થામા બ્રહ્મરૂપ થયો હતો, પણ એને કુસંગ-નો પાશ લાગ્યો હતો; માટે શ્રીકૃષ્ણ ભગવાન ને તે ભગવાનના ભક્ત જે પાંડવ તેને વિષે દયા ને સ્નેહ થયાં નહિ; તેમ કેવળ જે આત્મજ્ઞાની છે તે બ્રહ્મરૂપ થાય છે, તોપણ તેને કુસંગનો પાશ જતો નથી; ને ભગવાન ને ભગવાનના ભક્તને તો માયિક ઉપાધિનો સંગ મટી જાય છે, તોપણ ભગવાન તથા ભગવાનના ભક્ત તેને વિષે અતિશય દયા ને પ્રીતિ વૃદ્ધિ

પામે છે, પણ કોઈ રીતે દયા ને પ્રીતિ ટળતી નથી—અખંડ રહે છે..........”×

હવે ‘ ભક્તિ ’નું સ્વરૂપ વિચારીશું.

## (૯) ભક્તિ

ભગવાનશ્રી સહજાનંદસ્વામી શિક્ષાપત્રીમાં કહે છેઃ— “ શ્રીકૃષ્ણ ભગવાનને વિષે માહાત્મ્ય-જ્ઞાને સહિત જે ઘણો સ્નેહ તે ભક્તિ જાણવી.”* “‘સ્નેહનું સ્વરૂપ તો એવું છે, કે જ્યાંત્યાં ચોંટે; ને દયાનો સ્વભાવ એવો છે, કે જ્યાંત્યાં દયા કરે ’; પણ સ્નેહ તો, પ્રકટ ભગવાન ને તેમના મળેલા સત્પુરુષોમાં કરવો, તે જ સ્નેહ મોક્ષ કરે; તે સિવાય અન્યને વિષે જે સ્નેહ તે બંધનકારી છે. ભરતજીએ (જડભરતે) મૃગલા ઉપર દયા લાવી સ્નેહ કર્યો, તો બંધન થયું ને મૃગલીને પેટે જન્મ લેવો પડ્યો;......જ્યારે વ્રજની ગોપીઓએ પરમાત્મા જે શ્રીકૃષ્ણ ભગવાન તેની સંગાથે કામ-બુદ્ધિએ કરીને પ્રીતિ કરી, તો પણ સર્વે ભગવાનની માયાને તરી ગઈ ને ભગવાનના ગુણાતીત દિવ્ય ધામને પામી...” + વળી પોતે કહે છે: “ ભગવાનની મૂર્તિની અખંડ સ્મૃતિ રહે એનું નામ સ્નેહ...અને જે ભક્તને ભગવાનને વિષે પરિપૂર્ણ સ્નેહ હોય, તેને ભગવાન વિના બીજો સંકલ્પ ન થાય;...ને જો જાણે અજાણે બીજો કાંઈક ઘાટ થાય, તો જેમ પંચામૃત ભોજન જમતો હોય તેમાં કોઈક કાંકરા તથા ધૂળનો ખોબો ભરીને નાખે ને જેવું વસમું લાગે; અથવા કપાળમાં ખળખળતો ડામ દે ને તે જેવો વસમો લાગે, તેવો ભગવાન વિના બીજો ઘાટ થાય તો વસમો લાગે. એવી રીતે જેને વર્તતું

× વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ-૩ * શિક્ષાપત્રી, શ્લોક-૧૦૩
+ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૪૨ તથા ગ૦, અંત્ય પ્ર૦-૩

હોય, તેને ભગવાનને વિષે પ્રીતિ છે એમ જાણવું..." ÷ વળી તેઓ કહે છે: "સ્નેહનું રૂપ તો એ છે, જે સ્નેહમાં કોઈ જાતનો વિચાર ન જોઈએ; અને જ્યારે જે ગુણ વિચારીને સ્નેહ કરે તે તો જ્યારે અવગુણ દેખે, ત્યારે તેનો સ્નેહ તૂટી જાય; માટે હેત તો જેમ થયું હોય તેમ ને તેમ રહેવા દેવું, પણ વિચાર કરીને વારે વારે સ્થાપન-ઉત્થાપન કરવું નહિ; ને મૂઢપણે ભગવાનને વિષે હેત કરવું; અને જે ગુણને વિચારીને હેત કરે, તે હેતનો વિશ્વાસ નહિ; માટે હેત તો જેમ દેહના સંબંધી સંગાથે છે, તેવું ભગવાનને વિષે કરવું; અને એ હેતને મૂઢપણાનું હેત કહીએ; અને ભગવાનનું માહાત્મ્ય જાણીને જે હેત થાય છે, તે તો બીજી જ રીતનું છે એમ જાણવું." *

"ભગવાનને વિષે સ્નેહ કરવો-પ્રીતિ કરવી-તે આત્માને સજાતિ જોઈએ" એવો ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો સિદ્ધાંત છે. પોતે કહે છે: "...મધ્વાચાર્ય, નિંબાર્ક ને વલ્લભાચાર્ય-એમણે આત્મારૂપે રહીને જે ભગવાનને વિષે પ્રીતિ કરવી એ પ્રીતિને બ્રહ્મસ્વરૂપ કહી છે..." × "ભગવાનને વિષે જે અતિશય પ્રીતિ એ ઘણી મોટી વાત છે; ભગવાનને વિષે પ્રીતિ તો તેની સાચી 'જેને ભગવાન વિના બીજા કોઈ પદાર્થને વિષે પ્રીતિ જ ન થાય';...અને જેને ભગવાન વિના બીજા પદાર્થમાં પ્રીતિ હોય, તેનો તો ઘણો જ પાયો કાચો છે;...જેને પંચવિષયમાં પ્રીતિ હોય તેને જ્યારે કુસંગનો યોગ થાય, ત્યારે કાંઈ ઠેકાણું રહે નહિ; માટે જે ભગવાનનો ભક્ત હોય, તેણે તો ભગવાનને રાજી કર્યા સારુ પંચવિષયનો અતિશય ત્યાગ કર્યો જોઈએ; પણ ભગવાનને વિષે જે પ્રીતિ તેમાં વિઘ્ન કરે, એવું કોઈ પદાર્થ

÷ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૪૪

* વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ-૫૭

× વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૪૩

વહાલું રાખવું નહિ." + "હેને કરીને ભગવાનને ભજવા એ ઠીક છે; પણ સારી પેઠે વિચારીને જોયું ત્યારે એમ જણાયું, જે હેત છે તે જ ભગવાનની માયા છે,...પછી એમ વિચાર થયો, જે 'શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ જે પંચવિષય છે તે બીજે ઠેકાણેથી મિથ્યા કરીને એક ભગવાનમાં જ આત્યંતિક સુખ જાણીને જોડ્યાં હોય, તો તે ઠીક છે—તે માયા નથી; પછી વળી તેમાં પણ વિચાર થયો, જે એ પણ ઠીક નહિ; કાં જે ભગવાનના રૂપ કરતાં અધિક રૂપ, અધિક સ્પર્શ, અધિક રસ, અધિક ગંધ, અધિક શબ્દ બીજાને વિષે જણાય, તો ભગવાનને મૂકીને તેને વિષે હેત થઈ જાય;...માટે જેની એક મતિ રહેતી ન હોય, તેણે પંચ ઇંદ્રિયોના વિષયના સુખ સંબંધે કરીને ભગવાનમા પ્રીતિ કરવી તે ઠીક નહિ;...અને જેને બુદ્ધિ હોય, તેણે ભગવાનમાં હેત કેમ કરવુ? તો જે ચોવીસ તત્ત્વ છે, તે થકી પોતાના જીવને પૃથક્ જાણવો; ને તે જીવને વિષે ખૂંતી રહી જે પંચ ઇંદ્રિયોની વૃત્તિઓ તેને ઉખાડી નાખીને, ઇંદ્રિયોની વૃત્તિ વિના જીવસત્તાપણે રહ્યા થકા નિર્ગુણપણે કરીને જેટલું ભગવાનમાં હેત થાય તેટલું કરવું;...તે કહ્યું છે:

नैर्गुण्यस्था रमन्ते स्म गुणानुकथने हरेः

એવી રીતના જે જ્ઞાની છે, તે ક્ષેત્ર ને ક્ષેત્રજ્ઞના રૂપને જાણી પોતે ક્ષેત્રજ્ઞરૂપ થઈ ભગવાનમાં પ્રીતિ કરે છે-તે ક્ષેત્ર તે શું તો સ્થૂળ, સૂક્ષ્મ ને કારણ એ ત્રણ દેહ, જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા-એ સર્વે ક્ષેત્ર છે; તે ક્ષેત્રને પોતાના આત્માથી પૃથક્ જાણે છે, જે-'એ મારે વિષે કોઈ દિવસ હોય નહિ; હું તો એનો જાણનારો છું ને અતિ શુદ્ધ છું...ચેતન છું અને એ ક્ષેત્ર તો અતિ મલિન છે, જડ છે, નાશવંત છે'; એમ

+ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ ૫૬

દઢપણે સમજીને એ સર્વથી વૈરાગ્ય પામી, સ્વધર્મે સહિત જે ભગવાનને વિષે ભક્તિ કરવી, તેને એકાંતિકી ભક્તિ કહીએ; અને એને જ્ઞાની કહીએ;... માટે કેવળ આત્મારૂપ થયે થકે જે ભગવાનને વિષે હેત થાય તે ઠીક છે, એમ અમારો સિદ્ધાંત છે; અને એવી રીતે જે ભગવાનમાં હેત કરે છે, તે અમને ગમે છે;......" ÷

"સ્નેહ તો હોય પણ જો માહાત્મ્ય-જ્ઞાન વિનાનો હોય, તો તે ભક્તિ ન કહેવાય." પોતે કહે છે: "માહાત્મ્ય-જ્ઞાન વિનાની ભક્તિ ઝાઝી જણાતી હોય, તો પણ અંતે નાશ થઈ જાય છે; જેમ દશબાર વર્ષની કન્યા હોય ને તેને ક્ષયરોગ થાય, પછી તે કન્યા યુવાન થયા મોર જ મરી જાય પણ યુવાન થાય નહિ, તેમ જેને માહાત્મ્ય વિનાની ભક્તિ હોય, તે પણ પરિપકવ થતી નથી, નાશ થઈ જાય છે; અને જેના હૃદયમાં માહાત્મ્યે સહિત ભક્તિ હોય, તો બીજા કલ્યાણકારી રૂડા ગુણ તેના હૃદયમાં સર્વે આવે છે, અને જો માહાત્મ્યે સહિત ભક્તિ જેના હૃદયમાં નથી, તો શમદમાદિક કલ્યાણકારી રૂડા ગુણ તેના હૃદયમાં છે, તો પણ નહિ જેવા જ છે; કેમ જે અંતે નાશ પામી જશે; માટે એક માહાત્મ્યે સહિત ભક્તિ હોય તો તેની વાસના પણ નિવૃત્ત થઈ જાય ને કલ્યાણકારી ગુણ સર્વે આવીને હૃદયને વિષે નિવાસ કરીને રહે; તે માટે માહાત્મ્યે સહિત જે ભગવાનની ભક્તિ એ જ વાસના ટાળ્યાનું મહા મોટું અચળ સાધન છે." *

સ્નેહ હોય પરંતુ જો તે પરમાત્માને વિષે જ ન હોય, તો તે ભક્તિ ન કહેવાય-પતિવ્રતાની ભક્તિ ન કહેવાય. તે પોતે કહ્યું છે: "કેવળ ભગવાનના સ્વરૂપમા પ્રીતિ હોય, એ

÷ વચનામૃત, પંચાળા-૩ * વચનામૃત, સારંગપુર-૫

પ્રતિવ્રતાની ભક્તિ છે ને એ જ સાચો રસિક ભક્ત છે;...... ભગવાનનાં રસિક કીર્તન ગાતાં ગાતાં જો એક ભગવાનના સ્વરૂપમાં જ રસ જણાય તો ઠીક છે–અને જો ભગવાનના સ્વરૂપ વિના બીજે ઠેકાણે રસ જણાય તો તો એમાં મોટી ખોટ છે, કેમ જે એ ભક્તને જેમ ભગવાનના શબ્દમાં હેત થાય છે ને તે શબ્દમાં રસ જણાય છે, તેમ જ ગીત–વાદિત્રના શબ્દમાં અથવા સ્ત્રી આદિકના શબ્દમાં રસ જણાય છે ને હેત થાય છે, માટે એ ભક્તને અવિવેકી જાણવો; અને ભગવાન અથવા ભગવાનના સંત, તેનાં જે વચન, તેને વિષે જેવો રસ જણાય છે, તેવો જ બીજા વિષયના શબ્દમાં રસ જણાય છે એવી જે મૂર્ખતા, તેનો ત્યાગ કરવો; અને એવી મૂર્ખતાનો ત્યાગ કરીને એક ભગવાનને શબ્દે કરીને જ સુખ માનવું, એવી જાતનો જે રસિક ભક્ત છે, તે ખરો છે; અને જેમ શબ્દ તેમ જ સ્પર્શ પણ એક ભગવાનનો જ ઇચ્છે, અને અન્ય સ્પર્શને તો કાળો નાગ તથા બળતો અગ્નિ, તે જેવો જાણે, ત્યારે તે રસિક ભક્ત સાચો; તેમ જ રૂપ પણ ભગવાનનું જોઈ પરમ આનંદ પામે, ને બીજા રૂપને તો જેવો નરકનો ઢગલો તથા સડેલ કૂતરું તેવું જાણે, એ રસિક ભકત સાચો; તેમ જ રસ પણ ભગવાનના મહાપ્રસાદનો હોય, તેણે કરીને પરમ આનંદ પામે, પણ બીજા જે નાના પ્રકારના રસ, તેને સ્વાદે કરી આનંદ ન પામે, તે રસિક ભકત સાચો, તેમ જ ભગવાનને ચઢ્યાં એવા જે તુલસી–પુષ્પના હાર તથા નાના પ્રકારની સુગંધીયુકત એવાં અત્તર–ચંદનાદિક, તેની સુગંધીને ગ્રહણ કરીને પરમ આનંદ પામે, પણ કોઈ અન્ય વિષયી જીવે દેહે અત્તર–ચંદનાદિક ચર્ચ્યાં હોય અથવા પુષ્પના હાર પહેર્યા હોય, તેના સુગંધને પામીને રાજી ન જ થાય– એવી રીતે પંચવિષય ભગવાન સંબંધી હોય, તેને વિષે અતિશય પ્રીતિવાન થાય, અને જગત સંબંધી જે પંચવિષય, તેને વિષે

અતિશય અભાવે મુક્ત વર્તે, તે રસિક ભક્ત સાચો છે; પણ રસિક ભક્ત થઈને જેમ ભગવાન સંબંધી વિષયને યોગે કરીને આનંદ પામે છે, તેમ જ અન્ય સંબંધી જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ તેને યોગે કરીને આનંદ પામે છે, તો એ ખોટો રસિક ભક્ત છે; કેમ જે જેમ ભગવાનને વિષે આનંદ પામ્યો, તેમ જ વિષયને વિષે પણ આનંદ પામ્યો; માટે એવા રસિકપણાને ને એવી ઉપાસનાને ખોટી કરી નાખવી; કાં જે ભગવાન તો કાંઈ ખોટા નથી, પણ એનો ભાવ ખોટો છે; જેવા અન્ય પદાર્થને જાણ્યા, તેવા જ ભગવાનને પણ જાણ્યા; માટે એની ભક્તિ ને એનું રસિકપણું તે ખોટું કહ્યું.

હવે જેમ સ્થૂળ દેહને વિષે ને જાગ્રત અવસ્થામાં પંચવિષયનો વિવેક કહ્યો, તેમ જ સૂક્ષ્મ દેહ અને સ્વપ્ન અવસ્થા, તેને વિષે સૂક્ષ્મ પંચવિષય છે; તે સ્વપ્નમાં જ્યારે ભગવાનની મૂર્તિને દેખીને તે ભગવાન સંબંધી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધે કરીને જેવો આનંદ પમાય, તેવોને તેવો જ, જો અન્ય પંચવિષયને દેખીને સ્વપ્નમાં આનંદ પમાય; તો તે ભક્તનું રસિકપણું ખોટું છે; અને સ્વપ્નમાં કેવળ ભગવાનને સંબંધે કરીને આનંદ પામતો હોય, અને અન્ય વિષયને વિષે ઊલટો અન્નની પેઠે અભાવ રહેતો હોય, તો એ રસિક ભક્ત સાચો છે; અને એમ ન જાણતો હોય, તો જે ભગવાન સ્વપ્નમાં દેખાયા તે તો સાચા છે પણ એ ભક્તને તો જેવો ભગવાનમાં પ્રેમ તેવો અન્ય વિષયમાં પ્રેમ છે માટે એની સમજણ ખોટી છે, અને એક ભગવાનના સ્વરૂપમાં લોભાઈ રહે ને બીજા વિષયમાં ન લોભાય, ને સમજણ સાચી છે; અને જ્યારે કેવળ ભગવાનનું ચિંતવન રહે છે, ત્યારે સે ચિંતવન કરતાં કરતાં શૂન્યભાવને પામી જાય છે; ત્યારે સે ભક્તને ભગવાનની મૂર્તિ વિના પિંડ બ્રહ્માંડ કાંઈ ભાસતું નથી; પછી એવા શૂન્યને વિષે ભગવાનની મૂર્તિને જોતાં જોતાં

થઈ આવે છે, ને તે પ્રકાશમાં ભગવાનની મૂર્તિ દેખાય છે; માટે **એવી રીતે કેવળ ભગવાનના સ્વરૂપમાં પ્રીતિ હોય, એ પતિવ્રતાની ભક્તિ છે.**"× "**પતિવ્રતાનું જે અંગ છે, તે તો વ્રજની ગોપીઓ જેવું જોઈએ;** જેમ ગોપીઓએ જે દિવસ થકી શ્રીકૃષ્ણ ભગવાનના ચરણારવિંદનો સ્પર્શ કર્યો, તે દિવસ થકી જેટલાં સંસાર સંબંધી જે સુખ, તે સર્વે ઝેર જેવાં થઈ ગયાં; તેમ જેને પતિવ્રતાના અંગની ભકિત હોય, તે ગમે તો ઇંદ્ર જેવો રૂપાળો પુરુષ હોય તથા દેવતા જેવો હોય તથા કોઈક રાજા હોય; ને તેને જ્યારે દેખે, ત્યારે જેમ સડેલ કૂતરાને દેખે અથવા વિષ્ટાને દેખે ત્યારે અતિશય ગ્લાનિ પામીને દૃષ્ટિ પાછી ખેંચી લે છે, તેમ દૃષ્ટિ પાછી ખેંચાઈ જાય તે ઉત્તમ પતિવ્રતાની રીત છે; તે માટે જેની એક ભગવાનને વિષે જ પતિભાવે કરીને વૃત્તિ જોડાણી છે, તેનું બીજા કોઈ પુરુષને દેખીને મન રાજી થાય જ નહિ.'* "જેમ પતિવ્રતા સ્ત્રી હોય તેને પોતાનો પતિ કંગાળ હોય, કુરૂપ હોય, રોગી કે વૃદ્ધ હોય, તોપણ બીજા જે તાલેવર, રૂપવાન ને યૌવનવાન પુરુષ હોય, તેને જોઈને લેશમાત્ર મનમાં ગુણ આવે નહિ; અને જે પતિવ્રતા હોય, તે તો બીજા પુરુષ સામું ભાવે કરીને જુએ અથવા હસીને બોલે, ત્યારે એનું પતિવ્રતાપણું નાશ પામે; અને તે પતિવ્રતાને ઘેર કોઈક પરૂણા આવ્યા હોય, તો તેને અન્ન–જળ આપે તથા પોતાના પતિના જે સંબંધી પુરુષ, તેને પણ અન્ન–જળ આપે, તે તો પતિના સંબંધી જાણીને આપે, પણ પોતાના પતિ જેવી બીજા પુરુષ માત્ર સંગાથે લેશમાત્ર પ્રીતિ ન હોય; અને પોતાના પતિના જેવો બીજા પુરુષનો ગુણ પણ ન આવે; ને પોતાના પતિની મરજી પ્રમાણે જ વર્તે; એવી રીતે પતિવ્રતા સ્ત્રીને

× વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ–૨૬

* વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ–૬૨

પોતાના પતિ સંગાથે દઢ ટેક છે; તેમ જ ભગવાનના ભક્તને પણ ભગવાન સંગાથે દઢ ટેક જોઈએ......એવી રીતે જે ભગવાનના ભક્તની ટેક હોય, તે પતિવ્રતાના જેવી ભક્તિ કહેવાય; અને જેનું અંગ એવું ન હોય તેની વ્યભિચારિણીના જેવી ભક્તિ કહેવાય; માટે જાણી જોઈને પોતાનું નાક કપાય એવી ભક્તિ ન કરવી; ભગવાનના ભક્તને તો સમજી વિચારીને પતિવ્રતાના જેવી દઢ ભક્તિ કરવી."× "ભગવાનને વિષે ભક્તિ તો જેવી ગોપીઓને હતી તેવી અમને ગમે છે..."÷ પોતે વળી કહે છે: "જેને ભક્તિનિષ્ઠા-પ્રધાન હોય તેને તો એક ભગવાનના સ્વરૂપને વિષે જ અતિશય દઢ પ્રીતિ વર્તે; અને તે ભગવાનના સ્વરૂપથી અન્ય એવા જે માયિક પદાર્થ, તેને વિષે પોતાના મનની વૃત્તિ ધારી શકે નહિ; અને પ્રેમે કરીને ભગવાનને વસ્ત્ર-અલંકારનું ધારણ કરે; અને તે ભક્તને ભગવાનનાં જે મનુષ્યચરિત્ર, તેના શ્રવણને વિષે અતિશય રુચિ વર્તે તથા ભગવાનની મૂર્તિના નિરૂપણને કરનારું જે શાસ્ત્ર, તેને વિષે અતિશય રુચિ વર્તે; અને જે ભક્તનો ભગવાનને વિષે પ્રેમ દેખે; તે ભક્તને વિષે જ તેને પ્રીતિ થાય; અને તે વિના તો પોતાના પુત્રાદિકને વિષે પણ ક્યારે ય પ્રીતિ ન થાય; અને તે ભક્તને ભગવાન સંબંધી ક્રિયાને વિષે જ નિરંતર પ્રવૃત્તિ હોય..."+

ભક્તિવાળાનાં લક્ષણ:—"જ્યારે જીવોના કલ્યાણને અર્થે ભગવાન મનુષ્ય જેવી મૂર્તિ ધરીને પૃથ્વીને વિષે વિચરે છે, ત્યારે ભગવાનનાં કેટલાંક ચરિત્ર તો દિવ્ય હોય ને કેટલાંક ચરિત્ર તો માયિક જેવાં હોય; તે જ્યારે ભગવાને કૃષ્ણાવતાર ધાર્યો, ત્યારે દેવકી-વસુદેવને ચતુર્ભુજ દર્શન દીધું, ગોવર્ધન તોળ્યો, કાળીય નાગને કાઢીને યમુનાજીનું જળ નિર્વિષ કર્યું,

× વચનામૃત, ગઢડા, અંત્ય પ્ર૦ ૧૧ ÷ વચનામૃત, લોયા૦-૧૪

+ વચનામૃત, ગઢડા, પ્ર૦ પ્ર૦-૪૭

બ્રહ્માનો મોહ નિવારણ કર્યો, અક્રૂરજીને યમુનાના જળને વિષે દર્શન દીધું તથા મલ્લ, હસ્તી, કંસાદિ દુષ્ટને મારીને સર્વે યાદવનું કષ્ટ નિવારણ કર્યું; તેમ જ રામાવતારને વિષે ધનુષ્ય ભાંગ્યું તથા રાવણાદિક દુષ્ટને મારીને સર્વે દેવતાનું કષ્ટ નિવારણ કર્યું ઇત્યાદિ જે પરાક્રમ, તે ભગવાનનાં દિવ્ય ચરિત્ર કહેવાય; અને સીતાહરણ થયું, ત્યારે રઘુનાથજી રોતા રોતા ઘેલા જેવા થઈ ગયા; તથા કૃષ્ણાવતારમાં કાળયવન આગળ ભાગ્યા તથા જરાસંધની આગળ હાર્યા ને પોતાની રાજધાની મથુરા તજી સમુદ્રના બેટમાં જઈ વસ્યા ઇત્યાદિ જે ભગવાનનાં ચરિત્ર, તે પ્રાકૃત જેવાં જણાય છે

**દિવ્ય ચરિત્ર હોય તેમાં તો પાપી હોય, તેને પણ દિવ્યપણું જણાય, પણ જ્યારે ભગવાન પ્રાકૃત ચરિત્ર કરે તેને વિષે પણ જેને દિવ્યપણું જણાય... ..ત્યારે તે પરમેશ્વરનો ભક્ત સાચો."** ભગવાને ગીતામાં પણ કહ્યું છે, કે 'હે અર્જુન, મારા જન્મને કર્મ દિવ્ય છે, તેને જે દિવ્ય જાણે, તે દેહને મૂકીને ફરી જન્મને-નથી પામતો, મને જ પામે છે.' માટે ભગવાન જે દિવ્ય ચરિત્ર કરે, તે તો ભક્ત ને અભક્ત બેયને દિવ્ય જણાય, પણ જ્યારે ભગવાન મનુષ્ય જેવાં પ્રાકૃત ચરિત્ર કરે, તોપણ તેને વિષે જેને દિવ્યપણું જણાય, પણ કોઈ રીતે ભગવાનના ચરિત્રમાં અભાવ આવે નહિ; એવી જેની બુદ્ધિ હોય, તેને પરમેશ્વરની ભક્તિ કહેવાય; અને એવી ભક્તિ કરે તે જ ભક્ત કહેવાય; અને એ શ્લોકમાં કહ્યું જે ફળ, તે આવા ભક્તને જ થાય છે; જેમ ગોપીઓ ભગવાનનાં ભક્ત હતાં, તો કોઈ રીતે ભગવાનનો અવગુણ લીધો જ નહિ; અને રાજા પરીક્ષિતે તો ગોપીઓની વાત સાંભળી, એટલામાં જ ભગવાનનો અવગુણ લીધો. પછી શુકજીએ ભગવાનનું સમર્થપણું દેખાડીને તે અવગુણને ખોટો કરી નાખ્યો; માટે જે જે ભગવાન ચરિત્ર

કરે, તે સર્વેને ગોપીઓની પેઠે દિવ્ય જાણે. પણ કોઈ રીતે પ્રાકૃત જાણીને અભાવ તો આવે જ નહિ, એવી જે ભક્તિ તે તો મહા-દુર્લભ છે...એક બે જન્મને સુકૃતે કરીને એવી ભક્તિ ન આવે—એ તો અનેક જન્મના શુભ સંસ્કાર જ્યારે ભેળા થાય છે, ત્યારે તેને ગોપીઓના સરખી ભક્તિ ઉદય થાય છે; અને એવી ભક્તિ છે તે જ પરમપદ છે, માટે આવી રીતની જે ભક્તિ, તે જ્ઞાન, વૈરાગ્ય થકી અધિક છે; અને જેના હૃદયને વિષે આવી રીતની ભક્તિ હોય, તેને ભગવાનને વિષે પ્રીતિમાં શું બાકી છે ? કાંઈ બાકી નથી."×

**ભક્તિમાં જેટલું દૈવત છે, તેટલું જ્ઞાન વૈરાગ્યમાં નથી;** તે પોતે કહ્યું છે: "ભગવાનના ભક્તને તો ભગવાનની ભક્તિ કરતાં આત્મજ્ઞાન, વૈરાગ્ય તથા ધર્મ તે જો અંતરાય કરતાં હોય, તો તેને પણ પાછાં પાડીને, ભગવાનની ભક્તિનું જ મુખ્ય-પણું રાખવું અને જો ભક્તિને વિષે સહાય થતા હોય તો તો એ ઠીક છે; એમ સમજે તે જ ભગવાનનો પૂરો ભક્ત કહેવાય." +

**ભક્તિમાં વિઘ્ન:**—"ભગવાનના ભક્તને, સ્ત્રી, ધન, દેહા-ભિમાન ને સ્વભાવ–એ ચાર વાનામાં કાચપ હોય, ને તે, ભગવાનની ભક્તિ કરતો હોય, તોપણ એની ભક્તિનો વિશ્વાસ નહિ, એની ભક્તિમાં જરૂર વિઘ્ન આવે; કેમ જે કયારેક એને સ્ત્રી–ધનનો યોગ થાય તો ભક્તિનો ઠા રહે નહિ ને તેમાં આસક્ત થઈ જાય; તથા દેહાધ્યાસ હોય તો જ્યારે દેહમાં રોગાદિક કષ્ટ પ્રાપ્ત થાય તથા અન્નવસ્ત્રાદિક ન મળે અથવા કોઈક કઠણ વર્તમાન પાળવાની આજ્ઞા થાય, ત્યારે પણ તેને ભક્તિમાં ભંગ થાય ને વિકળ થઈ જાય ને કાંઈ વિચાર ન રહે ને ચાળા

× વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ–૧૦
+ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ–૨૬

બ્રહ્માનો મોહ નિવારણ કર્યો, અક્રૂરજીને યમુનાના જળને વિષે દર્શન દીધું તથા મલ્લ, હસ્તી, કંસાદિ દુષ્ટને મારીને સર્વ યાદવનું કષ્ટ નિવારણ કર્યું; તેમ જ રામાવતારને વિષે ધનુષ્ય ભાંગ્યું તથા રાવણાદિક દુષ્ટને મારીને સર્વ દેવતાનું કષ્ટ નિવારણ કર્યું ઇત્યાદિ જે પરાક્રમ, તે ભગવાનનાં દિવ્ય ચરિત્ર કહેવાય; અને સીતાહરણ થયું, ત્યારે રઘુનાથજી રોતા રોતા ઘેલા જેવા થઈ ગયા; તથા કૃષ્ણાવતારમાં કાળયવન આગળ ભાગ્યા તથા જરાસંધની આગળ હાર્યા ને પોતાની રાજધાની મથુરા તજી સમુદ્રના બેટમાં જઈ વસ્યા ઇત્યાદિ જે ભગવાનનાં ચરિત્ર, તે પ્રાકૃત જેવાં જણાય છે.

**દિવ્ય ચરિત્ર હોય તેમાં તો પાપી હોય, તેને પણ દિવ્યપણું જણાય, પણ જ્યારે ભગવાન પ્રાકૃત ચરિત્ર કરે તેને વિષે પણ જેને દિવ્યપણું જણાય... ..ત્યારે તે પરમેશ્વરનો ભક્ત સાચો."** ભગવાને ગીતામાં પણ કહ્યું છે, કે 'હે અર્જુન, મારા જન્મને કર્મ દિવ્ય છે, તેને જે દિવ્ય જાણે, તે દેહને મૂકીને ફરી જન્મને-નથી પામતો, મને જ પામે છે.' માટે ભગવાન જે દિવ્ય ચરિત્ર કરે, તે તો ભક્ત ને અભક્ત બેયને દિવ્ય જણાય, પણ જ્યારે ભગવાન મનુષ્ય જેવાં પ્રાકૃત ચરિત્ર કરે, તોપણ તેને વિષે જેને દિવ્યપણું જણાય, પણ કોઈ રીતે ભગવાનના ચરિત્રમાં અભાવ આવે નહિ; એવી જેની બુદ્ધિ હોય, તેને પરમેશ્વરની ભક્તિ કહેવાય; અને એવી ભક્તિ કરે તે જ ભક્ત કહેવાય; અને એ શ્લોકમાં કહ્યું જે ફળ, તે આવા ભક્તને જ થાય છે; જેમ ગોપીઓ ભગવાનનાં ભક્ત હતાં, તો કોઈ રીતે ભગવાનનો અવગુણ લીધો જ નહિ; અને રાજા પરીક્ષિતે તો ગોપીઓની વાત સાંભળી, એટલામાં જ ભગવાનનો અવગુણ લીધો. પછી શુકજીએ ભગવાનનું સમર્થપણું દેખાડીને તે અવગુણને ખોટો કરી નાખ્યો; માટે જે જે ભગવાન ચરિત્ર

કરે, તે સર્વને ગોપીઓની પેઠે દિવ્ય જાણે. પણ કોઈ રીતે પ્રાકૃત જાણીને અભાવ તો આવે જ નહિ, એવી જે ભક્તિ તે તો મહા-દુર્લભ છે...એક બે જન્મને સુકૃતે કરીને એવી ભક્તિ ન આવે—એ તો અનેક જન્મના શુભ સંસ્કાર જ્યારે ભેળા થાય છે, ત્યારે તેને ગોપીઓના સરખી ભક્તિ ઉદય થાય છે; અને એવી ભક્તિ છે તે જ પરમપદ છે; માટે આવી રીતની જે ભક્તિ, તે જ્ઞાન, વૈરાગ્ય થકી અધિક છે; અને જેના હૃદયને વિષે આવી રીતની ભક્તિ હોય, તેને ભગવાનને વિષે પ્રીતિમાં શું ખાકી છે? કાંઈ બાકી નથી."×

**ભક્તિમાં જેટલું દૈવત છે, તેટલું જ્ઞાન વૈરાગ્યમાં નથી;** તે પોતે કહ્યું છે: "ભગવાનના ભક્તને તો ભગવાનની ભક્તિ કરતાં આત્મજ્ઞાન, વૈરાગ્ય તથા ધર્મ તે જો અંતરાય કરતાં હોય, તો તેને પણ પાછાં પાડીને, ભગવાનની ભક્તિનું જ મુખ્ય-પણું રાખવું અને જો ભક્તિને વિષે સહાય થતા હોય તો તો એ ઠીક છે; એમ સમજે તે જ ભગવાનનો પૂરો ભક્ત કહેવાય." +

**ભક્તિમાં વિઘ્ન:**—"ભગવાનના ભક્તને, સ્ત્રી, ધન, દેહા-ભિમાન ને સ્વભાવ-એ ચાર વાનામાં કાચપ હોય, ને તે, ભગવાનની ભક્તિ કરતો હોય, તોપણ એની ભક્તિનો વિશ્વાસ નહિ, એની ભક્તિમાં જરૂર વિઘ્ન આવે;' કેમ જે કયારેક એને સ્ત્રી-ધનનો યોગ થાય તો ભક્તિનો ઠા રહે નહિ ને તેમાં આસક્ત થઈ જાય; તથા દેહાધ્યાસ હોય તો જ્યારે દેહમાં રોગાદિક કષ્ટ પ્રાપ્ત થાય તથા અન્નવસ્ત્રાદિક ન મળે અથવા કોઈક કઠણ વર્તમાન પાળવાની આજ્ઞા થાય, ત્યારે પણ તેને ભક્તિમાં ભંગ થાય ને વિકળ થઈ જાય ને કાંઈ વિચાર ન રહે ને ચાળા

× વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૧૦
+ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ-૨૬

ચૂંથવા લાગે; તથા કોઈક રીતનો સ્વભાવ હોય તેને સંત ટોકવા માંડે ને તે સ્વભાવ પ્રમાણે વર્તવા ન દે; બીજી રીતે વર્તાવે ત્યારે પણ એ મુંઝાય ને એણે સંતના સમાગમમાં રહેવાય નહિ; ત્યારે ભક્તિ તે કયાંથી રહે ?......*

**ભગવાનના ભક્તિમાર્ગમાં શુષ્ક વેદાંતીના સંગ જેવું મોટું કોઈ વિઘ્ન નથી:**—"શુષ્ક વેદાંતીનો સંગ કરે તો તેનો સંગ કરનારો જે પુરુષ,.........તેને તે એમ ગુણ દેખાડે 'આત્મા છે, તેને જન્મ-મરણ નથી ને તે નિરાકાર છે; અને તે ગમે તેટલું પાપ કરે, તોપણ તેને દોષ ન લાગે' એવો ગુણ બતાવી ભગવાનની મૂર્તિના આકારનું ખંડન કરી નાખે; ત્યારે એને એ મોટું વિઘ્ન થાય; કેમ જે ભગવાનની મૂર્તિમાંથી પડી ગયો; માટે એ શુષ્ક વેદાંતીનો સંગ કયારે ય ન કરવો.........ભગવાનના ભક્તિમાર્ગમાં એવુ કોઈ મોટું વિઘ્ન નથી."÷ ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ તેથી જ ચાર પ્રકારના કુસંગ અને અંતઃશત્રુ થકી નિરંતર ડરતા રહેવાની આજ્ઞા કરેલી છે; તે કહ્યું છેઃ—"ભગવાનનો ભક્ત હોય તેણે નિત્ય ભગવાનની પૂજા કરી-સ્તુતિ કરી ભગવાન પાસે એમ માગવું: 'હે મહારાજ, હે સ્વામિન્, હે કૃપાસિંધો, હે શરણાગતપ્રતિપાલક! કુસંગી થકી મારી રક્ષા કરજો.' તે કુસંગી ચાર પ્રકારના છે.

(૧) કુંડાપંથી:—આનો સંગ થાય તો વર્તમાનમાંથી ચુકાવીને ભ્રષ્ટ કરે.

(૨) શક્તિપંથી:—આનો સંગ થાય તો દારૂ, માંસ ખવરાવીને સ્વધર્મ થકી ભ્રષ્ટ કરે.

(૩) શુષ્ક વેદાંતી:—આનો સંગ થાય તો ભગવાનનું

---

* વચનામૃત, ગ૦, અંત્ય૦ પ્ર૦-૩૩.

÷ વચનામૃત, ગઢડા, અંત્ય૦ પ્રકરણ-૩૬

ધામ, ભગવાનનો સદા દિવ્ય આકાર તથા ભગવાનના અવતારની મૂર્તિઓના આકાર, તે સર્વેને ખોટા કરીને, ભગવાનની ભક્તિ-ઉપાસના થકી ભ્રષ્ટ કરે.

(૪) નાસ્તિકઃ—આનો સંગ થાય તો કર્મને જ સાચાં કરીને પરમેશ્વર એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તેને ખોટા કરી દેખાડે અને અનાદિ સત્‌શાસ્ત્રના માર્ગ થકી ભ્રષ્ટ કરે; કારણ કે નાસ્તિક તો કેવળ 'કર્મને જ કર્તા કહે છે, પણ પરમેશ્વરને કર્મફળપ્રદાતા નથી કહેતા.'...+વળી પોતે કહે છે: "......પરમેશ્વરને વિષે પ્રેમભક્તિ અને ઉપાસના તેનો ત્યાગ કરી જે મિથ્યા જ્ઞાની થાય છે અને એમ જાણે છે, જે 'અમે જ ભગવાન છીએ' તે મહાદુષ્ટ છે'; એમ કહી બોલ્યાઃ 'જે પ્રકારે ધર્મ થકી તથા ભગવાનની ભક્તિ થકી કોઈ રીતે આ જીવ પાછો ન પડે; અને પોતાના ઇષ્ટદેવ જે શ્રીકૃષ્ણનારાયણ તેમાંથી કોઈ રીતે બુદ્ધિ ડગે નહિ,' એવો લાવો એક કાગળ લખીને દેશદેશના સત્સંગી પ્રત્યે મોકલીએઃ—"

"લિખાવિતં સ્વામી શ્રી સહજાનંદ મહારાજના સર્વ પરમહંસ તથા સર્વ સત્સંગી બાઈ-ભાઈ નારાયણ વાંચજો. બીજું અમારી આજ્ઞા એમ છે, જે શ્રીકૃષ્ણનારાયણ એવા જે પુરુષોત્તમ ભગવાન, તેના જે અવતાર, તે ધર્મના સ્થાપનને અર્થે તથા બ્રહ્મચર્ય, અહિંસા આદિ ધર્મ, આત્મનિષ્ઠા, વૈરાગ્ય ને માહાત્મ્યે સહિત ભક્તિ, એ ચારે ગુણે સંપન્ન, એવા જે પોતાના એકાંતિક ભક્ત, તેને દર્શન દેવાને અર્થે ને તેમની રક્ષા કરવાને અર્થે તથા અધર્મનો ઉચ્છેદ કરવાને અર્થે, દેવ-મનુષ્યાદિક ને વિષે થાય છે; તે અવતારને વિષે પતિવ્રતા જેવી અનન્યપણે નિષ્ઠા રાખવી; જેમ સીતાજીને રામચંદ્રજીને વિષે.

+ વચનામૃત, ગ૦, પ્ર૦ પ્ર૦–૪૮ તથા વડતાલ૦–૬

નિર્દોષપણે નિષ્ઠા હતી, તેમ નિષ્ઠા રાખવી; અને એવા જે ભગવાન તેની હૈને કરીને માનસી પૂજા કરવી તથા દેહે કરીને નવ પ્રકારની ભક્તિ કરવી; અને એ શ્રીકૃષ્ણ–નારાયણના અવતાર આ પૃથ્વીને વિષે જ્યારે પ્રકટ ન હોય, ત્યારે તેની જે પ્રતિમા તેની પૂજા મને કરીને તથા દેહે કરીને ચંદન, પુષ્પ, તુલસી આદિક સામગ્રી વતે કરવી; પણ ભગવાન વિના બીજા દેવની ઉપાસના ન કરવી; અને જો બીજા દેવની ઉપાસના કરીએ, તો તેમાં મોટો દોષ લાગે છે ને પ્રતિવ્રતાપણું જાય છે ને વેશ્યાના જેવી ભક્તિ થાય છે; માટે ભગવાનને વિષે સીતા ને રુક્મિણીના જેવી ભક્તિ કરવી; અને તે ભગવાનનું જ ધ્યાન કરવું અને તે વિના બીજા કોઈ દેવનું ધ્યાન ન કરવું; બીજું જે સાધુ સિદ્ધગતિ પામ્યા હોય ને સમાધિનિષ્ઠ હોય તેનું પણ ધ્યાન ન કરવું; અને સર્વેને પોતપોતાના વર્ણાશ્રમ–ધર્મને વિષે દઢપણે વર્તવું.

બીજું આ જે અમારી આજ્ઞા છે, તેને જે પુરુષ દઢપણે પાળશે, તેને શ્રીકૃષ્ણનારાયણને વિષે નારદના જેવી દઢ ભક્તિ થશે; અને આ અમારી આજ્ઞાને જે સ્ત્રી માનશે, તેને શ્રીકૃષ્ણ–નારાયણને વિષે લક્ષ્મીજી તથા રાધિકાજી આદિક જે ગોપીઓ તેના જેવી ભક્તિ થશે; અને અમારા વચનને જે નહિ માને, તેની ભક્તિ વેશ્યાના જેવી થશે.

સંવત ૧૮૭૮ ના માગશર વદિ ચૌદશને દિવસ લખ્યો છે: એવી રીતે કાગળ લખીને દેશદેશના સત્સંગી પ્રત્યે મોકલાવ્યો."*

**"ભગવાનની ભક્તિ કોઈ વખાણે તે સારુ ન કરવી, પણ ભગવાનની પ્રસન્નતાર્થે ને પોતાના કલ્યાણ સારુ કરવી."** તે પોતે કહ્યું છે: "જેણે પરમેશ્વર ભજવા હોય, તેણે

* વચનામૃત, ગ૦, મ૦ પ્ર૦–૧૯

ભગવાનની અથવા ભગવાનના ભક્તની સેવા–ચાકરી મળે ત્યારે પોતાનું મોટું ભાગ્ય માનીને સેવા કરવી; તે પણ ભગવાનની પ્રસન્નતાને અર્થે ને પોતાના કલ્યાણને અર્થે ભક્તિએ કરીને જ કરવી; પણ કોઈ વખાણે તે સારુ ન કરવી; અને જીવનો તો એવો સ્વભાવ છે, જે 'જેમાં પોતાને માન જડે તે જ કરવું સારું લાગે, પણ માન વિના એકલી તો ભગવાનની ભક્તિ કરેલી પણ સારી લાગે નહિ; અને જેમ શ્વાન હોય તે સૂકા હાડકાને એકાંતે લઈ જઇને કરડે–પછી તેણે કરીને પોતાનું મોઢું છોલાય ને તે હાડકું લોહીવાળું થાય તેને ચાટીને રાજી થાય છે; પણ મૂર્ખ એમ નથી જાણતો, જે મારા મોઢાનું લોહી છે, તેમાં હું સ્વાદ માનું છું; તેમ ભગવાનનો ભક્ત હોય, તો પણ માન-રૂપી હાડકાને મૂકી શકતો નથી; અને જે જે સાધન કરે છે, તે માનને વશ થઇને કરે છે પણ કેવળ ભગવાનની ભક્તિ જાણીને ભગવાનની પ્રસન્નતાને અર્થે કરતો નથી; અને ભગવાનની ભક્તિ કરે છે, તેમાં પણ માનનો સ્વાદ આવે છે ત્યારે કરે છે, પણ કેવળ ભગવાનની પ્રસન્નતાને અર્થે નથી કરતો; અને માન વિના કેવળ ભગવાનની પ્રસન્નતાને અર્થે ભગવાનની ભકિત તો રતનજી તથા મિયાંજી જેવા કોઈક જ કરતા હશે, પણ સર્વથી તો માનનો સ્વાદ મૂકી શકાતો નથી."

પછી "કનક તજ્યો કામિની તજ્યો, તજ્યો ધાતુકો સંગ,
તુલસી લઘુ ભોજન કરી, જીવે માનકે રંગ"

એ સાખી મુક્તાનંદ સ્વામી બોલ્યા; તે સાંભળી પોતે કહ્યું: "જેવો જીવને માનમાંથી સ્વાદ આવે છે, તેવો તો કોઈ પદાર્થમાંથી આવતો નથી; માટે માનને તજીને જે ભગવાનને ભજે, તેને તો સર્વે હરિભક્તમાં અતિશય મોટો જાણવો."×

× વચનામૃત, ગ૦, મ૦ પ્ર૦–૪૧

વળી પોતે કહે છે: **"ભગવાનની ભક્તિ હરિભક્ત ઉપર ઈર્ષ્યાએ કરીને ન કરવી તેમ જ લોક રીઝવવાને અર્થે પણ ન કરવી; અને ભગવાનની ભક્તિ કરતાં કાંઈક પોતાને અપરાધ થઈ જાય, તેનો દોષ બીજાને માથે ધરવો નહિ."** "જીવ માત્રનો તો એવો સ્વભાવ છે, જે જ્યારે કાંઈક પોતામાં વાંક આવે, ત્યારે એમ બોલે, જે 'મને બીજે કોઇએ ભુલાવ્યો ત્યારે મારામાં ભૂલ પડી, પણ મારામાં કંઈ વાંક નથી'; પણ એમ કહેનારો મહામૂર્ખો છે, કેમ જે બીજો તો કોઈ કહેશે 'તું કૂવામાં પડ' ત્યારે એણે કહેને કરીને શું કૂવામાં પડવું? માટે વાંક તો અવળું કરે તેનો જ છે ને બીજાને માથે દોષ દે છે; તેમજ ઇંદ્રિયો ને અંતઃકરણનો વાંક કાઢવો, તે પણ જીવની જ મૂર્ખાઈ છે; જીવ ને મન તો પરસ્પર અતિ મિત્ર છે. જેમ દૂધ ને પાણીને મિત્રતા છે, તેમ જીવ ને મનને મિત્રતા છે, તે જ્યારે દૂધ ને પાણીને ભેળા કરીને અગ્નિ ઉપર મૂકે, ત્યારે પાણી હોય તે દૂધને તળે બેસે ને પોતે બળે ને દૂધને બળવા ન દે; ત્યારે દૂધ પણ પાણીને ઉગારવાને સારુ પોતે ઉભરાઈને અગ્નિને ઓલવી નાખે છે; એવી રીતે બેને પરસ્પર મિત્રાચાર છે; તેમ જ જીવને અને મનને પરસ્પર મિત્રાચાર છે તે જે વાત જીવને ન ગમતી હોય, તે વાતનો મનમાં ઘાટ થાય જ નહિ; જ્યારે કાંઈક જીવને ગમતું હોય, ત્યારે જ મન જીવને સમજાવે; અને મન છે તે તો જીવનું મિત્ર જ છે; તે જીવને ન ગમે એવો ઘાટ ઘડે જ નહિ; અને જ્યારે કાંઈ મનને વિષે અયોગ્ય ઘાટ થઈ જાય, ત્યારે તો જીવને મન ઉપર અતિશય રીસ ચડતી હોય, તો ફરીને મનમાં એવો ઘાટ થાય જ નહિ; અને જ્યારે મનને સદાય અયોગ્ય ઘાટ થયા કરતા હોય, ત્યારે એને પોતાના જીવનો જ વાંક સમજવો, પણ એકલા મનનો વાંક સમજવો નહિ; એવી રીતે સમજીને ભગવાનની ભક્તિ કરે,

તો તેને કોઈ દિવસ વિમુખ જીવનો તથા પોતાના મનનો કુસંગ લેશમાત્ર અડી શકે નહિ, ને નિર્વિઘ્ન થકો ભગવાનનું ભજન કરે."÷

ભગવાનના એકાંતિક ભક્તના ભક્તિ સંબંધી શુભ કર્મનું સામર્થ્ય:–"જ્યારે ઘણા મનુષ્યો ભગવાનના એકાંતિક ભક્ત થાય છે, ત્યારે કળિયુગને વિષે પણ સત્યયુગ થાય છે; એ ઠેકાણે એકાંતિક ભક્તનાં જે ભગવાનની ભક્તિ સંબંધી શુભ કર્મ, તેનું જોર શાસ્ત્રમાં કહ્યું હોય; પણ 'કાળ'નું જોર કહ્યું ન હોય; તે વાર્તાને જાણ્યા વિના નાસ્તિક મતવાળા છે, તે કેવળ કર્મને જ સર્વકર્તા કહે છે, પણ એમ નથી જાણતા, જે એ તો ભગવાનના એકાંતિક ભક્તના કર્મનું સામર્થ્ય કહ્યું છે, પણ વિમુખ જીવના કર્મનું એવું સામર્થ્ય કહ્યું નથી."

"જે સમે, જેનું પ્રધાનપણું હોય, તે સમે શાસ્ત્રમાં તેનું જ પ્રધાનપણું કહ્યું હોય; પણ સર્વ ઠેકાણે એનું એ ન લેવું; એકલું કાળનું જ બળ કોઈ કહે, તે પણ પ્રમાણ નહિ; ને એકલું કર્મનું બળ કોઈ કહે, તે પણ પ્રમાણ નહિ; ને એકલું પરમેશ્વરની ઇચ્છાનું બળ કોઈ કહે, તે પણ પ્રમાણ નહિ."

"જ્યારે બળવાન કાળનો વેગ હોય, ત્યારે કાળે કરીને જ સર્વ થાય છે, એમ શાસ્ત્રમાં લખ્યું હોય. જ્યારે પ્રથમ આ વિશ્વ રચ્યું, ત્યારે પ્રથમનો જે સત્યયુગ, તેને વિષે સર્વે મનુષ્યના સંકલ્પ સત્ય થતા, અને સર્વે બ્રાહ્મણ હતા, અને મનમાં સંકલ્પ ધારે ત્યારે સંકલ્પ માત્રે કરીને જ પુત્રની ઉત્પત્તિ થતી અને સૌને ઘેર કલ્પવૃક્ષ હતાં; અને જેટલા મનુષ્ય હતા, તે સર્વે પરમેશ્વરનું જ ભજન કરતાં; અને જ્યારે ત્રેતાયુગ

÷ વચનામૃત, ગ૦, અંત્ય પ્ર૦-૬

આવ્યો, ત્યારે મનુષ્યના સંકલ્પ સત્ય રહ્યા નહિ; જ્યારે કલ્પવૃક્ષે હેઠે જાય, ત્યારે સંકલ્પ સત્ય થાય; ને સ્ત્રીનો સ્પર્શ કરે, ત્યારે પુત્રની ઉત્પત્તિ થાય; અને જ્યારે દ્વાપરયુગ આવ્યો, ત્યારે સ્ત્રીનો અંગસંગ કરે, ત્યારે પુત્રની ઉત્પત્તિ થાય; અને એવી રીતે જે સત્યયુગ, ત્રેતાયુગની રીત, તે સર્વે સત્યયુગ, ત્રેતાયુગમાં ન હોય; એ તો પ્રથમ સત્યયુગ ને પ્રથમ ત્રેતાયુગ હતા તેમાં હતી; એવી રીતે, શુભ કાળ બળવાનપણે પ્રવર્તે, ત્યારે જીવના અશુભ કર્મના સામર્થ્યને ન્યૂન કરી નાખે છે; અને જ્યારે અતિશય દુર્ભિક્ષ વર્ષ આવે, ત્યારે સર્વે પ્રજાને દુઃખ આવે; અથવા ભારે લડાઈ થાય, ત્યારે લક્ષાવધિ માણસ એક કાળે મરાઈ જાય છે; ત્યારે શું ખપાયનું એક ભેળે શુભ કર્મ ખૂટી ગયું ? એ તો અશુભ કાળની જ અતિશય સામર્થી છે; તેને જીવના શુભ કર્મના બળને હઠાવી દીધું; માટે જ્યારે બળવાન કાળનો વેગ પ્રવર્તે, ત્યારે કર્મનો મેળ રહે નહિ, કર્મમાં સુખ લખ્યું હોય, તે દુઃખ થઈ જાય ને કર્મમાં જીવવું લખ્યું હોય, તે કાળે કરીને મરી જાય..."

"અને જ્યારે ભગવાન એવો સંકલ્પ ધારીને પ્રકટ થાય છે, જે આ દેહે કરીને તો પાત્ર-કુપાત્ર જે જે જીવને મારી મૂર્તિનો યોગ થાય, તે સર્વનું કલ્યાણ કરવું છે; ત્યારે કાળનું ને કર્મનું કંઈ સામર્થ્ય રહે નહિ-ત્યારે તો એકલું પરમેશ્વરનું જ સામર્થ્ય રહે છે; તે જ્યારે ભગવાને કૃષ્ણાવતાર ધાર્યો, ત્યારે મહાપાપણી જે પૂતના, તેણે ભગવાનને ઝેર પાયું, તેને શ્રીકૃષ્ણ ભગવાને પોતાની માતા યશોદાજી બરાબર ગતિ આપી અને બીજા પણ મહાપાપી દૈત્ય હતા, તે ભગવાનને મારવા આવ્યા હતા, તેને પણ શ્રીકૃષ્ણ ભગવાન પરમપદ આપતા હવા; અને બીજા પણ જે જે ભાવે કરીને શ્રીકૃષ્ણ ભગવાનના સબંધને પામ્યા, એ સર્વેનું કલ્યાણ

કર્યું; માટે એ ઠેકાણે તો પરમેશ્વરનું જ બળ અતિશય કહ્યું છે, પણ કાળનું કે કર્મનું કાંઈ સામર્થ્ય નથી કહ્યું, માટે જે ઠેકાણે જેવું પ્રકરણ, તે ઠેકાણે તેવું જાણવું" × વળી પોતે કહે છે "પૂર્વ સંસ્કારે કરીને જે સારું અથવા નરસું થાય, તે તો સર્વ જગતના જાણવામાં આવે જેમ કોઈ કંગાળ હોય ને તેને મોટું રાજ્ય મળે, એવી રીતે થાય, તે તો સર્વ જગતના જાણવામાં આવે, ત્યારે તેને પ્રારબ્ધ જાણવું, .. અને જેમ સાદીપનિ નામે બ્રાહ્મણ, તેનો પુત્ર નરકથી મુકાયો, ને વળી જેમ પાંચ વર્ષના ધ્રુવજીએ ભગવાનની સ્તુતિ કરવા માંડી, ત્યારે વેદાદિકના અર્થની સહેજે સ્ફૂર્તિ થઈ, એવી રીતે અતિ શુદ્ધ ભાવે કરીને પ્રસન્ન થયા જે ભગવાન, તેની ઇચ્છાએ કરીને તથા તે ભગવાનના વરદાને કરીને અથવા અતિ શુદ્ધ ભાવે કરીને પ્રસન્ન થયા જે ભગવાનના એકાંતિક સાધુ તેના વરદાને કરીને જે રૂડી બુદ્ધિ થાય, તેને ભગવાનની કૃપા જાણવી, અને રૂડા સાધુનો સંગ કરે ને પોતે પોતાના વિચારે કરીને જે સારો થાય તેને તો પુરુષપ્રયત્ન કહીએ."—

પરમાત્માની ભક્તિ કરવામાં કાળ, પ્રારબ્ધ, પૂર્વ-સંસ્કાર તથા ભગવાનની કૃપાને હેતુ માની ભક્તિ સંબંધી પુરુષપ્રયત્ન જે કરતા નથી, તે પ્રમાદનું સેવન કરનારા અસત્પુરુષ જાણવા. તે કહ્યું છે કે—

"नृदेहं हरिणादत्तं कृपया भक्तिधर्मयो ।
ससाधनकमपि प्राप्य पौरुषं नाचरन्ति ये ॥
कालं दैवं च संस्कारं कृपां भगवतस्तथा ।
श्रेयोर्थं पौरुषे हेतुं मन्यन्ते ये प्रमादिनः ॥
× × × ×
असन्तस्ते हि पुरुषास्तेषां सङ्गस्त्वसन्मतः ॥

× વચનામૃત, વડતાલ૦-૬ – વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ–૨૯

શ્રીહરિ પરમાત્માએ કૃપા કરી, ભક્તિ અને ધર્મ જે વડે સિદ્ધ કરી શકાય એવો મનુષ્યદેહ આપેલો છે; છતાં જે પરમાત્માની ભક્તિરૂપ પુરુષાર્થ કરતા નથી; અને તેવા મોક્ષકારી પુરુષાર્થમાં, કેવળ કાળ, પ્રારબ્ધ, પૂર્વસંસ્કાર તથા ભગવાનની કૃપાને હેતુ માને છે, તેવા પ્રમાદી પુરુષો અસત્પુરુષ હોઈ, તેમનો સંગ પણ અસત્ માનેલો છે."*

ભક્તિ કરવી, તે પણ પ્રકટ પ્રભુની કરવી. પરોક્ષની ભક્તિથી જીવનો આત્યંતિક મોક્ષ થતો નથી, એવો શ્રી સહજાનંદ સ્વામીનો સિદ્ધાન્ત છે.

"ભક્તિ સરસ સહુ કહે, પણ ભક્તિ ભક્તિમાં ભેદ,
ભક્તિ પ્રભુ પ્રકટની, એમ વદે છે ચારે વેદ."×

—નિષ્કુળાનંદ સ્વામી

પરમાત્મા જ્યારે આ પૃથ્વી ઉપર મનુષ્યતનુ ધારણ કરી પ્રકટ થાય છે, ત્યારે જ આ જીવને પ્રકટની ભક્તિ કરવાની "પળ પાકે છે."

"મહારાજ થાય જ્યારે મનુષ્ય જેવા
દેવા જીવોને અભયદાન,
ત્યારે પળ પાકે સહુ પ્રાણધારીની
જ્યારે ભૂમિ આવે ભગવાન."+

—નિષ્કુળાનંદ સ્વામી

પરોક્ષમાં, ભક્તજનો પોતાના મનથી જેવી રીતે ભક્તિ કરવાનો ઠરાવ કરી રાખ્યો હોય તેવી રીતે ભક્તિ કરે છે; પણ 'મનગમતું મૂકી' પ્રકટ ભગવાન 'જેમ વાળે તેમ વળવું' અને એ જે ક્રિયા કરવાથી પ્રસન્ન થાય તેવી રીતે 'વચને

* સત્સંગી જીવન, પ્રકરણ-૩, અધ્યાય ૨૬, શ્લોક-૬૩થી ૬૫
× ભક્તિનિધિ, કડવું-૧ + ભક્તિનિધિ, કડવું-૨

પ્રવૃત્તિ, ને વચને નિવૃત્તિ' કરી ભગવાનનું ગમતું કરવું—અનન્ય ભાવે એમના શરણાગત થઈ રહેવું-એ બધું પ્રકટ ભકિત સિવાય નથી થતું.

"બીજી ભક્તિ જન બહુ કરે તેમાં રહે ગમતું મનનું,
પણ પ્રકટ પ્રભુની ભક્તિમાં, રહે ગમતું ભગવાનનું." +
—નિષ્કુળાનંદ સ્વામી

પરમાત્મા પણ ભક્તિવશ છે:—મનવાણીથી અગોચર, પર થકી પર એવા પરબ્રહ્મ પરમાત્મા, ભક્તજનોની ભક્તિને આધીન થઈ સ્વયં આ પૃથ્વી ઉપર અવતાર લે છે. દરેક અવતારોના ઇતિહાસ તપાસીએ, તો આ જ હેતુ, તે અવતરણ પાછળ અંતર્ગત રહેલો જણાશે.

"ભક્તિવશ્ય ભગવાન, આવે છે અક્ષરધામથી એ;
× × ×
જે જે ધર્યા અવતાર, તે ભક્તની ભક્તિ જોઈને એ." ×
—નિષ્કુળાનંદ સ્વામી

આ ઉપરથી એવું ફલિત થાય છે, કે પ્રકટ પ્રભુ સિવાય મોક્ષ થતો નથી. શ્રી સ્વામીનારાયણ ભગવાને પણ તેથી જ પોતાનું પ્રકટપણું આ પૃથ્વી ઉપર કાયમ મૂકી જવાનો નિશ્ચય કર્યો. એક સમયે દુર્ગપુર (ગઢપુર)માં એકાંત સ્થળને વિષે નિવાસ કરી રહેલા શ્રી સહજાનંદ સ્વામીએ ગૂઢ સંકલ્પ કર્યો: "આ ભૂમિ ઉપર અવતાર ધારણ કરી જે કાર્ય મારે કરવાનું હતું, તે મેં પૂર્ણ કર્યું છે; તથાપિ આ પૃથ્વી ઉપરથી હું અંતર્ધાન થઈશ, ત્યારે મારા ભક્તો તેમ જ ભવિષ્યમાં થનારા મારા આશ્રિતો, અવલંબન વિનાના થઈ જશે; તો તે સર્વેના

+ ભક્તિનિધિ, કડવું-૪૪ × ભક્તિનિધિ, ઉથલું ધોળ

અવલંબન માટે મારે કાંઈ કરવું જોઈએ." આ પ્રમાણે વિચાર કરી પોતાનું પ્રકટપણું, પૃથ્વીની સ્થિતિ રહે ત્યાં સુધી કાયમ રાખવા, ત્રણ પ્રકારે પોતે 'પ્રકટ' રહેવાનો નિશ્ચય કર્યો: **પહેલો સંકલ્પ:** 'મહામંદિરો' કરાવી, તેમાં ભગવત્પ્રતિમાઓ સ્થાપન કરી, તે દ્વારા 'પ્રકટ' રહી અનંત જીવોનું કલ્યાણ કરવાનો; **બીજો:** ભક્તિમાર્ગની પુષ્ટિ માટે મંત્રદીક્ષાની અપેક્ષા હોઈ, ધર્મકુળમાં આચાર્યપદ–ગુરુપદ–સ્થાપન કરી, તે દ્વારા 'પ્રકટ' રહી જીવોનું આત્યંતિક કલ્યાણ કરવાનો; અને **ત્રીજો:** ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ભક્તિના સ્વરૂપનો સર્વેને બોધ થવા સારુ, શતાનંદમુનિ પાસે સત્સંગી જીવન ગ્રંથ કરાવી, તે દ્વારા તેમ જ અન્ય સતશાસ્ત્રો દ્વારા પ્રકટ રહી, જીવોની મુક્તિ કરવાનો..."×

**મંદિરો અને મૂર્તિપૂજા:**—પોતે કહે છે: "અમે વિચારીને જોયું, જે અતિશય ત્યાગ રાખે અથવા દયા રાખે, તેથી ભગવાનની ભક્તિ થાય નહિ; ત્યારે ઉપાસનાનો ભંગ થાય છે; અને પૂર્વે જે જે અતિશય ત્યાગી થયા છે, તેના માર્ગમાં ઉપાસનાનો નાશ થઈ ગયો છે; માટે અમે એમ વિચારીને **પરમેશ્વરની ઉપાસના રહેવા સારુ, ત્યાગનો પક્ષ મોળો કરી, ભગવાનનાં મંદિર કરાવ્યાં છે; તેમાં જો થોડો ત્યાગ રહેશે, તોપણ ઉપાસના રહેશે તો તેણે કરીને ઘણાક જીવનાં** કલ્યાણ થશે......માટે જે અતિશય ત્યાગ રાખી, ને અતિશય દયા રાખીને મૂઠી વાળીને બેસી રહે, તેણે ભગવાનની ભક્તિ થતી નથી; અને જ્યારે ભક્તિએ રહિત થાય, ત્યારે ભગવાનની ઉપાસનાનો નાશ થઈ જાય, એટલે પછવાડેથી અંધપરંપરા ચાલે......**જે ઉપાસક હોય, તે પોતાના ધર્મમાંથી ભ્રષ્ટ થાય જ નહિ; માટે પોતપોતાના ધર્મમાં રહી ભગવાનની**

× સત્સંગી જીવન, પ્ર૦ ૪, અધ્યાય–૨૪

ભક્તિ—ઉપાસના કરવી એ અમારો સિદ્ધાંત છે.''*
ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ મહામંદિરો સ્વયં કરાવી, તેમાં પ્રતિમાઓ પણ સ્વહસ્તે સ્થાપન કરી. અમદાવાદમાં શ્રી નરનારાયણદેવની મૂર્તિ પધરાવતી વખતે, એક મુહૂર્ત પર્યન્ત એકાગ્ર દૃષ્ટિથી મૂર્તિ સામું જોઈ; પોતાનું 'દૈવત' 'તેજ' ને 'સામર્થ્ય' તેમાં સ્થાપન કર્યું; અને પોતાની મનુષ્યરૂપ મૂર્તિ, અને અર્ચાસ્વરૂપ શ્રી નરનારાયણદેવની મૂર્તિનાં અભેદપણે દિવ્ય તેજોમય દર્શન તે સમયે એકત્રિત થયેલા ભક્તજનોને કરાવ્યાં; વૃત્તાલય (વડતાલ)માં શ્રી લક્ષ્મીનારાયણદેવ વગેરે મૂર્તિઓ પધરાવી, ત્યારે દરેક મૂર્તિઓનું પૃથક્ પૃથક્ નિરીક્ષણ કરી, બે ઘડી પર્યંત મેષોન્મેષ રહિત, તે મૂર્તિઓ સામું એકાગ્ર દૃષ્ટિથી જોઈ રહી, પોતાનું દૈવત, તેજ ને સામર્થ્ય, તેમાં સ્થાપન કર્યું; ને અભેદપણે દિવ્ય દર્શન સર્વેને કરાવ્યાં; અને ત્યાં જે હરિકૃષ્ણમહારાજની મૂર્તિ પધરાવી, તે તો એકાંતિક ભક્તોને ધ્યાન કરવામાં સુલભતા થાય તે સારુ, પોતાની મનુષ્યરૂપમૂર્તિ, અક્ષરધામમાં રહેલી દિવ્ય મૂર્તિ, અને એ અર્ચાસ્વરૂપમૂર્તિ એ ત્રણેના સામ્યનો અનુભવ કરાવી, તે પરમસેવ્યસ્વરૂપ–પરમ ધ્યેયસ્વરૂપ–પધરાવી કહ્યું: 'આ પૃથ્વી ઉપરથી અંતર્ધાન થયા પછી આ અર્ચાસ્વરૂપે (હરિકૃષ્ણ મહારાજની મૂર્તિરૂપે) વિશેષે કરીને 'સદા પ્રકટ' આ ભૂતલમાં હું રહીશ, જો કે અન્ય મૂર્તિઓ દ્વારા પ્રકટ છે જ; પરંતુ એકાંતિક ભક્તોને ધ્યાનની સુગમતા સારુ પોતે પોતાનું સ્વરૂપ હરિકૃષ્ણ મહારાજરૂપે પધરાવેલ છે. સિદ્ધમુક્ત શતાનંદમુનિએ પણ કહેલું છે, કે:—

उन्मूलितः स्वकृतपथगुणधर्मभंगः
सम्पोषिताखिलकृपान्वय आत्मतंत्रः।

---

* વચનામૃત ગઢડા [illegible]

आत्मीयभक्तजनकल्पमहीरुहाभो
वृत्तालये स भगवान जयतीह साक्षात् ॥

સ્વયં પ્રવર્તાવેલા શુદ્ધ ભાગવતધર્મનો દ્રોહ કરનાર જે અધર્મસર્ગ, તેનો મૂળમાંથી જેમણે ઉચ્છેદ કરેલો છે; સમગ્ર ધર્મસર્ગનું જેમણે પોષણ કરેલું છે; જે સર્વતંત્ર સ્વતંત્ર છે; જે પોતાના ભકતજનોના મનોરથ પૂર્ણ કરવામાં કલ્પવૃક્ષ સમાન છે; એવા શ્રી સ્વામીનારાયણ ભગવાન મનુષ્યરૂપે આ લોકમાંથી અંતર્ધાન થયા પછી અત્યારે વૃત્તાલય (વડતાલ)ને વિષે (શ્રી હરિકૃષ્ણ મહારાજની મૂર્તિરૂપે) પ્રકટ પ્રમાણ સાક્ષાત્ જયકારી વર્તે છે." ×

આવી જ રીતે ભૂજનગરમાં શ્રી નરનારાયણદેવ, ધોળેરામાં શ્રી મદનમોહનદેવ, જૂનાગઢમાં શ્રી રાધારમણદેવ વગેરે, અને ગઢપુરમાં શ્રી ગોપીનાથજી વગેરે અર્ચાસ્વરૂપો અનંત ચમત્કાર ને ઐશ્વર્ય સાથે પધરાવેલાં છે; જે દ્વારા પોતાનું 'સદા પ્રકટપણું' પોતે રાખેલું છે; ગોપીનાથજીની મૂર્તિ તો પોતાની મનુષ્યરૂપ મૂર્તિ સદશ, સ્વયં તૈયાર કરાવી સ્વહસ્તે પધરાવેલી છે અને તે સમયે તે મૂર્તિમાં પોતાનું અલૌકિક તેજ, ઐશ્વર્ય ને સામર્થ્ય સ્થાપન કરી અનંત ભક્તજનોને અભેદપણે દિવ્ય તેજોમય દર્શન કરાવેલાં છે.

આ સર્વ ભગવત્પ્રતિમાઓનું પ્રકટપણું, ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ પોતાના લીલા-વિગ્રહના જીવનકાળ દરમિયાન, અનંત જનોને દેખાડેલું છે અને તે સર્વ ભક્તજનોની તેવી વાર્તા સાંભળી, પોતે કૃતકૃત્યતા અનુભવી છે. એક સમયે પોતે ગઢપુરમાં વિરાજમાન હતા, તે વખતે પુરવાસી-જનોએ તથા દેશ-દેશાંતરમાંથી આવેલા ભકતજનોએ સાનંદ આશ્ચર્ય

× સત્સંગી જીવન, પંચમ પ્ર૦-અધ્યાય ૬૮, શ્લોક-૮૮

સાથે નિવેદન કર્યું: "શ્રી નરનારાયણદેવ, શ્રી લક્ષ્મીનારાયણદેવ, શ્રી હરિકૃષ્ણ મહારાજ, શ્રી ગોપીનાથ મહારાજ, શ્રી મદનમોહનજી મહારાજ, શ્રી રાધારમણદેવ ઇત્યાદિ જે જે પ્રતિમાઓ આપે સ્થાપન કરેલી છે, તે મૂર્તિઓએ અમારી અર્પણ કરેલી સેવા પ્રત્યક્ષ સ્વીકારી; અમારાં અર્પણ કરેલાં પુષ્પહાર, ઉપહાર વગેરે પ્રત્યક્ષ ગ્રહણ કર્યાં; અમારું ધરાવેલું નૈવેદ્ય તેમ જ જળ-દૂધ વગેરે પ્રત્યક્ષ આરોગી અમને આનંદ આપ્યો, અમારી સાથે વાર્તા કરી, કુશળ સમાચાર પૂછયા, અમારી સાથે મંદ હાસ્ય કર્યું." વગેરે વગેરે.*

વળી મૂર્તિપૂજાની શુદ્ધિ પોતે સ્વયં પ્રવર્તાવી. મૂર્તિઓની પ્રતિષ્ઠા કરનાર ઉપર તેમ જ મૂર્તિઓના પૂજારી ઉપર, મૂર્તિઓના દૈવતનો મોટો આધાર રહે છે. ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ મૂર્તિઓ સ્વયં પધરાવી; એટલું જ નહિ, પણ તે મૂર્તિઓ મહામંદિરોમાં પધરાવવાની હોય કે હરિમંદિરોમાં સ્થાપન કરવાની હોય પરંતુ તે ધર્મકુળના આચાર્ય જે મૂર્તિની પ્રતિષ્ઠા કરે અથવા જે મૂર્તિ પૂજા કરવા સારુ આપે, તે મૂર્તિ જ સેવ્યસ્વરૂપ જાણજો એવી આજ્ઞા કરી. વળી શ્રી લક્ષ્મીનારાયણ-દેવ વગેરેની જે મૂર્તિઓ પોતે પધરાવી, તેની પૂજા-સેવા-ધર્મ-વંશી આચાર્યને જ સુપરત કરી; તે શિક્ષાપત્રીમાં જ કહ્યું:—

"मया प्रतिष्ठापितानां मंदिरेषु महत्सु च ।
लक्ष्मीनारायणनादीनां सेवा कार्या यथाविधि ॥×

શ્રી લક્ષ્મીનારાયણ આદિ જે જે ભગવત્પ્રતિમાઓ મહા-મંદિરોમાં મેં સ્થાપન કરી છે, તેની યથાવિધિ સેવા, તમારે (ધર્મવંશી આચાર્યને) કરવી." અને ધર્મવંશી આચાર્યોએ

* સત્સંગી જીવન, પ્રકરણ ૫, અધ્યાય–૬૭

× શિક્ષાપત્રી, શ્લોક–૧૩૦

પોતાના પ્રતિનિધિ તરીકે નૈષ્ઠિકવ્રતધારી બ્રહ્મચારીઓને તે સેવો સોંપી: શુદ્ધ બ્રહ્મચર્યવ્રતવાળા પુરુષો જે મૂર્તિનું સેવન, પૂજન કરતા હોય, જે મૂર્તિ સ્વયં પોતે અથવા પોતાના પદ પર પરંપરાગત આરૂઢ થયેલા ધર્મવંશી આચાર્યે વેદોક્ત વિધિથી પ્રાણપ્રતિષ્ઠા કરાવવા પૂર્વક પધરાવી હોય, તે મૂર્તિના દૈવતમાં શું મણા હોય ? વળી વિશેષે કરીને તો ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ પોતાના સંકલ્પથી પોતાનું પ્રકટ-પણું જે દ્વારા રાખેલું હોય, તે મૂર્તિઓ માટે તો પૂછવું જ શું ? પરોક્ષમાં ભગવત્પ્રતિમાઓ, દેવ–દેવીઓની મૂર્તિઓ ઇત્યાદિ સ્થળે સ્થળે જોવામાં આવે છે; પણ તે માટે તો શ્રીમદ્ભાગવત કહે છે, 'તે ઉરુકાળે ફળે છે.' પરંતુ તે "ઉરુ-કાળનો નિયમ' આ પ્રકટ પ્રતિમાઓને લાગુ પાડી શકાય નહિ. આ પ્રતિમાઓ, જે સ્વયં શ્રી સ્વામીનારાયણ ભગવાને પધરાવી, અથવા એમની આજ્ઞાથી ધર્મવંશી આચાર્યોએ પધરાવી, તે દ્વારા તો એવું ને એવું જ પ્રકટપણું વર્તમાન–કાળે પણ અનુભવવામાં આવે છે: આ દ્વારા અનંત જીવનાં પ્રકટ પ્રમાણ કલ્યાણ થયાં છે, થાય છે ને થશે; એવો સંપ્રદાયના અનુયાયીઓ તેમ જ અન્ય મુમુક્ષુઓનો પણ સ્વાનુભવ છે.

**આચાર્યપદ:**–મહામંદિરો તૈયાર કરાવી તેમાં ભગવ-ત્સ્વરૂપ પધરાવવાનો સંકલ્પ કર્યો અને તે સંકલ્પને મૂર્ત સ્વરૂપ આપી અમદાવાદમાં શ્રી નરનારાયણદેવની (તથા ભૂજમાં પણ શ્રી નરનારાયણદેવની) તેમજ વડતાલમાં શ્રી લક્ષ્મીનારાયણદેવ વગેરેની મૂર્તિઓ પધરાવી. પછી પોતે વિચાર કર્યો: "આ મહામંદિરોનો વ્યવહાર, ત્યાગી પરમહંસોને કેવી રીતે અનુકૂળ આવશે ? ત્યાગીને આચાર્યપદ ઉપર સ્થાપન કરવામાં આવે, તો દીક્ષા લેવા નિમિત્તે સ્ત્રીઓના પ્રસંગમાં આવતાં, તેમજ દ્રવ્યનો સંબંધ તે વ્યવહાર નિમિત્તે અનિવાર્ય

હોઈ, દ્રવ્યનો પ્રસંગ પડતાં, ધર્મભ્રષ્ટ થવાનો સંભવ રહે; માટે આ સર્વ મંદિરોની સેવારીતિ યથાર્થ સચવાય અને દરેકના ધર્મનું યથાસ્થિત રક્ષણ થાય, એવો મારે પ્રબંધ કરવો." ધર્મરક્ષણના પવિત્ર હેતુથી પોતે ધર્મકુળ પસંદ કરી, પોતાના સ્થાન ઉપર પોતાના બે ભાઈ રામપ્રતાપજી અને ઈચ્છારામજી, તેમના પુત્રો અયોધ્યાપ્રસાદજી અને રઘુવીરજીની અનુક્રમે, અમદાવાદની શ્રી નરનારાયણદેવની અને વડતાલની શ્રી લક્ષ્મી-નારાયણદેવની ગાદીના આચાર્યો તરીકે સ્થાપના કરી. બન્નેના ધર્મો શિક્ષાપત્રીના શ્લોક ૧૨૩ થી ૧૩૪ માં લખ્યા; અને તે બન્નેની વ્યવહાર-ધર્મની હકૂમતને સ્પર્શતા નિયમો વગેરેની ચોખવટ કરનારો 'દેશ-વિભાગનો લેખ' પણ બન્નેને આપ્યો. ઉભયને પોતાની ગાદી ઉપર સ્થાપન કરી, તેમને વિષે પોતાનું પરમ દૈવત મૂકી, પોતાની પૂજા જેવી રીતે ભકતજનો કરતા, તેવી જ રીતે બન્ને આચાર્યોની કરાવી, ત્યાગી તથા ગૃહસ્થ આશ્રિતોના ગુરુપણાને વિષે સ્થાપન કર્યા. "**આચાર્ય પુરુષો-ને જ દીક્ષા આપે અને સમીપસંબંધ વિનાની અન્ય સ્ત્રીઓને મંત્રોપદેશ ક્યારેય ન આપે તથા અન્ય તેવી સ્ત્રીઓનો સ્પર્શ ન કરે, તેમ જ સંભાષણ તે સાથે ન કરે; એવી આજ્ઞા પોતે કરી; અને આચાર્યપત્નીઓએ, પોત પોતાના પતિની આજ્ઞાએ કરીને સ્ત્રીઓને જ મંત્રોપદેશ કરવો, પણ પુરુષને ન કરવો, તથા પોતાના સમીપસંબંધ વિનાના પુરુષનો સ્પર્શ ન કરવો, તેમજ તેમની સાથે સંભાષણ ન કરવું; ને તેમને પોતાનું મુખ પણ ન દેખાડવું; એવી આજ્ઞા કરી.**"÷ આવી ધર્મ-મર્યાદા પોતે સ્થાપન કરી તે એ હેતુથી કે ભક્તિમાર્ગને વિષે ભવિષ્યમાં ભ્રષ્ટવાડો ન થવા પામે; અને સ્ત્રીપુરુષોના ધર્મનું યથાસ્થિત રક્ષણ થાય. આચા-

÷ શિક્ષાપત્રી, શ્લોક ૧૨૩–૧૨૪ તથા ૧૩૩–૧૩૪

ર્યંનેર્વિષે પોતાનું દૈવત, તેજ ને સામર્થ્ય સ્થાપન કરી, તે દ્વારા પ્રકટે રહી અનંત જીવનાં કલ્યાણ કર્યાં છે, કરે છે ને કરશે; કારણ કે—

"ધર્મવંશી તે ધર્મમાં રહેશે રે,
અધર્મ વાતમાં પગ ન દેશે રે,
ધર્મ પાળશે ને પળાવશે રે;
અધર્મની રીત ટળાવશે રે.
× × × ×
કાં જે બેઠા છે ધર્મની ગાદી રે,
કહેશે ધર્મની રીતિ જે અનાદિ રે
× × × ×
નથી અન્ય આચાર જ જેવા રે,
જાય શ્રદ્ધા કરતાં સેવા રે. +"

—નિષ્કુળાનંદ સ્વામી

સત્શાસ્ત્રો:—શ્રી સત્સંગી જીવનગ્રંથ શ્રી સ્વામીનારાયણ ભગવાને સિદ્ધમુક્ત શતાનંદમુનિ પાસે સ્વયં કરાવ્યો. શિક્ષાપત્રી તો સ્વયં લખીને તે ગ્રંથમાં વણી લેવાની પોતે આજ્ઞા કરી. તે શિક્ષાપત્રીમાં જ કહ્યું—

'मद्रूपमितिमद्वाणी मान्येयं परमादरात्–આ મારી વાણી મારું સ્વરૂપ છે, એમ પરમ આદર થકી માનજો'× આ પૃથ્વી ઉપરથી અંતર્ધાન થતા પહેલાં પણ કહ્યું: "હવે આ ભૂતલમાંથી હું અંતર્ધાન થઈશ; પરંતુ અંતર્ધાન થયા પછી શિક્ષાપત્રીમાં પ્રકટ પ્રમાણ રહી, તે દ્વારા સર્વને સુખ આપીશ." એ શબ્દો કાવ્યમાં નીચે પ્રમાણે ગૂથવામાં આવ્યા છે.

---

+ પુરુષોત્તમપ્રકાશ, પ્રકાર–૩૮ × શિક્ષાપત્રી, શ્લોક–૨૦૯

"છેલ્લી વાત એ છે માની લેજો રે
શિક્ષાપત્રી માંહી અમે રહેશું રે
રહી એમાં સૌને સુખ દેશું રે" +

— નિષ્કુળાનંદ સ્વામી

શિક્ષાપત્રી, પ્રકટ ઉપાસકને એવો નિત્ય મનનીય ગ્રંથ છે કે આશ્રિત માત્ર વાસ્તે, આ ગ્રંથનું વાંચન, શ્રવણ, પૂજન પણ આવશ્યક પોતે રાખેલું છે. તે કહ્યું છે:—

"અમારી લખેલી જે શિક્ષાપત્રી, તેનો પાઠ અમારા આશ્રિત જે ત્યાગી સાધુ તથા બ્રહ્મચારી તથા ગૃહસ્થ બાઈ-ભાઈ સર્વે તેમણે નિત્ય કરવો; અને જેને ભણતાં આવડતું ન હોય, તેણે નિત્ય શ્રવણ કરવું; અને જેને શ્રવણ કરવાનો યોગ ન આવે, તેણે નિત્ય શિક્ષાપત્રીની પૂજા કરવી; એવી રીતે અમે શિક્ષાપત્રીમાં જ લખ્યું છે; માટે એ ત્રણમાંથી જેને ફેર પડે, તેણે એક ઉપવાસ કરવો એમ અમારી આજ્ઞા છે..."÷

આવી રીતે, પોતે અનંત જીવોનો ઉદ્ધાર કરવાનો જે દિવ્ય સંકલ્પ ધારી, પોતાના દિવ્ય ધામમાંથી આ પૃથ્વી પર પધાર્યા હતા, તે કાર્ય પરિસમાપ્ત થતાં; તેમ જ તે કાર્ય ભવિષ્યમાં પણ મૂર્તિ, આચાર્ય ને સચ્છાસ્ત્ર દ્વારા પૃથ્વીની સ્થિતિ રહે ત્યાં સુધી અવિચ્છિન્ન રહે તેવી વ્યવસ્થા થતાં, પોતે લીલા વિસ્તારી ગયા. અલ્પ સમયમાં જ પોતે નૃનાટક સંકેલી લઈ અનંત જીવોને અભયદાન આપવાની અલૌકિક રમત રમી ગયા!!! નિષ્કુળાનંદ સ્વામીના શબ્દોમાં કહીએ તો:—

+ પુરુષોત્તમપ્રકાશ, પ્રકાર-૪૮

÷ વચનામૃત, ગઢડા, અંત્ય પ્રકરણ-૧

"એ તો સર્વે વેષના વેષી રે, જાણે નરાકૃતિની દેશી રે,
ખોટ ન રાખી ખેલની માંય રે, ભલો ભજાવ્યો આપ ઇચ્છાયે રે;
રૂડી રમત રમી રૂપાળી રે, લીધાં જનને નિજ ધામ વાળી રે,
એવા રમ્યા ન રમશે કોય રે, જેહ ખેલને જોઈ જન મોયે રે."*

વિમળ એકાંતિક ધર્મ સ્થાપન કરી, એકાંતિક ભક્તોને પામવાનો આત્યંતિક કલ્યાણનો અગમ માર્ગ, પોતે સુગમ કર્યો, અને પોતાના સદુપદેશો સામાન્ય જનસમૂહ પણ ઝીલી શકે, તે વાસ્તે પોતે પોતાના મુક્તો સાથે આ લોકમાં પ્રકટ થઈ, પોતાના સ્વરૂપનું જ્ઞાન આપી, અવતાર હેતુ પરિસમાપ્ત કરી સ્વધામ પધાર્યા પોતે જ આત્મસંતોષ વ્યકત કરે છે:—

કહેવા રાખ્યું નથી કેડ કાંઈ રે;
જાવા મોક્ષના મારગ માંઈ રે
— નિષ્કુળાનંદ સ્વામી

આ ટૂંકમાં સહજાનંદ-સદુપદેશ છે.

સમાપ્ત

* પુરુષોત્તમપ્રકાશ, પ્રકાર-૪૯

'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'ની પ્રૌઢવાચનની
૧૮ પુસ્તકોની સાહસભરી નવી યોજના

# 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી'

પ્રૌઢશિક્ષણ માટે ઉપયોગી થાય તેવાં અને ઓછું ભણેલાંઓ રસપૂર્વક વાંચી–સમજી શકે એવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાની યોજના આ સંસ્થા તરફથી તૈયાર કરવામાં આવી છે; અને તેનું સંપાદન જાણીતા સાહિત્યકાર **શ્રી. મોહનલાલ મહેતા (સોપાન)** કરે છે. પડેલી યોજના મુજબ એમાં નીચે જણાવેલાં ૧૮ પુસ્તકો પ્રસિદ્ધ થશે.

આ યોજનાનાં પુસ્તકોમાં ઓછું ભણેલાં હજારો ભાઈ-બહેનોને જીવનને સ્પર્શતા વિષયોનું જ્ઞાન બને તેટલી સરળ ભાષામાં આપવાનો પ્રયત્ન થશે. નાનાંમોટાં સૌકોઈ સરળતાથી વાંચી શકે એ માટે આ યોજનાનાં બધાં પુસ્તકો **આવા મોટા અક્ષરોમાં** છપાશે.

આ યોજનામાં પ્રસિદ્ધ થનારાં ૧૮ પુસ્તકો પૈકી નીચેનાં દસ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છેઃ–

## નીચેનાં દસ પુસ્તકો તૈયાર છે.

૧. **પ્રકાશનાં પગલાં :** (સચિત્ર) લેખકઃ શ્રી. કરસનદાસ માણેક ★ જગતના ભિન્નભિન્ન ધર્મોની પ્રેરક કથાઓ

૨. **રાખની ઢગલી :** (સચિત્ર) લેખક : શ્રી. 'સૌજન્ય' ★ સંસારની સળગતી સમસ્યાઓ વાર્તાના સ્વરૂપમાં

૩. **હાસ્યતરંગ :** (સચિત્ર) લેખક : શ્રી. જ્યોતીન્દ્ર હ૰ દવે ★ જીવનમાં દરરોજ દેખાતા પ્રસંગો ઉપરના કટાક્ષ–લેખો

૪. **જીવનની કલા :** લેખક: શ્રી. રવિશંકર મહેતા ★ જીવનની સફળતા માટેનું વ્યવહારુ માર્ગદર્શન

૧૬. સાહસ-કથાઓ : લેખક : શ્રી. રમણિક અરાલ-વાળા ★ સાહસોમાંથી રચેલી દેશદેશની કથાઓ
૧૭. ગુજરાતના સેવકો : લેખક : શ્રી. ચંદ્રકાંત શાહ ★ ગુજરાતના મૂક સેવકોનો જીવનપરિચય
૧૮. આરોગ્યસાધના : લેખક : શ્રી. કાન્તિલાલ શાહ ★ આરોગ્યના સંરક્ષણ અંગે માર્ગદર્શન

## યોજના વિષે માહિતી

- યોજનાનાં દરેક પુસ્તકની છૂટક કિંમત દસ આના છે.
- આ શ્રેણીનાં અઢારે પુસ્તકો માટે અગાઉથી નાણાં મોકલી નામ નોંધાવનારને છૂટક મૂલ્યના કુલ થતા રૂા. ૧૧–૪ ને બદલે માત્ર રૂા. ૧૦) માં મળશે. ટપાલરસ્તે મંગાવવા ઇચ્છનારે રૂા. ૧–૮ વધુ એટલે કુલ ૧૧–૮ મોકલવા.
- 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકોને આ શ્રેણીનું પહેલું પુસ્તક **'પ્રકાશનાં પગલાં'** મોકલી અપાયું છે. એટલે 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકો પૈકી જેમને આ શ્રેણીના ગ્રાહક થવું હશે, તેમને એ પુસ્તકની માળાના હિસાબે થતી કિંમતના રૂા. ૦–૮ બાદ કરીને રૂા. ૯–૮ તથા ૧–૮ ટપાલખર્ચનો મળી કુલ રૂા. ૧૧–૦ મોકલી આપવા.
- પ્રથમનાં દસ પુસ્તકો તૈયાર થયાં છે; અને તે ગ્રાહક થતાંની સાથે જ મળશે–મોકલી અપાશે; તેમ જ બાકીનાં તૈયાર થશે, તેમ તેમ છ છ પુસ્તકો એકસાથે મોકલી અપાશે.

વધુ વિગત માટે લખોઃ—

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે, પોસ્ટ બૉક્સ નં. ૫૦, અમદાવાદ અને
કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે–મુંબઈ–૨

'સસ્તું' સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું' સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

| ઉત્તમ ધાર્મિક ગ્રંથો— | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| સંપૂર્ણ મહાભારત-ભાષાંતર-દળદાર સાત ગ્રંથોમાં... | ૫૨૦૮ | ૪૫-૦ |
| ઉપનિષદો—૧૧૨ સરળ ગુજરાતી ભાષાંતર-ચાર ભાગમાં | ૬૦૦ | ૪-૦ |
| મહાભારતનું શાંતિપર્વ-રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ-ચારે વર્ણ, આશ્રમના સામાન્ય ધર્મો; વિશેષ, મુખ્ય તથા ગૌણધર્મો ઇત્યાદિ ... ... | ૮૫૬ | ૭-૮ |
| માનસ રામાયણ-બે ભાગમાં, દોહા-ચોપાઈ હિંદી લિપિમાં અને અર્થ ગુજરાતીમાં ૩૦ ચિત્રો સાથે ... ... | ૧૪૦૦ | ૭-૦ |
| તુલસીકૃત રામાયણ-બે ભાગમાં, દોહા-ચોપાઈ ગુજરાતી લિપિમા અર્થ સાથે. ૩૬ ચિત્રો સાથે ... | ૧૪૩૨ | ૭-૮ |
| વાલ્મીકિ રામાયણ-ભાષાંતર ૩૭ ચિત્રો સાથે, મોટા અક્ષરો | ૧૫૨૮ | ૬-૮ |
| ગિરધરકૃત રામાયણ-કવિ ગિરધરદાસની હસ્તપ્રત ઉપરથી | ૭૬૨ | ૪-૮ |
| લઘુ યોગવાસિષ્ઠ મહામૂલા જીવનની હરેક પળ યોગપૂર્ણ વિતાવવા સલાહ પ્રેરતું અજોડ પુસ્તક ... | ૫૨૮ | ૨-૮ |
| યોગવાસિષ્ઠ મહારામાયણ-ચાર દળદાર ગ્રંથો, વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ-આ ૭ પ્રકરણો | ૧૯૦૮ | ૧૨-૦ |
| દત્ત-પરશુરામ અથવા આત્મદર્શનયોગ. ભગવાન દત્તાત્રેય પ્રણીત ત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ, વિસ્તૃત સમજણ અને વિવરણ સાથે | ૩૪૪ | ૨-૦ |
| શ્રીમદ્ ભાગવત-બે ગ્રંથમાં ભાષાંતર-આવૃત્તિ ૧૧મી, ૨૭ ચિત્રો | ૧૨૪૦ | ૮-૦ |
| એકાદશ સ્કંધ-મૂળ સહિત સરળ ભાષાંતર ... ... | ૪૮૦ | ૧-૪ |
| મહાવાક્ય રત્નાવલિ-સરળ અર્થ સાથે ... ... ... | ૧૪૪ | ૦-૧૨ |
| વિચાર સાગર-વેદાંતનાં કેટલાંક પુસ્તકોનું દોહન ... | ૪૩૨ | ૨-૮ |
| ભગવતી (દેવી) ભાગવત-સરળ ભાષાંતર, મોટા અક્ષરોમાં | ૬૨૮ | ૬-૦ |
| મનુસ્મૃતિ-સરળ ભાષાંતર, મૂળ શ્લોકો સહિત ... ... | ૬૪૦ | ૩-૦ |
| પાતંજલ યોગસૂત્ર-ભગવાન પતંજલિનાં યોગ સૂત્રો, અર્થ તથા સ્વામી વિવેકાનંદજીના વિવેચન સાથે ... | ૧૫૨ | ૧-૦ |
| જ્ઞાનયોગ-આત્મા, વ્યાવહારિક વેદાંત, કલ્યાણનો પંથ, યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયી-વગેરે ઉપર વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો | ૨૩૬ | ૦-૧૨ |
| રાજયોગ-(સ્વામી વિવેકાનંદકૃત) સાધન, પ્રાણ, પ્રાણનું આધ્યાત્મિક રૂપ, પ્રાણનો સંયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ | ૧૩૬ | ૦-૧૨ |

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# 'આમ સાહિત્યશ્રેણી'

આ ગ્રંથાવલિમાં જ્ઞાન–ચારિત્ર્યવર્ધક અને નિર્દોષ આનંદ મેળવી શકાય તેવું સાહિત્ય જૂજ કિંમતે બહાર પડે છે. હાલ નીચે પ્રમાણે પુસ્તકો પ્રકટ થયાં છેઃ—

| | | |
|---|---|---|
| ગીતાસંકલન–સંપાદકઃ શ્રી૦ રમણ મહર્ષિઃ મોઢે કરવા જેવા ગીતાના ૪૧ શ્લોકોનું સંકલન, બીજાં બે સંકલનો સાથે | | ૦–૩ |
| મનને–એક સંતની મનોનિગ્રહ પ્રેરતી કવિતાઓ ... ... | ૪૦ | ૦–૩ |
| વિચાર સૂર્યોદય–તત્ત્વજ્ઞાનની બાળપોથી જેવું વેદાંતનું સરળ પુસ્તક | | ૦–૩ |
| સેનાવતી ને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ–સ્વ૦ કલાપીકૃત | | ૦–૩ |
| જેસલ અને તોરલ તથા ગોપીચંદ ને જાલંધર– ,, | ૫૬ | ૦–૩ |
| જ્ઞાનનાં ઝરણાંઃ–સ્વામી માધવતીર્થ ... ... ... ... | ૬૪ | ૦–૩ |
| ઉચ્ચ જીવનઃ–ડૉ. હરિપ્રસાદ દેસાઈ ... ... ... ... | ૫૬ | ૦–૩ |
| ધ્યાન અને જ્ઞાન–સ્વામી માધવતીર્થ ... ... ... ... | ૪૮ | ૦–૩ |
| અણોજો ને નવું રેલવે સ્ટેશન–લે૦ શ્રી. ચુનીલાલ વ૦ શાહ | ૬૦ | ૦–૪ |
| જીવનનો મર્મ–લે૦ શ્રી. 'સોપાન' ... ... ... ... | ૮૪ | ૦–૬ |
| નવજવાન– ,, ,, ... ... ... ... | ૬૪ | ૦–૪ |
| અહિંસાનું રહસ્ય–,, ,, ... ... ... ... | ૭૨ | ૦–૪ |
| એ વૃદ્ધ પુરુષ!–,, ,, ... ... ... ... | ૫૬ | ૦–૪ |
| આશાને અજવાળે– ,, ... ... ... ... | ૫૬ | ૦–૪ |
| અખજી બાપા–કચ્છના મહાન સંતનું ચરિત્ર ... ... | ૪૮ | ૦–૪ |

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે, પોસ્ટ ઑફિસ નં. ૫૦, અમદાવાદ અને
કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ–૨

# ગ્રંથોનું સૂચિપત્ર

| ઉત્તમ-ધાર્મિક ગ્રંથો— | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| સંપૂર્ણ મહાભારત-ભાષાંતર-દળદાર સાત ગ્રંથોમાં ... | ૫૨૦૮ | ૪૫-૦ |
| ઉપનિષદો—૧૧૨ સરળ ગુજરાતી ભાષાંતર-ચાર ભાગમાં | ૬૦૦ | ૪-૦ |
| મહાભારતનું શાંતિપર્વ-રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ-ચારે વર્ણ, આશ્રમના સામાન્ય ધર્મો, વિશેષ, મુખ્ય તથા ગૌણધર્મો ઇત્યાદિ ... | ૮૫૬ | ૭-૮ |
| માનસ રામાયણ-બે ભાગમાં, દોહા-ચોપાઈ હિંદી લિપિમાં અને અર્થ ગુજરાતીમાં ૩૦ ચિત્રો સાથે .. ... | ૧૪૦૦ | ૭-૦ |
| તુલસીકૃત રામાયણ-બે ભાગમાં, દોહા-ચોપાઈ ગુજરાતી લિપિમાં અર્થ સાથે ૩૬ ચિત્રો સાથે | ૧૪૩૨ | ૭-૮ |
| વાલ્મીકિ રામાયણ-ભાષાંતર ૩૭ ચિત્રો સાથે, મોટા અક્ષરે | ૧૫૨૮ | ૬-૮ |
| ગિરધરકૃત રામાયણ-કવિ ગિરધરદાસની હસ્તપ્રત ઉપરથી | ૭૬૨ | ૪-૮ |
| લઘુ યોગવાસિષ્ઠ મહામૂલા જીવનની દરેક પળ યોગપૂર્ણ વિતાવવા સલાહ પ્રેરતુ અનેરૂં પુસ્તક ... | ૫૨૮ | ૨-૮ |
| યોગવાસિષ્ઠ મહારામાયણ-ચાર દળદાર ગ્રંથો, વૈરાગ્ય, મુમુક્ષુ ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ-આ છ પ્રકરણો | ૧૬૦૮ | ૧૨-૦ |
| દત્ત-પરશુરામ અથવા આત્મદર્શનયોગ ભગવાન દત્તાત્રેય પ્રણીત ત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ વિસ્તૃત સમજણ અને વિવરણ સાથે | ૩૪૪ | ૨-૦ |
| શ્રીમદ્ ભાગવત-બે ગ્રંથમાં ભાષાંતર-આવૃત્તિ ૧૧મી, ૨૭ ચિત્રો | ૧૨૪૦ | ૮-૦ |
| એકાદશ સ્કંધ-મૂળ સહિત સરળ ભાષાંતર ... ... | ૪૮૦ | ૧-૪ |
| મહાવાક્ય રત્નાવલિ-સરળ અર્થ સાથે . . | ૧૪૪ | ૦-૧૨ |
| વિચાર સાગર-વેદાંતના કેટલાક પુસ્તકોનું દોહન ... | ૪૩૨ | ૨-૮ |
| ભગવતી (દેવી) ભાગવત-સરળ ભાષાંતર, મોટા અક્ષરોમાં | ૬૨૮ | ૬-૦ |
| મનુસ્મૃતિ-સરળ ભાષાંતર, મૂળ શ્લોકો સહિત . . . | ૬૪૦ | ૩-૦ |
| પાતંજલ યોગસૂત્ર-ભગવાન પતંજલિના યોગ સૂત્રો, અર્થ તથા સ્વામી વિવેકાનંદના વિવેચન સાથે . | ૧૯૨ | ૧-૦ |
| જ્ઞાનયોગ-આત્મા, વ્યાવહારિક વેદાંત કલ્યાણનો પંથ, યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયી-વગેરે ઉપર વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો | ૨૩૬ | ૦-૧૨ |
| રાજયોગ-(સ્વામી વિવેકાનંદકૃત) સાધન, પ્રાણ, પ્રાણનું આધ્યાત્મિક રૂપ, પ્રાણનો સંયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ | ૧૩૬ | ૦-૧૨ |

*આખ્યાનમાળા-ગ્રંથ ૧ લો તથા ૨ જો-સ્વ૦ અનંત-
પ્રસાદકૃત ઋષિ-મુનિઓ તથા દેવ-દેવી-
ઓના કુલ ૪૩ આખ્યાનોનો ઉત્તમ સંગ્રહ ૧૪૨૮ ૬-૦
વૈદિક વિનય-દરરોજના સ્વાધ્યાય માટે પસંદ કરી ચૂંટેલા
૩૬૦ વેદમંત્રો, ભાષાંતર-વિસ્તૃત સમજૂતી સાથે ૮૪૦ ૩-૧૨
મોક્ષમાળા-શ્રીમદ્ રાજચંદ્રકૃત જૈનતત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક
મહાત્મા ગાંધીજીના પરિચય સાથે .. ... ૧૮૦ ૧-૪
હું કોણ ? અથવા ઉદાસક્તનું આત્મદર્શન- ... ...
લેખક: સ્વામી માધવતીર્થજી (નૂજ પ્રતો છે.) ૩૮૪ ૨-૦
અષ્ટાવક્રગીતા શ્લોકો તથા સરળ અર્થ ... ... ... ૭૨ ૦-૮
ઉપદેશસારસંગ્રહ-મહાત્મા તિરુવલ્લુવરના વેદતુલ્ય ઉપદેશો ૩૮૪ ૧-૮
સુબોધરત્નાકર-ધર્મનીતિના પ્રેરક ૧૦૫ દૃષ્ટાંતો . ... ૩૦૦ ૧-૮
હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ-અભયદેવ શર્માકૃત
ઉત્તમ વિચારતરંગો તથા બ્રહ્મર્ષીસૂક્તનું સરળ ભાષાંતર ૩૨૪ ૧-૦
આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર-પસંદ કરી ચૂંટેલા
ધર્મનીતિના શ્લોકો, સરળ અર્થ સાથે ... ૨૦૮ ૦-૮
વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા-ઉપદેશયુક્ત સંવાદ
આધુનિક અને રામાયણયુગની તુલના સાથે ૧૬૪ ૦-૪
વિષ્ણુસહસ્રનામ-ભગવાન વિષ્ણુના હજાર નામો, અર્થ સાથે ૧૨૮ ૦-૪
વિષ્ણુસહસ્ર નામાવલિ દર્શન ભગવાન વિષ્ણુના હજાર
નામો અર્થ તથા વિસ્તૃત વિવરણ સાથે... ૨૨૦ ૦-૬
અવધૂતગીતા-મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ... ૧૫૨ ૧-૦
આત્મરામાયણ-રામાયણની ટૂંકી કથા સાથે તત્વજ્ઞાન
સમજાવતું અધ્યાત્મ વિષયનું સરળ પુસ્તક ૧૪૦ ૦-૧૨
જીવન્મુક્તિવિવેક-તત્વજ્ઞાન, વાસનાક્ષય અને મનોનાશ
કરી મુક્તિ માટે માર્ગદર્શન આપતો સ્વામી
વિદ્યારણ્યકૃત પ્રાચીન ગ્રંથ ... ... ૨૨૦ ૧-૪
પરમાનંદની પ્રાપ્તિ-લે૦ ધીરજલાલ સાંગાણિયા: શુદ્ધાદ્વૈત
મતથી બ્રહ્મનું નિરૂપણ કરતું પુસ્તક, રસિક વાતચીતરૂપે ૨૬૪ ૧-૮
પ્રભુમયજીવનનું રહસ્ય-મહાપુરુષોના ઉપદેશની વાનગી
તથા ભજનો ઇત્યાદિ ૨૬૮ ૧-૨
વિદુરનીતિ-શ્લોકો તથા સરળ ભાષાંતર ... .... ... ૧૬૮ ૦-૧૨

જીવન પગલે-(કાવ્યો)-જીવનપથ ઉજાળવાની પ્રેરણા
આપતો કાવ્યસંગ્રહ ... ૧૧૨ ૦-૧૦

મીરાં અને નરસિંહ-(સંપાદક: ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ
દિવેટિયા) પસંદ કરેલાં ૧૯૩ ભજનો તથા પદો ૧૦૪ ૦-૧૨

આત્મવિલાસ-જુદાજુદા દૃષ્ટિબિંદુઓથી વેદાંત સમજાવતો ગ્રંથ ૩૪૪ ૨-૦

શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા-ભગવાન જ્ઞાનેશ્વરે લખેલી અનેક
દાખલા-દૃષ્ટાંતથી ગીતા સમજાવતી 'ભાવાર્થ
દીપિકા'ની ટીકાના સરળ અર્થ સાથે ... ૮૮૮ ૪-૦

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા-ગુજરાતી સરલાર્થ તથા પંડિત
નીલકંઠની વિસ્તૃત ટીકા સાથે, કદ પત્રજા ૬૭૬ ૧-૧૦

શ્રીભગવદ્‌ગીતા-એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતર,
બોર્ડપદ્દીનાં પૂઠાં ... ... ... ... ... ૪૮૮ ૦-૮

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા-માત્ર ગુજરાતી ભાષાંતર
આવૃત્તિ ૨૦ મી, બોર્ડપદ્દીનાં પૂંઠાં ... ... ૨૮૮ ૦-૪

ઉત્તરગીતા-અર્જુનને ઉત્તરાવસ્થામાં શ્રીકૃષ્ણે આપેલા તત્ત્વ-
બોધનો સરળ અનુવાદ મૂળ શ્લોકો સાથે ... ૬૪ ૦-૬

## સંતવાણી તથા ઉપદેશો—

અખજી બાપા-કચ્છના મહાન સંતનું ચરિત્ર ... ... ૪૮ ૦-૪

પરમસુખી થવાના ઉપાય-શ્રીમત્પુરાણશર્માના ધાર્મિક
વ્યાખ્યાનોનો ઉપયોગી સંગ્રહ ૩૩૬ ૨-૦

રામકૃષ્ણકથામૃત-ઉપદેશો, બોધક વાતચીતના પ્રસંગો ઇ૦ ૮૦૦ ૫-૦

દીવાને સાગર-પ્રભુપ્રાપ્તિ અને જીવનસાફલ્યનો ઉલ્લાસ
આપતી શ્રી સાગરની ગઝલોનો સંગ્રહ ... ૪૮૦ ૪-૮

અખાની વાણી-અઘરા શબ્દોના અર્થ સાથેની ત્રીજી આવૃત્તિ ૫૦૪ ૩-૦

પ્રીતમદાસની વાણી-ચોગ, છપ્પા, કક્કા, મહિના ઇ.નો સંગ્રહ ૫૬૦ ૨-૮

ભજનસાગર-જુદાજુદા ભક્તોનાં ૯૩૧ ઉત્તમ ભજનોનો સંગ્રહ ૬૮૮ ૨-૮

તુકારામ્હણે-સંત તુકારામના પસંદ કરેલા અભંગોનો સંગ્રહ
મરાઠીમાં... , ૧૨૦ ૦-૫

દાસબોધ-ભક્તિનિરૂપણ, જન્મદુઃખનિરૂપણ, નવ પ્રકારની
ભક્તિ, બ્રહ્મનિરૂપણ, પિંડ અને બ્રહ્માંડ, સારાસાર
વિચાર ઇ૦ અનેક પ્રકારના સમર્થ રામદાસના ઉપદેશો ૬૪૮ ૨-૮

## સંતો તથા વીર પુરુષોનાં જીવનચરિત્રો—

ભક્તચરિત્ર–નાભાકૃત ભક્તમાળમાં નહિ આવેલા
મહાન ૨૯ ભક્તોના અદ્‌ભુત અને પ્રેરણાદાયી ચરિત્રો ૫૨૮ ૨–૮
આદર્શ ચરિત્રસંગ્રહ–ભાગ ૨ જો–બોધક ૭૦ ટૂંકા ચરિત્રો ૬૨૪ ૨–૮
મુસ્લિમ મહાત્માઓ–૬૧ મુસ્લિમ સૂફી સંતોના ચરિત્રો ૭૫૬ ૨–૪
નાનક ટૂંકુ ચરિત્ર, અન્ય નવ ગુરુઓના ટૂંકા પરિચય સાથે ૭૨ ૦–૬
મહર્ષિ દયાનંદ–ગુજરાતના મહાન જ્યોતિર્ધરનું ચરિત્ર ૧૫૨ ૧–૦
મહાવીર–ભગવાન મહાવીરનુ ટૂંકું ચરિત્ર .. ... ... ૫૬ ૦–૬
રમણ મહર્ષિ–(યે સ્વામી માધવતીર્થ) ટૂંકો પરિચય ને બોધ ૧૮૪ ૧–૦
શ્રી તૈલંગ સ્વામી, વિશુદ્ધાનંદ તથા પોહારીબાબાના ચરિત્રો .૮૮ ૦–૪

ઐતિહાસિક તથા સાહિત્યવિષયક ગ્રંથો—

ભારતના વીરપુરુષો–ઐતિહાસિક ૪૦ વીર પુરુષોના ચરિત્રો ૩૩૬ ૧–૪
વીર દુર્ગાદાસ અથવા મારુ સરદારો–મારવાડના રાજપૂત
યુગના આ નરકેસરીનુ વીરત્વભર્યું વૃત્તાંત .. ૩૦૪ ૧–૦
કચ્છની લોકવાર્તા–(લે૦ શ્રી ડુંગરશી ધરમશી સંપટ) ..
કચ્છદેશની રાજપૂત યુગની ઘટનાઓ આલેખતો ગ્રંથ ૩૫૪ ૨–૦
સાહિત્યપ્રારંભિકા–ગુજરાતી સાહિત્યના વિકાસનો ...
ઇતિહાસ વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ... ૧૫૨ ૧–૦
ગુજરાતની ગઝલો–(દી બ કૃષ્ણલાલ ઝવેરી સંપાદિત)
જુદીજુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ... ૧૮૦ ૧–૦
જયભારતી (કાવ્ય) શ્રી 'શયદા'કૃત. ભારતની ચડતી–
પડતીનુ દિગ્દર્શન ... ... .. ... ૩૬ ૦–૬

ખાસ સ્ત્રીઉપયોગી ગ્રંથો—

સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો–સ્ત્રીઓની કેળવણી, લગ્ન, વારસા-
હક્ક, ગામડાની સ્ત્રીઓના પ્રશ્ન, કાર્યક્ષેત્ર શારીરિક
સંપત્તિ ગૃહઉદ્યોગ તથા સ્ત્રીઓની ફરજ ઇ૦ અનેક વિષયો ૨૬૪ ૧–૮
કલ્યાણમયી વાર્તાના સ્વરૂપમા સ્ત્રીઉત્કર્ષની ભાવનાને
રજૂ કરતો ગ્રંથ સ્ત્રીઓના રોગો અને તેના
ઉપાયો સાથે 'આવૃત્તિ ૨ જી ... ૨૨૪ ૧–૦
ભારતની દેવીઓ–ત્રણ ગ્રંથો : પ્રાચીન તથા અર્વાચીન
૫૨૮ સતીઓના ચરિત્રો : સૌથી મોટો ને સસ્તો સંગ્રહ ૨૨૬૮ ૦–૦
દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી–સ્ત્રીઉપયોગી ટૂંકી
ચાર વાતો–બાલિકાઓ માટે ખાસ ઉપયોગી ૧૧૦

ટૂંકી વાર્તા-ગ્રંથ ૧ લો-સામાજિક નિર્દોષ ૬૬ વાતો ૫૮૮ ૨-૮
„ – „ ૨ જો-કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો ૫૭૧ ૨-૮
ટૂંકી વાતો-ગ્રંથ ૫ મો-સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો ૪૦૮ ૨-૮
„ – „ ૬ ઠ્ઠો-સર્વ માટે ઉપકારક ૮૬ વાતો ૭૨૦ ૨-૮

## સ્ત્રી-વૃદ્ધો-બાલકો માટે ઉપયોગી સ્વર્ગનાં પુસ્તકો—

સ્વર્ગનું વિમાન-ભક્તિમાર્ગના ટૂંકા ૩૨૫ રમૂજી દાખલા ૩૭૨ ૨-૦
સ્વર્ગની કૂંચી-સદ્વર્તન રાખતા શીખવનારું પુસ્તક ... ૩૭૨ ૨-૦
સ્વર્ગનો ખજાનો-ભક્તિમાર્ગની સરળ ત્રીજી ચોપડી ... ૩૧૨ ૨-૦
સ્વર્ગનો પ્રકાશ-જ્ઞાન અને પરમાર્થનો સંબંધ તથા ...
પાગલ હરનાથની જાણવાલાયક વાતો ... ૩૩૬ ૨-૦
સ્વર્ગનો આનંદ-ભક્તિના અનેક પ્રકારો ઇત્યાદિ ... ૩૬૦ ૨-૦
સ્વર્ગની જિંદગી-કંગાળ મનોદશાને માટે ભોમિયારૂપે ૩૦૦ ૨-૦
સ્વર્ગની સડક સ્વર્ગપ્રાપ્તિ માટેનો રસ્તો બતાવનાર ૪૬૮ ૨-૦
સંસારમાં સ્વર્ગ-સંસારને સ્વર્ગરૂપ બનાવનારું પુસ્તક ૩૪૮ ૨-૦
સ્વર્ગની સીડી-મોક્ષમાર્ગના ૧૨ પગથિયાંની સમજ .. ૩૬૦ ૨-૦
સાચું સ્વર્ગ-ભક્તિ ને જ્ઞાનવિષયક સાદી વાતો ... ૪૯૨ ૨-૦

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

અંતરની વ્યથા-લે૦ 'સોપાન' હૃદયના ઊંડાણમાંથી
ભભૂકતી સાચી પાંચ જ્વાળાઓ જીવનને
આબાદ રીતે દૃઢ ટેકીલું બનાવી ખરા રાહ
પર લાવે છે ... ... ... ... ૧૯૨ ૧-૪
આત્મનિરીક્ષણ ને સંકલ્પ-રમણલાલ વ૦ દેસાઈનું વ્યક્તિગત
અને સમાજની નિર્બળતા ઉપર ડોકિયું કરી સ્વસુધારણા
માટે પ્રેરણા આપતું ઉત્તમ પુસ્તક .. ૧૬૮ ૧-૦
સુબોધપુષ્પવાટિકા-શેખસાદીકૃત નીતિવિષયક, મધુર અને
હૃદયગ્રાહી શૈલીમાં લખાયેલું પુસ્તકઃ રાજાની અને ત્યાગીની
રહેણીકરણી, મૌનનો મહિમા, શિક્ષણનું ફળ ઇત્યાદિ ૧૩૬ ૦-૫
સુબોધ કથાસાગર-બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ ૪૬૪ ૨-૦
આગળ ધસો-ચેતનાપ્રેરક મહાન્ ગ્રંથ ( આવૃત્તિ ૩જી ) ૪૬૮ ૨-૮
ભાગ્યના સ્રષ્ટાઓ માણસ પોતાનું ભાગ્ય પોતાના હાથે જ
કેવી રીતે રચી શકે છે, તે બતાવતું દૃષ્ટાંતો સાથેનું
ઉત્સાહપ્રેરક પુસ્તક ... ... ... ... ૫૬૪ ૨-૮

સુખી જીવનના સાધન—વ્યાવહારિક સુખ મેળવી આનંદી
જીવન ગાળવા ઉત્સાહ પ્રેરક પુસ્તક... ૩૧૨ ૦-૮

આદર્શ દૃષ્ટાંતમાળા—ભાગ ૧-૨—મહાપુરુષોના જીવનપ્રસંગો
પરથી બોધક અને અનુકરણીય ૮૧૯ દૃષ્ટાંતોનો સંગ્રહ ૬૨૮ ૪-૦

કતલખાનું—શ્રમજીવીઓનાં અનેકવિધ દુઃખોનો તાદૃશ્ય ચિતાર
રજૂ કરતી નવલકથા (અપ્ટન સિંકલેરકૃત) ૬૬૬ ૩-૦

શુભસંગ્રહ—(ભાગ ૧, ૨ ને ૯) જુદા જુદા ત્રણ ગ્રંથોમાં
ઘરગથ્થુ દવાઓ તથા ઉપયોગી માહિતીના
૪૦૧ લેખોનો ઉપયોગી સંગ્રહ... ... ૧૪૫૨ ૫-૪

## વૈદક તથા વિજ્ઞાનના ગ્રંથો—

આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદરાજ—૧૦ મી આવૃત્તિ:
અનેક વનસ્પતિઓના ગુણ-દોષ, ઉપયોગ તેમ જ રોગો,
તેનાં લક્ષણ ને કારણ તથા ઉપચારોનો મહાન ગ્રંથ ૮૩૨ ૬-૦

આપણો ખોરાક—લે. મિનુ મસાણી; કેવા ને કેટલો
ખોરાક લેવો જોઈએ ? તે વૈજ્ઞાનિક દૃષ્ટિએ સમજાવતું પુસ્તક ૧૨૦ ૦-૧૨

ઔષધિ કલ્પલતા—જડ અને હઠીલા રોગો ઉપર ૪૩
વનૌષધિઓના સેવન વિષે સમજૂતી ... ... ૧૧૨ ૦-૧૨

વૈદક સંબંધી વિચારો—બે ગ્રંથમાં, આરોગ્ય અને વૈદકને
લગતા ઉપયોગી ૨૬૧ લેખોનો સંગ્રહ ૧૧૧૬ ૩-૧૨

આયુર્વેદ નિબંધમાળા બે ગ્રંથમાં, વૈદ્ય હિરાચંદ તારા-
ચંદકૃત: આયુર્વેદ પ્રમાણે અનેક રોગ, તેનાં લક્ષણ, કારણ,
ઉપાયો તેમ જ અનુભૂત ઉપચારો બતાવતો ઉત્તમ ગ્રંથ ૧૧૫૨ ૬-૦

આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન—મ૦ ગાંધીજીકૃત: શરીરરચના,
હવા પાણી, ખોરાક, કસરત, કપડાં, પથ્થરના તથા માટી-
ના ઉપચાર, અકસ્માત, અને બેરા સ્ત્રી-પુરુષનું કર્તવ્ય વગેરે ૧૨૦

ટૂંકી વાતો-ગ્રંથ ૧ લો-સામાજિક નિર્દોષ ૬૬ વાતો ... ૫૮૮ ૨-૮
" - " ૨ જો-કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો ... ૫૭૬ ૨-૮
ટૂંકી વાતો-ગ્રંથ ૫ મો-સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો ... ૪૦૮ ૨-૮
" - " ૬ ઠ્ઠો-સર્વ માટે ઉપકારક ૮૬ વાતો ... ૭૨૦ ૨-૮

## સ્ત્રી-વૃદ્ધો-બાલકો માટે ઉપયોગી સ્વર્ગનાં પુસ્તકો—

સ્વર્ગનું વિમાન-ભક્તિમાર્ગના ટૂંકા ૩૨૫ રમૂજી દાખલા ... ૩૭૨ ૨-૦
સ્વર્ગની કૂંચી-સદ્વર્તન રાખતાં શીખવનારું પુસ્તક ... ૩૭૨ ૨-૦
સ્વર્ગનો ખજાનો-ભક્તિમાર્ગની સરળ ત્રીજી ચોપડી ... ૩૧૨ ૨-૦
સ્વર્ગનો પ્રકાશ-જ્ઞાન અને પરમાર્થનો સંબંધ તથા ...
પાતાલ દરનાયની જાણવાલાયક વાતો ... ૩૩૬ ૨-૦
સ્વર્ગનો આનંદ-ભક્તિના અનેક પ્રકારો ઇત્યાદિ ... ૩૬૦ ૨-૦
સ્વર્ગની જિંદગી-કંગાળ મનોદશાને માટે ભોમિયારૂપે ... ૩૦૦ ૨-૦
સ્વર્ગની સડક સ્વર્ગપ્રાપ્તિ માટેનો રસ્તો બતાવનાર ... ૪૬૮ ૨-૦
સંસારમાં સ્વર્ગ-સંસારને સ્વર્ગરૂપ બનાવનારું પુસ્તક ... ૩૪૮ ૨-૦
સ્વર્ગની સીડી-મોક્ષમાર્ગના ૧૨ પગથિયાની સમજ... ૩૬૦ ૨-૦
સાચું સ્વર્ગ-ભક્તિ ને જ્ઞાનવિષયક સાદી વાતો ... ૪૯૨ ૨-૦

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

અંતરની વ્યથા-લે૦ 'સોપાન' હૃદયના ઊંડાણમાંથી ભભૂકતી સાચી પાંચ જ્વાળાઓ જીવનને આબાદ રીતે દઢ ટેકીલું બનાવી ખરા રાહ પર લાવે છે ... ... ... ... ૧૯૨ ૧-૪
આત્મનિરીક્ષણ ને સંકલ્પ-રમણલાલ વ૦ દેસાઈનું વ્યક્તિગત અને સમાજની નિર્બળતા ઉપર ડોકિયું કરી સ્વસુધારણા માટે પ્રેરણા આપતું ઉત્તમ પુસ્તક ... ૧૬૮ ૧-૦
સુબોધપુષ્પવાટિકા-શેખસાદીકૃત નીતિવિષયક, મધુર અને હૃદયગ્રાહી શૈલીમાં લખાયલું પુસ્તકઃ રાજાની અને ત્યાગીની રહેણીકરણી, મૌનનો મહિમા, શિક્ષણનું ફળ ઇત્યાદિ ૧૭૬ ૦-
સુબોધ કથાસાગર-બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ ૪૬૪ ૨
આગળ ધસો-ચેતનાપ્રેરક મહાન ગ્રંથ ( આવૃત્તિ ૩જી ) ૪૬૮ -
ભાગ્યના સ્રષ્ટાઓ માણસ પોતાનું ભાગ્ય પોતાના હાથે જ કેવી રીતે રચી શકે છે, તે બતાવતું દૃષ્ટાંતો સાથેનું ઉત્સાહપ્રેરક પુસ્તક ... ... ... ... ૫૬૪ -